રા. રા. હરગોવનદાસ તરફથી ચાલતાં પ્રાચીન પુસ્તકોના અતિ ઉપયોગી ગ્રાહકોને એકવાર બંધ પડવા વેળા આવી ગઈ હતી; અને હાલમાં પણ કેટલે અપૂર્વ શ્રમ કર્યા પછી તે પાછા ચાલુ થઈ શક્યા છે. લોક સેવામાં અમારા તરફથી કેટલું બને છે કે બનશે તે અમારાથી તો કહી નજ શકાય, પણ અમે ઘણે વર્ષોથી ખોટ ખાઈને પણ અમારા સિદ્ધાન્તને વળગી આગ્રહપૂર્વક લોક સેવામાં મચ્યા રહીએ છીએ. એટલી અમારી શુભ વાસનાજ અમારા કામને લોકપ્રીતિનું પાત્ર બનાવવા પૂર્તિ છે. છતાં ખુશામદ કરવાની કે એવી કોઈ યુક્તિ અમારે હાથ ન લાગવાથી અમે અમારો હેતુ વધારે સારી રીતે પાર પાડવાની ઇચ્છામાં નિષ્ફલ થયાં જઈએ છીએ, એ પણ આપણા વાચક વર્ગની કદરદાનીનો ઉમદા દાખલો છે! અસ્તુ. એટલાથીજ અમને થોડો સંતોષ નથી કે વગર ખુશામદે કેવલ અમારા શ્રમ માત્રનીજ ખુબી કરી અમને અમારી હાલની સ્થિતિમાં ટકવા જેટલી પણ મદદ અમારા ગ્રાહકો તરફથી શુદ્ધ પ્રેમબુદ્ધિએ મળે છે.

સંસાર સુધારણા એજ આ પત્રનો મુખ્ય હેતુ છે. સંસારની રચના અને ધર્મ બંધન એ બેનો નિકટ સંબંધ, અનાદિ સિદ્ધ સંબંધ; વારંવાર અમે બતાવેલો છે. અર્થાત્ તેને ઉદ્દેશીનેજ ધર્મનો પાયો યથાર્થ બાંધવા માટે અમે શ્રીમદ્ભગવદ્ગીતાનું વિવેચન ચાલતું કરેલું છે, ને તેને સમર્થન કરવા યોગ્ય આચાર પદ્ધતિ લક્ષમાં આણવામાટે પ્રસંગે પ્રસંગે સદ્વૃત્તિનો વિષય દાખલ કરવામાં આવે છે. સર્વને રુચિ એકજ પ્રકારની હોતી નથી, માટે ગુલાબસિંહ એ વાર્તા પણ મુકવામાં આવે છે. છતાં તેમાં પણ સદ્ધર્મ અને તદનુસાર સદાચારના સિદ્ધાન્તોનુંજ સૂક્ષ્મ વિવરણ સમાવવાનો યત્ન છે. આ ઉપરાંત સ્ફુટ કાવ્યો, શબ્દવ્યવસ્થા અને તેની અધિષ્ઠાત્રી ભાષા તે સંબંધી વિષયો ઇત્યાદિ પણ પ્રસંગવશાત્ સિદ્ધાન્તને અનુસરી દાખલ કરવામાં આવે છે. આપણા સરસ્વતી મંડલની અવ્યવસ્થામાં કાંઇ સુધારો થાય એ શુદ્ધ બુદ્ધિથી યથામતિ નિષ્પક્ષપાત વિવેચન કરી, અમને જે જે ગ્રંથો મળે છે તેની અને વખતે પચાતા લઈને પણ નવા ગ્રંથોની સારાસારતા પણ જણાવીએ છીએ. આ બધી બાબતો યથાર્થ રીતે પ્રતિમાસ સમાવવા માટે ૨૦ પાના પૂરતાં નથી, છતાં તેમાં વધારો કરવાની વાતમાં પૂર્ણ અનુમોદન ન જણાયાથી અમે દલગીરી સાથે તેમ કરી શક્યા નથી. કાગળ ઉપર ઉમેરેલા.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

(અનુસંધાન પુસ્તક ૩જા ને પાને ૧૮ થી.)

## અધ્યાય ૩.

### अर्जुन उवाच।

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥
व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥

### श्रीभगवानुवाच।

लोकेऽस्मिन् द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥
न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥
नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥
कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ६ ॥
यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥
यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ ९ ॥

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥
देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥
इष्टान्भोगान् हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥ १२ ॥
यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥ १३ ॥
अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥
एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥

અક્ષરાર્થ:—(૧) અર્જુન કહે છે:—હે જનાર્દન! કર્મ કરતાં (સાંખ્ય) બુદ્ધિ વધારે સારી ધારતા હો, તો મને, હે કેશવ! ઘોર કર્મમાં શા માટે યોજો છો? (૨) એવાં મિશ્રિત જેવાં વાક્યથી મારી બુદ્ધિને મોહ પમાડવા જેવું કરો છો, માટે એકનો નિશ્ચય કરીને કહો, કે જેનાથી હું શ્રેયને પામું; (૩) શ્રી ભગવાન્ કહે છે:—પૂર્વે, મેં, લોકની બે પ્રકારની નિષ્ઠા હે અનઘ! કહી છે: જ્ઞાનયોગવડે કરીને સાંખ્યવાળાની, અને કર્મયોગવડે કરીને યોગવાળાની; (૪) કર્મ ન આરંભવાથી પુરુષ નૈષ્કર્મ્યનું (લક્ષણ) ભોગવી શકતો નથી, તેમજ સંન્યાસમાત્રથીજ સિદ્ધિ પામી જતો નથી; (૫) કોઈ, એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતું નથી; (કેમકે) સર્વને બાંધી રાખીને પ્રકૃતિના ગુણો કર્મમાં પ્રેરે છે; (૬) જે મહામૂઢ કર્મેન્દ્રિયોને કબજે કરી મનથી (તે) ઇન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરતો રહે છે તે મિથ્યાચારી-ઢોંગી-કહેવાય છે; (૭) પણ જે ઇન્દ્રિયોને મનવડે કબજે રાખી, કર્મેન્દ્રિયોથી (કર્મ)યોગ કરે છે તે અસક્ત હોવાથી શ્રેષ્ઠ છે, (૮) નિરંતર તું કર્મ કર, કેમકે, અકર્મ કરતાં (કર્મ) વધારે ઠીક છે; તારી શરીરયાત્રા પણ અકર્મથી

સિદ્ધ થશે નહિ; (૯) યજ્ઞવિનાને અર્થે કરવાથી લોક બંધનમાં પડે છે, યજ્ઞમાટે, હે કૌન્તેય, સંગ તજીને કર્મ (સુખે) કર; (૧૦) પૂર્વે યજ્ઞાધિકારી પ્રજા સર્જીને પ્રજાપતિએ કહ્યું, આનાથી તમે વૃદ્ધિ પામો, એ તમને ઈષ્ટ આપનાર કામધેનુ થાઓ; (૧૧) આનાથી દેવાર્ચન કરો, અને દેવતાઓ પણ તમને આનંદ આપો એમ પરસ્પરને સંતોષ કરતા તમે પરમ શ્રેય પામશો. (૧૨) યજ્ઞથી તૃપ્ત થયેલા દેવ તમને ઇષ્ટ ભોગ આપશે; તેથી તેમણે આપેલું તેમને આપ્યાવિના જે ભોગવે તે ચોરજ જાણવો; (૧૩) યજ્ઞશેષનો ભોગ કરનાર સત્પુરુષો સર્વ પાપથી છૂટે છે, જેઓ પોતાનેજમાટે પાક કરે છે તે પાપીઓ પાપનેજ ભોગવે છે; (૧૪) અન્નથી ભૂતમાત્ર થાય છે, અન્ન પર્જન્યથી થાય છે, પર્જન્ય યજ્ઞથી થાય છે. અને યજ્ઞ કર્મથી થાય છે, (૧૫) કર્મ વેદપ્રણીત છે, વેદ અક્ષર બ્રહ્મથી થયા છે, એટલામાટે સર્વ વ્યાપિ પરબ્રહ્મ નિત્યે યજ્ઞમાં વસે છે. (૧૬) આમ પ્રવૃત્ત કરેલી ચક્રને જે અનુસરતો નથી તે પાપી જીવ-તરવાળો, કેવળ ઇન્દ્રિયોનેજ પોષનાર હે પાર્થ વ્યર્થ આવરદા ગુમાવે છે.

વિવેચનઃ-પ્રથમાધ્યાયમાં અધિકારનિર્ણય કરી ઉપોદ્ઘાત કર્યા પછી, દ્વિતીયાધ્યાયથી બધો શાસ્ત્રાર્થ સૂત્રરૂપે કહી દીધો છે. હવે જે જે કહેવાશે તે એ સૂત્રોના વ્યાખ્યાનરૂપેજ છે એમ જાણવું. નિષ્કામ કર્મનિષ્ઠા, અંતઃકરણશુદ્ધિ, શમદમાદિ સાધન પુરઃસર સર્વ કર્મ સંન્યાસ, વેદાંત વિચાર સહિત ભગવદ્ભક્તિ, તત્ત્વજ્ઞાન નિષ્ઠા, તેનું ફલ ત્રિગુણાત્મક અવિદ્યાની નિવૃત્તિથી જીવન્મુક્તિ, તે દશામાં પણ પરવૈરાગ્યપ્રાપ્તિ, દૈવસંપત્-આસુરસંપત્નું ઉપાદેયત્વ તથા હેયત્વ, પ્રારબ્ધ ક્ષય થતાં વિદેહ કૈવલ્ય એમ ક્રમે કરીને બધો શાસ્ત્રાર્થ સૂચિત થાય છે. તેમાં બીજા અધ્યાયમાં યોગસ્થ. કુરુકર્માણિ એમાં સૂચવેલી સત્વશુદ્ધિ કરવાવાળી નિષ્કામ કર્મનિષ્ઠા કોને લક્ષને સામાન્યરૂપે તૃતીય તથા વિશેષ રૂપે ચતુર્થ એ બે અધ્યાય પ્રવર્તેલા છે. વિહાયકામાન્ યઃ સર્વાન્ ઇત્યાદિથી સૂચવેલી શુદ્ધાન્તઃકરણવાળાને શમદમાદિ સાધનથી પ્રાપ્ત થયેલી સર્વકર્મસંન્યાસનિષ્ઠા સંક્ષેપથી પંચમમાં તથા વિસ્તારથી ષષ્ઠાધ્યાયમાં કહેલી છે. આટલા છ અધ્યાયથી ત્વમ્ એ પદાર્થનો નિર્ણય પણ પ્રકારાન્તરે થઇ રહે છે. પછી યુક્તઆસીતમત્પર ઇત્યાદિથી સૂચવેલી ભગવદ્ભક્તિનિષ્ઠા, વિવિધ પ્રકારે બીજા છ અધ્યાયમાં વર્ણવી છે, ને તેમ કરતાં તત્ પદાર્થનો નિર્ણય પણ કર્યો છે. પછી તત્ અને ત્વમ્ તેના ઐક્યરૂપ, નેહાભિક્રમનાશોસ્તિ ઇત્યાદિથી કહેલી તત્ત્વજ્ઞાનનિષ્ઠા, પ્રકૃતિપુરુષ વિવેક દ્વારા ત્રયોદશમાં કહી છે. ત્રૈગુણ્યવિષયા વેદા નિસ્ત્રૈગુણ્યો ભવાર્જુન એ

પ્રવૃત્તિ તે પણ બ્રહ્મમયજ છે; ને વિશ્વની સ્વતઃસિદ્ધ પ્રવૃત્તિમાં અર્થાત્ બ્રહ્મમાં દુઃખ કે પાપનો અંશ પણ નથી એટલે તે પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થનારને બંધન ક્યાંથી હોય? આવો સૂક્ષ્મ વિચાર કરવાથી અત્રે યજ્ઞને બ્રહ્મરૂપ કહ્યો છે તેનું રહસ્ય સમજાશે, અને તે બ્રહ્મરૂપ યજ્ઞનું આરાધન કરવામાં બંધન નથી, એ નિયમનું તત્ત્વ પણ સ્પષ્ટ થશે. આવા યજ્ઞની ફલસિદ્ધિપરત્વે આ વિશ્વનાં જે જે તત્ત્વ યોજાયલાં છે, તે તે તત્ત્વના સૂક્ષ્મ રૂપને 'દેવતા' એવી સંજ્ઞા ઠરાવેલી છે, અને એ વ્યાજ ઉપરથી જે જે પ્રસંગે જે જે ફલની ઇચ્છા હોય તે તે પ્રસંગે તે તે દેવતાને ઉદ્દેશીને યજ્ઞ થાય છે. માણસનો સ્વાભાવિક નિર્વાહ થાય છે, તેમાં પણ ઘણા ઘણા દેવતાઓની નિરંતર સહાય છે એટલે તે દેવતાઓનાં સર્વે માણસ ઋણી છેજ, ને તેમને યજ્ઞથી તૃપ્ત કરવા એ તેમનો ધર્મ છે. આ સૂક્ષ્મ વ્યવસ્થા લક્ષમાં રાખવાથી આ અધ્યાયમાં, તેમજ ચતુર્થાધ્યાયમાં યજ્ઞ સંબંધે જે કહ્યું છે, તે કશાપણ વ્હેમરૂપે ન સમજતાં યથાર્થરૂપે સમજી શકાશે. એજ વાત કહે છે. પ્રજાપતિ—સૃષ્ટિસર્ગના દેવતા, તેમણે યજ્ઞાધિકારી અર્થાત્ અત્રે વર્ણવ્યો તેવો યજ્ઞ કરવાથીજ નિર્વાહ પામનારી પ્રજા એટલે આ સૃષ્ટિ રચી, તેમને કહ્યું કે આ યજ્ઞવડેજ તમે સુખ પામશો, એને યથાર્થ આચરવાથી તમે કામધેનુમાંથી મેળવી શકો તેટલાં વિવિધ ફળ મેળવી શકશો. સૃષ્ટિરચનાના યજ્ઞરૂપી સ્વતઃસિદ્ધ નિયમનુંજ આ પ્રકારાન્તરે વિવેચન છે. "યજ્ઞ કરવાથી દેવતાઓ પ્રસન્ન રહેશે, અને સર્વથા આનંદવૃદ્ધિ કરશે. પ્રસંગે પ્રસંગે કારીરી, પુત્રકામ ઇત્યાદિ ઇષ્ટિઓ તથા વાજપેય, અશ્વમેધાદિ મહાયજ્ઞો તમને સુખદાતા થશે; અને તમે દેવતાને ને દેવતા તમને એમ અન્યોન્ય સંતોષ કરતા પરશ્રેય મોક્ષની તમને પ્રાપ્તિ, થશે. યજ્ઞથી તૃપ્ત થઇ દેવતા તમને સર્વદા સુખ આપનારા એવાં ઇષ્ટ ફલ આપશે. ને આગળ કહી ગયા તેમ સર્વદા આપેજ છે; તો મૂલથીજ દેવતાઓના ઋણી, અને કોઇ વિશેષ ફલ પામી, અધિક ઋણવાન્ થયેલા તમે જો તેમનાને તૃપ્ત ન કરો તો ચોરજ કહેવાઓ એ સ્પષ્ટ છે. માણસ અવતરે ત્યારથીજ દેવ, ઋષિ, અને પિતૃનો ઋણી છે, માટે તે તે ઋણ યજ્ઞથી, બ્રહ્મચર્યે ધર્મ તથા તત્પ્રાપ્ય જ્ઞાનથી, અને ગૃહસ્થાશ્રમથી પુત્રોત્પત્તિ કરી ટાળવાના છે. ત્યારે યજ્ઞ એ નિત્ય કર્તવ્ય ઠરે છે. ગૃહસ્થમાત્રને સામાન્ય ગૃહયજ્ઞ પણ કહેલા છે, તે યદ્યપિ ખોદવા, ખાંડવું, દળવા, રાંધવા, જળ લાવવા, તથા વાળવું રૂપી પંચસૂના દોષ નિવારણાર્થે માન્યા છે છતાં જુદા જુદા દેવતાના પરિતર્પણાર્થે છે એમ આપણી વ્યવસ્થામાં માનતાં બાધ નથી. "ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, નૃયજ્ઞ, અને પિતૃયજ્ઞ એટલા પંચયજ્ઞ

તથા બીજા પ્રસંગે કરેલા ઇષ્ટિ યજ્ઞાદિમાટેના હવિસારૂ રાંધેલાં અન્નનું શેષ માત્ર જમનાર અધિકારી મનુષ્યો પાપમાથી છૂટી સુખમા રહી બંધનમા ન પડતા, સત્ત્વ શુદ્ધિ સત્વર પ્રાપ્ત કરે છે, પણ જે તેમ ન કરતા માત્ર ઉદર-પોષણાર્થે પાક કરે છે તેઓ વેદબાહ્ય થઈ ભ્રષ્ટ થાય છે, ને મોક્ષ પામી શકતા નથી વળીપણ યજ્ઞની વિશ્વરચનામા સ્વત સિદ્ધતા કહી બતાવે છે, કે જે અન્નથી પ્રાણીમાત્ર જીવે છે, તે વર્ષાદથી પેદા થાય છે ને વૃષ્ટિ કરવી એ સૂર્ય દેવતાનું કર્મ છે*, તો એ વૃષ્ટિના ઉદાહરણથી સર્વ વાતનુ વિચારતા તે તે દેવને તૃપ્ત કરવા યજ્ઞ આવશ્યક છે ને યજ્ઞમાટે કર્મપણ આવશ્યક છે આમ કહી આપણે આગળ બતાવી ગયા તેજ સિદ્ધાન્ત પ્રદર્શિત કરી ઉપસંહાર કરે છે કે કર્મ એટલે તે તે દેવને તૃપ્ત કરી તે તે ફલ પામવાની વિધિ તે વેદપ્રણીત છે, વેદનુ રહસ્ય બ્રહ્મરૂપ છે, માટે બ્રહ્મ યજ્ઞરૂપ છે. આવુ જે કર્મ અને યજ્ઞનું એક ચક્ર ચાલે છે, તેને યથાર્થ સમજી, જે કર્મ કરતો નથી તે વિનાસત્ત્વ શુદ્ધિએ, ત્યાગ કરવાનો લવારો કરે છે તે પાપીજ છે, ને ફક્ત ઇન્દ્રિયોનેજ પોષી મનુષ્ય જન્મ વ્યર્થ ગુમાવી નરકે જનારજ છે મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયના ૧૧૮મા શ્લોકમાપણ એજ રીત કહેલી છે.

યજ્ઞને સ્વત સિદ્ધ વસ્તુગતિ ઠરાવી, શ્રીકૃષ્ણે તેમા પ્રવૃત્ત થવાનું સર્વને કહ્યુ ને તેથી બંધનમા પડાતુ નથી એમપણ વિવેક કર્યો આ બધામા સૂક્ષ્મ રીતે તપાસતા વિશ્વગતિમાથી માણસને અવળુ ચલાવી પાપમા દોરી જનાર કોણ છે તે સમજાવુ જોઈએ, ને તેનો નિષેધ કરવામાટેજ આમે યજ્ઞસબંધી વિવેચન દાખલ કર્યુ છે એપણ જણાવુ જોઈએ ' જેઓ પોતાના સ્વાર્થમાટેજ પાક કરે છે તે પાપના ભોગી થાય છે ' એ વચનથી સ્પષ્ટ રીતે કામનાપૂર્વક સ્વાર્થ સાધના કર્મ કરનારને, માર્ગ નિષેધ્યો છે તેમજ આ અધ્યાયને અંતે પુરુષને પાપ કોણ કરાવે છે એ પ્રશ્નના નિર્ણયમા પણ તેજ ફરી કહેવામા આવશે માટે કામ એજ દુષ્ટ માર્ગ પ્રવર્તાવનાર ઠરે છે આવુ છે એટલે કામમાત્રને ઉદ્દેશીને પ્રવર્તેલો વામમાર્ગ જે ઘણા તત્ત્વશોધક છે તેનો સ્પષ્ટ નિષેધ કરવામાટે આને યજ્ઞરૂપ દક્ષિણમાર્ગની શ્રીકૃષ્ણે આટલી સ્તુતિ કરી બતાવી છે એ સુજ્ઞ ધારનારે યોજી લેવુ.

---

* જુઓ મનુસ્મૃતિ, અધ્યાય ૩ શ્લોક ૭૬ —

अग्नौप्रास्ताहुति सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्न तत प्रजा ॥

# સદ્વૃત્તિ.

## સમાગમ અને અનુકરણ.

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं ।
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
कीर्तिं च दिक्षु वितनोति तनोति लक्ष्मीम् ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

ગૃહસંસ્કારજન્ય શિક્ષણનો થોડા વખતમાં છેડો આવે છે; એટલેથીજ બાળક કે મનુષ્યની કેળવણી પૂરી થતી નથી. યદ્યપિ ગૃહથી થતા સરકાર આમરણ છૂટી શકતા નથી; તથાપિ અમુક વય થતાં ગૃહસંસ્કાર કરતાં બહારની અસર વધારે સબલપણે પ્રવર્તવા લાગે છે, અને વૃત્તિ બંધાવામાં સમર્થ સાધનરૂપ થઈ નીવડે છે બહારનાં એવા સર્વ સ્થલમાં શાલા એ પ્રથમ છે, ત્યાંજ નાની નાની સોબતો જે પરિણામે સ્નેહ કે મૈત્રિનું રૂપ ધારણ કરે છે તે બંધાય છે. ઘરબહારનાં માણસો સાથે સંબંધમાં આવતાં તેમના અનુકરણ તથા દૃશ્ય વ્યવહાર ઉપરથી મનોવૃત્તિના ચિત્રપટમાં વિવિધ રંગ આપણે ન જાણીએ તેમ પણ ભરાતા જાય છે. નાના કે મોહોટાં ને વિશેષે કરીને નાનાં અનુકરણ કર્યાવિના રહેતાં નથી. જેમ આપણી આસપાસના પદાર્થોમાંથી શરીર, પોષણ આકર્ષે છે, તેમ આસપાસના સબંધોથી મન પણ વિવિધ વૃત્તિઓનું અનુકરણ સહજ કર્યા કરે છે. આમ થયાવિના રહેતુંજ નથી. ગમે તેમ અણજાણતાં પણ સ્વાભાવિક રીતેજ આપણા સોબતીઓની ચાલ, વાણી, આચાર, અને તેમની વિચારપદ્ધતિ સુદ્ધા પણ, આપણી રીતભાતમાં દાખલ થયાવિના રહેતાં નથી. માણસ અનુકરણ કરનારુંજ પ્રાણી છે. અનુકરણ થાય છે, તેની આપણને ખબર રહેતી નથી. ઘણી વાર આપણે અનુકરણથી શીખેલી બાબતોને આપણી પોતાની બુદ્ધિએજ શોધી કાઢી હોય એમ માની ખુશી થઈએ છીએ, પણ અનુકરણ બહુ ગુપ્ત રીતેજ ચાલ્યાં કરે છે. નબળામાં નબળો માણસ પણ પોતાના સહવાસમાં આવનારને કાંઈક અર્પણ કર્યાવિના રહેતાં નથી, તો સર્વંકશ[1] મજબૂત સ્વભાવ અને દૃઢ મનોબલ તથા તીવ્ર બુદ્ધિવાળાંનું તો કહેવુંજ શું? એક વિદ્વાન્ કહે છે કે ગૃહસ્થાશ્રમમાં ઘરડાં થયેલાં સ્ત્રીપુરુષ એવાં એકેકના સરખા થઈ ગયાં હોય છે, કે સ્વભાવે જુદાં હોય એમ ઓળખી પણ ન શકાય. આધેડ માણ-

[1] સર્વને કબજે કરી શકે તેવો.

સઘુ જ્યારે આમ છે ત્યારે બાલકોમા તેવી અસર સવિશેષ પ્રવર્તે ને તેમની વૃત્તિ અનુકરણ તથા દૃષ્ટાન્તથી ઘડાયા કરે એમા શી નવાઇ ?

વસ્તુગતિજ એવી છે કે પોષણ પામી વૃદ્ધિ થવાના સમયમાજ વૃત્તિ બધાવાના સાધન ખરી અસર કરી શકે. જેમ જેમ વર્ષ થતાજ જાય છે તેમ તેમ દૃષ્ટાન્ત અને અનુકરણ દ્વારા પડેલી નજીવી ટેવો સ્વભાવરૂપે બધાઈ જાય છે, અને આપણને માલુમ પણ ન પડે તે પહેલા તો આપણને છેક પોતાને વશ કરી લે છે ગ્રીસદેશના પડિત પ્લેટોએ એક બાલકને કાઈ રમત રમવા માટે ઠપકો દેવા માડ્યો, ત્યારે બાલકે કહ્યુ કે તમે એક નજીવી બાબતમાટે મને ઠપકો દ્યો છો પ્લેટોએ ઉત્તર આપ્યુ કે '"ટેવ પડી" જશે, તે નજીવી નથી, ભાઈ, માટે કહુ છુ" આ ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે ખરી નીતિની કેળવણી એનુ નામ કે જેનાથી સર્વ પ્રકારની કુટેવને સ્વભાવરૂપ થઈ જતી અટકાવવાનુ દૃઢ મનોબલ પ્રાપ્ત થાય આવી કેળવણી કોઈ પ્રકારની દૃઢ શ્રદ્ધાવિના મળતી નથી અને તે શ્રદ્ધા પ્રાપ્ત થવામાટે તત્ત્વબોધની અત્યત અપેક્ષા છે, માટેજ એ બોધ અને નીતિ એવો સબધ ધરાવે છે કે તાત્ત્વિક બોધવિનાની, હાલની આપણી શાલાઓની શિક્ષણપદ્ધતિ, નીતિ પાછળ ગમે તેટના વલખા મારે છે, પણ નાસ્તિકતા, ઢોગ અને મનની ચચલતા સિવાય બીજુ પરિણામ બતાવી સકતી નથી

યદ્યપિ અનુકરણ તથા દૃષ્ટાન્તનુ વૃત્તિ ઘડાવામા આટલુ બધુ બલ છે. તથાપિ એમ ન સમજવુ કે સર્વદા તેમજ કર્યાથી વૃત્તિ ઘડાય. પોતાનામાજ. પ્રતિ સ્ત્રીપુરૂષ દૃઢ આત્મબળ અને સ્વતત્ર આચાર કરવાના બીજ ધરાવે છે, જે વડે, તે ધારે તે માર્ગે પોતાની વૃત્તિને દોરી શકે અને પોતાના આખો જીવિતનો એક નિશ્ચયરૂપ માર્ગ ઘડી લેતા પોતાને અનુકૂળ એવી સંગતિ પણ શોધી અને રાખી શકે પુરુષાર્થ એ પરમ શ્રેયસ્કર છે દૃઢ પુરુષાર્થથી જે ધારે તે પ્રાપ્ત થાય, કદાપિ ભૌતિક સ્થૂલ જગત્ના વિષયપરત્વે તેમ ન બને પણ વૃત્તિ માત્રમા તો પુરુષાર્થજ પ્રબલ છે. જેઓ પુરુષાર્થહીન છે અર્થાત જેમના મન અને સ્વભાવ નિર્બલ છે તેઓજ નિશ્ચયવિનાના હોવાથી ગુલામની માફક બીજાનુ અનુકરણ કરવામા અને પોતાની ભિન્ન, ભિન્ન વૃત્તિઓથી આમ તેમ રખડવામા પોતાનો જન્મારો ગુમાવે છે ખરેખર છે કે, માણસની સોબત તેનો સ્વભાવ જણાવે છે 'સમાનશીલવ્યસનેષુ સખ્યમ્' એ ખરૂ છે, તેટલામાટેજ જે માણસ જેવી સોબતમા હોય તેવાજ તેના ગુણ હોવા જોઈએ સદાચારી માણસો, દુરાચારીને મળતા નથી, નીતિમાન્ અનીતિવાન્‌ને મળતા નથી નીચવૃત્તિના માણસોમા ભળવુ એ

નીચબુદ્ધિ જણાવે છે. અને એવી સંગતમાં વારંવાર રહેવાથી આપણીવૃત્તિ પણ નીચત્વને પામે છે. દુનિયાંમાં પગલે, પગલે મળી આવે છે તેવાં સામાન્ય સ્વાર્થબુદ્ધિનાં માણસોનો પરિચય પણ આપણામાં શુષ્કતા, મંદતા, દયાશૂન્યતા, અને અતડાપણાવાળી સ્વાર્થબુદ્ધિ જાગ્રત કરી ખરૂ પુરુષાર્થ અને ઉદારતાથી આપણને દૂર કરી બહુ હાનિકારક નીવડે છે. મન બાધરૂં જ નીચે માર્ગે વળે છે, હૃદય સંકોચાવા લાગે છે, અને ધર્મનીતિની વૃત્તિ નબળી પડી જઇ બધો સ્વભાવ નિર્બલ, અનિશ્ચયવાળો, અને સમયાનુસાર સ્વાર્થ સાધનાર થઇ જાય છે. આમ થવાથી ખરી મહત્તા અથવા ઉદારવૃત્તિથી માણસ તદન વિમુખ થઇ રહે છે. પોતાના મનમાં સ્વાર્થ સાધીને એમ માને છે કે હું ઠીક ફાવ્યો, ફલાણા એમજ કરે છે તેમ મેં પણ ઠીક પેચ કર્યો, પણ પોતાની વૃત્તિ નીચત્વને પામી, અંદરથી જે છુપું નુકસાન કરી પરિણામે પોતાને ભ્રષ્ટ કરનારી છે તેનું ભાન રહેતું નથી. આટલામાટે જુવાન માણસોએ સર્વદા પોતાના કરતાં વધારે ઉચ્ચસંગ શોધવો; અને તેનુંજ અનુકરણ કરવા પ્રયત્ન કરવો. આપણા કરતાં વધારે બુદ્ધિમાન, સદ્દર્શનવાળા, અને વધારે અનુભવી માણસના સંગથી આપણું મનોબલ વધે છે, અને આપણા લોહીમાં એક પ્રકારની સ્વાભાવિક પ્રેરણા તેમના જેવાં થવાની ઉઠી આવે છે. આપણે આપણા વિચારો તેમની બુદ્ધિથી સુધારી શકીએ છીએ અને તેમના ડહાપણનાં એમ સભાગી થઇએ છીએ. સત્સમાગમ સર્વદા લાભકારક છે. સત્સંગવિના કાંઇ સારૂં ફલ થતું નથી. સ્વામીનારાયણના ધર્મવાળા એક સત્સંગનીજ મહત્તાને મુખ્ય માની પોતાના પંથનાને 'સત્સંગી' એ નામથી ઓળખે છે, નહિ કે તેમના પંથ બહારના લોક કુસંગી છે, પણ તેઓ પોતે સત્સંગનેજ મોક્ષનું દ્વાર માને છે. મહત્સેવાં દ્વારમાહુર્વિમુક્તેઃ એમ શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે. સત્સંગથી આપણી કાર્યસાધનશક્તિમાં વધારો થાય છે, આપણા મનોનિશ્ચય સુદૃઢ જડાય છે, આપણું પુરુષાર્થ ઉચ્ચતાને પામે છે, આપણામાં ધર્મબુદ્ધિનો ઉદય થવાથી દયા, પ્રેમ ઉદારતાનો રસ્તો જડે છે, જે આ લોકમાં સુખરૂપે રહી, પરમપદે પહોંચાય છે. છતાં જેને સત્સંગની આસક્તિ ન થાય તેનું દુર્ભાગ્ય !! ને તેવા સંગ ન શોધે તેનું તેથી પણ મોહોટું પાપ !! બધા ધર્મબોધકો, બધા તત્ત્વજ્ઞાનીઓ, સર્વદા પોકારીને કહે છે "સાધુનો સંગ કર." સદ્ગુરુ પાસે સર્વદા જવું, તેવિના શાન્તિ નથી, "ઉદ્ધારિના ભાન નથી, એમ જે વારવાર શાસ્ત્રો પોકારે છે તે આપણે સમજી અને સહેતુક વિચારવીજ. ઇંદ્રના ગુલામ કરી, અનાચારમાં પ્રવર્તાવવા નહિ.

સમાગમમાં ન રહેતાં કેવલ વિરાગ વૃત્તિ ધારણ કરી એકાન્તમાં રહેનારને મહા હાનિ થાય છે. આશ્રમની વ્યવસ્થાએ અનુસરી યોગ્યકાળે એકાન્તવાસ-અનુભવથી વાસના નાશ થતાં-ગ્રહણ કરવાથી બહુ લાભ છે, પણ એકદમ જેને દુર્ભાગ્યે એકાન્તમાં પડી રહેવાનું પ્રાપ્ત થાય તેના જેવા હતભાગ્ય કોઇ નહિ. સમાગમથી સ્વપરાયણ હૃદય સંકોચ તજી વિસ્તૃત થવા માંડે છે ને એમ ધર્મ બુદ્ધિનો માર્ગ રચાય છે. આવા અનુભવનો જેને લાભ મળ્યો નથી તેને બહુ હાનિ થાય છે. સંસારનાં આકર્ષણોમાં દૃઢ રહેવાય ત્યારેજ ખરી સદ્વૃત્તિ બંધાય છે, બાકી એકાન્તમાં પડી રહેનાર સદ્વૃત્તિનું ડોળ કરે તે ફોકટજ અને તેને અનુભવવિના પ્રાપ્ત થયેલો એવો આશ્રમ પણ નિષ્ફલ તથા હાનિકારકજ.

---

## નિંદ્ય સ્વાર્થ વિષે.

૮ ( મળેલું. )

શાર્દૂલવિક્રીડિત.

જ્ઞાનીને ન ગણે હણે ગરિબને, રંકો રિબાવે ઘણા,
દુષ્કૃત્યો કરવા વિષે-સુખ થવા-રાખે ન લેશે મણા;
ગમ્યાગમ્યતણો-વિચાર તજીને, હાનો રહે માણતો,
સારૂં ને નરસું અરે જગતમાં, સ્વાર્થી નથી જાણતો ॥ ૧ ॥
માતાને મનમાં ન માન્ય સમજે, દુઃખી પિતાને કરે,
ભ્રાતામાં પણ ભાવ લેશ ન ધરે, વૈરી તજીને ફરે;
સ્વાર્થે અંધ થયેલ સદ્ગુરુવિષે, આસ્થા નથી રાખતો,
સારૂં ને નરસું અરે જગતમાં, સ્વાર્થી નથી જાણતો ॥ ૨ ॥
આ શું ? ધર્મ અને અધર્મ તણું છે, જે કાર્ય મેં આદર્યું,
આ મારા હિતમાં અયોગ્ય અથવા, જે યોગ્ય જે મેં કર્યું,
આવા સત્ય વિચારને મન વિષે, ક્યારે નથી લાવતો,
સારૂં ને નરસું અરે જગતમાં, સ્વાર્થી નથી જાણતો. ॥ ૩ ॥
આ કર્મો કરવાથી સ્વાર્થ સરતાં, મોટા અનર્થો બને,
તેને સ્વાર્થ વિષે મદાંધ થઇને, મૂર્ખો ન જાણે મને;
એવા દુષ્ટપણાથી પામર નથી-કલ્યાણને-પામતો,

સારૂં ને નરતું અરે જગતમાં, સ્વાર્થી નથી જાણતો ॥ ૪ ॥
સ્વાર્થી સ્વાર્થ થવા બતાવિ શુચિતો, નીતિ પછીથી તજે,
સાખો યુક્તિ કરીજ ઐહિકસુખો, છે તેમને તો ભજે,
સ્વર્ગાદિ પરલોકને જરૂર તે, ક્યારે નથી ધારતો,
સારૂં ને નરતું અરે જગતમાં, સ્વાર્થી નથી જાણતો ॥ ૫ ॥
સ્વાર્થો સિદ્ધ થવા શરીર નિજનું, સ્થાયી ગણે મોહથી,
અનાર્થે અતિ દીનતા ધરિ જુવે, હા હા દિસે દ્રોહથી;
ઝઝો સ્વાર્થિ ખુનેઝ તે નર નથી, વિશ્વેશને માનતો,
સારૂં ને નરતું અરે જગતમાં, સ્વાર્થી નથી જાણતો ॥ ૬ ॥
સ્વાર્થે અંધ થયેલ તે ન સમજે, શું તત્ત્વ સાચું દિસે,
પોતાનેજ કૃતાર્થ એક સમજે, સ્વાર્થી મનુષ્યો નિષે;
સ્વાર્થી હોય અસત્ય પક્ષ નિજનો, તોએ રહે તાણતો,
સારૂં ને નરતું અરે જગતમાં, સ્વાર્થી નથી જાણતો ॥ ૭ ॥
જો હોયે નહિ સ્વાર્થ તો શુભ છતાં, લાગે નઠારૂં દિસે,
હોયે સ્વાર્થ કદાપિ તો અશુભને, સારૂં સદા જાણિ લે,
સભ્યોને પણ આપ સ્વાર્થ સરવા, દેખાય ધિક્કારૂ તો,
સારૂં ને નરતું અરે જગતમાં, સ્વાર્થી નથી જાણતો ॥ ૮ ॥
સ્વાર્થી દોષ તણો વિચાર ન કરે, સ્વાર્થી ન જાણે ગુણો,
સ્વાર્થીને ન સુઝે વિચાર સુજનો, ને દુર્જનો તે તણો,
સ્વાર્થી નીચથિ નીચ કર્મ કરવા, ભીતિ નથી આણતો,
સારૂં ને નરતું અરે જગતમાં, સ્વાર્થી નથી જાણતો ॥ ૯ ॥
ખોટું સત્ય અને અસત્ય સત છે, એવું કહે દુર્જનો,
સ્વાર્થીને પરિતાપ પાપ કરતાં થાતો નથી તેમનો.
આવો માયિક ખેલ સ્વાર્થિ જનનો, પૂંઠે રહે ચાલતો,
સારૂં ને નરતું અરે જગતમાં, સ્વાર્થી નથી જાણતો ॥ ૧૦ ॥

---

## ગ્રંથાવલોકન.

ગંગા ગોવિંદસિંહ[1]:—રા. રા. ઈચ્છારામ સૂર્યરામની ' હિંદ અને બ્રિટાનીઆ ' છપાઈ તે વખતે તેને રાજ્યદ્રોહી ગ્રંથ ગણનાર ઘણાએક

---

૧ બંગાળીપરથી ભાષાન્તર કર્તા રા. રા. નારાયણ હેમચંદ્ર.

અદેખા લોકોએ પ્રયત્ન કર્યો હતો. પણ સત્ય વાત પ્રકટ કરવામાં કાંઈ હાનિ થતી નથી, ઉલટો લાભ થાય છે, એ નિયમે જેમ ભાઇ ઇચ્છારામનો ગ્રંથ સર્વમાન્ય ગણાયો તેમ તેને ટેકો આપી વગર હાનિએ સત્ય પ્રકટ કરી, તેવી લેખન પદ્ધતિને સમર્થન કરે તેવું આ ભાષાન્તર પણ ગણાય. કંપનીના વહીવટ વખતે લોકોઉપર જે અનર્થ ગુજરેલા તેનું કમકમાટ ભરેલું પણ ખરું ચિત્ર આ ગ્રંથમાં જણાવ્યું છે તે વાંચી દરેક દેશભક્તને દલગીર થવાનું સબળ કારણ છે. ને ઘણો બોધ રાજાપ્રજા ઉભયને મળે તેમ છે. ગ્રંથ સર્વેને વાંચવા યોગ્ય છે, ને એવા બીજા પ્રસિદ્ધ થવાથી ઘણો લાભ છે.

પણ ભાઈ શ્રીનારાયણની ભાષા અમને સર્વદા કંટાળો આપનારીજ છે તે છે. તે આટલું આટલું લખે છે પણ કોણ જાણે કેમ કોઇ શીખાઉ બાળક પણ ન કરે તેવી ભૂલો ભરેલું લખાણ કરી ભાષાને બગાડી નાંખે છે, એથી તો એઓ લખતાજ ન હોય તો સારૂં એમ કહેવાની અમારે કંટાળો ખાઇ છેવટ ફરજ પડે છે.

સિદ્ધાન્ત સિંધુ[1]:—આ શુભ ગ્રંથમાં આપણા ઉદ્દેશનો એક (ચોથો) ભાગ સમાવેલો છે, પણ તેટલા ઉપરથી જણાય છે કે મુમુક્ષુ તેમજ સામાન્ય લોકને એ ગ્રંથ મનન કરવા યોગ્ય છે, એમાં ચારે પુરુષાર્થને અનુકૂલ તથા ચારે આશ્રમને યોગ્ય ધર્મવિચાર દર્શાવેલા છે. અને અમને જણાવતાં આનંદ થાય છે કે કોઇ લેભાગુ લખી મારમારની પેઠે એમાંના વિચાર, સનાતનશાસ્ત્ર સિદ્ધાન્તોનું રહસ્ય આડું અવળું સમજવાથી ગમે તેમ ગુંથાઇ ગયા હોય છે તેમ નથી. જુદી જુદી કથાઓ મુખ્ય કથાના અંગમાં સમાવીને ઉપદેશનો ક્રમ ચલાવેલો છે. આ પ્રમાણે આપણાં પ્રાચીન પુરાણોની અનુકૃતિ કરી 'આચાર્ય' પદને સમર્થન કરવાનું પ્રયોજન ધાર્યું જણાય છે; બાકી સંસ્કૃત ગ્રંથોનાજ આશયનું ઉદ્ઘાટન કરી સંતોષ માન્યો હોત તો આવા નવીન આડંબરની કશી જરૂર ન હતી. બધાં ઉપનિષદ, બ્રહ્મસૂત્ર, તથા ગીતા અને યોગના કોઇ સ્વલ્પ ગ્રંથમાંથી આ ગ્રંથનો મુખ્ય ભાગ નીકળે, ને વધારે શુદ્ધ તથા સારી રીતે નીકળે, અને બાકીનો વ્યવહાર ભાગ સ્મૃતિઓમાંથી હજાર ગણી યોગ્ય રીતિએ નીકળે. આટલુંજ નહિ પણ, તે તે પ્રાચીન ગ્રંથનુંજ વિવરણ કર્યું હોય તો થોડાક 'અધિકારી શ્રેય સાધકો' કરતાં વધારે લોકને ઉદ્દેશ પણ થઇ પડે; અને પ્રસ્થાનત્રયનો આશય અવિરુદ્ધ રીતે સ્ફુટ કરવાથી શિષ્ટ સંપ્રદાય પ્રમાણે

[1] રચનાર નૃસિંહાચાર્ય, વડોદરા, કીમત રૂ ૧-૮-૦

'આશ્ચર્ય' પદ પણ યથાર્થ સમર્થિત થાય. કોઈ નવીન સંપ્રદાય ચલાવવા જેવું લેશપણ થાય એ અમને બહુ અપ્રિય છે કેમકે દેશને એથી બહુ હાનિ થઇ છે ને થાય છે માટેજ આટલું લખવું પડ્યું છે. બાકી ગ્રંથશૈલિ, આંદરનાં સિદ્ધાન્ત, તથા ભાષા સર્વે શિષ્ટજનોની સ્તુતિને પાત્ર છે.

વળી એક બીજી વાત પણ ધર્મ તથા નીતિના ગ્રંથોપરત્વે બહુ યાદ રાખવી જરૂરની છે. આજકાલ હિંદુસ્તાનમાં ધર્મનો ઉચ્છેદ થવા બેઠો છે, તે એવી રીતે કે નવીન પ્રજા જેના ઉપર દેશનો આધાર છે તે પાશ્ચાત્ય જડવાદી કેળવણીના બળે નાસ્તિક થવા આવી છે. આ નવા લોક કથા કે પુરાણને વાંચે કે માને એવી લેશ પણ આશા કરવી કેવળ ફોકટ છે, ને શ્રદ્ધા રખાવવાની તેમનીપાસે વાત કરવી એ પણ કેવલ ઉપહાસાસ્પદ છે. જ્યારે ગ્રંથ લખવો ત્યારે તો 'પ્રયોજન' એ અનુબંધ લક્ષમાં લેવો જોઇએ; ને તદનુસારે લખતાં કથા કરતાં દલીલનું લખાણ વધારે અસર કરે તથા ચાલુ થયેલી નાસ્તિકતાને અટકાવવામાં કામ લાગે. માટે અમે આચાર્યશ્રીને બીજાં ૧૩ રત્ન લખતાં આ વાત લક્ષમાં રાખવાની વિનતિ કરીએ છીએ, કે તેમની મહેનત પિષ્ટપેષણ જેવી ગણાતાં હાલની પેઠે લગભગ ફોકટ જેવી ન થાય.

ભામિની ભૂષણ:[1]—આ ગ્રંથમાં આખા વિષયનો ૧૬ મો ભાગ સ્ત્રીઓને બોધ આપવા સમાવેલો છે. એક ફળીયાનાં થોડાં સારાં નરતાં ભિન્ન સ્વભાવનાં સ્ત્રી પુરુષ કલ્પી સ્ત્રીઓના સ્વભાવનું સારું ચિત્ર આપ્યું છે. તથા એક મનોહર પુરાણી પાસે રોજ કથા કરાવીને સ્ત્રીઓએ કેમ ચાલવું તેનો દરેક બાબતમાં બોધ અપાવ્યો છે. બોધમાં સમાવેલી વાતોને એવી ઝીણી ઝીણી બાબતોપર લંબાવી છે કે તે બહુવાર તો નજીવી ને કંટાળો ભરેલી લાગે છે, પણ તેનો મુખ્ય ઉદ્દેશ બહુ સારો છે. શાસ્ત્રાનુસાર બોધ છે એમાં સંશય નથી; પણ આમાંએ જરા અર્ધજરતી થયાવિના રહી નથી. બોધ પ્રાચીન શાસ્ત્રાનુસાર; પુરાણી કથારૂપે કહે, ને આકાર સારે અંગ્રેજી નોવેલ ચરોનો !! આ ગ્રંથ સર્વ સ્ત્રી પુરુષોને વાચવા યોગ્ય છે. પણ 'સિદ્ધાન્તસિન્ધુ'ના વિવેચનના છેવટમાં અમે જે સૂચના કરી છે તે અત્રે વધારે સબળ રીતે લાગુ થાય છે. આજકાલ શાસ્ત્રમાર્ગ તુચ્છ આર્યસન્નારીનું સ્વરૂપ સમજ્યાવિના પાશ્ચાત્ય સ્ત્રીઓની વાતોથી મોહિત થઇ 'સુધરેલા' લોક આવળા કાઢયા છે, તેમને ખરે માર્ગે સમજાવવામાં કથાની નહિ પણ દલીલની, ને ઉદાહરણપૂર્વક ઇતિહાસપરીક્ષા કરાવવાની, જરૂર છે. એમ લોકોનાં સ્ત્રીસ્વરૂપ સમજાવવું એજ, પ્રથમ જરૂરનું છે, તો તે વિષે તો આ

---

૧ રચનાર નૃસિંહાચાર્ય વડોદરા, કીમત રૂ-૦-૦.

ગ્રંથમાં અદ્યાપિ કાંઇ પ્રાધાન્યતઃ આવેલું અમે જોયું નથી, પણ કેવલ કથારૂપે અસ્તવ્યસ્ત કલ્પેલી સંકલનામાં બહુ ક્રમ ન હોય એટલે તે દોષ ગણાય નહિ. આ રીતિનું લખાણ થાય તોજ લાભ છે બાકી મનોહર પુરાણી લાંબા દિવસ કથા કરે તેથી આચાર્યજીનો હેતુ સફલ કથાય નહિ.

કૈસર-એ-હિંદ ચરિત્ર[1]—આજસુધી મહારાણીશ્રીનાં જે જે જીવનચરિત્રો ગુજરાતીમાં લખાયાં છે તેમાં આ સર્વોપરી છે એમ કહેવું જોઇએ. લખાણ, તેમજ કાગળ, છપાઈ, ચિત્રો અને બધી સફાઇ ઉત્તમ છે, તેમજ રાણીશ્રીના વૃત્તાંતનો હેવાલ પણ વિસ્તારથી આપેલો છે. જેવું મહારાણીજીનું જીવનચરિત લખાયું છે તેવું સર્વને-વિશેષે સ્ત્રીવર્ગને-બોધ લેવાલાયક છે અને અમે ઇચ્છિએ કે સર્વ કુટુંબ તથા સ્કૂલમાં એ પુસ્તક દાખલ થવુંજ જોઈએ. હાલ તેમ થયું છે એ ખબર જાણી અમે આનંદ પામ્યા છીએ. અલબત્ત આગારે છુપાવવાની જરૂર નથી કે એ પુસ્તકમાં બધા ગુણ છતાં થોડા અશુદ્ધ ભાષાના દોષ છે પણ તે હવે તો મુંબાઈગરી હિંદુ ગુજરાતીના સ્વભાવરૂપજ થઇ પડ્યાથી સર્વને પ્રસિદ્ધ છે, એટલે તેપર સવિસ્તર વિવેચન કરી સ્પષ્ટ કરી બતાવવાની અત્રે જરૂર નથી.

સદ્વર્તન[2]—સ્માઈલ્સ નામના પાશ્ચાત્ય લેખકના ચાર ગ્રંથ ઘણા પ્રસિદ્ધ તથા લોકપ્રિય છે. 'સેલ્ફહેલ્પ' (સ્વાશ્રય); 'થ્રીફ્ટ' (કરકસર); ડ્યૂટી (સ્વધર્મ); 'કેરેક્ટર' (સદ્વર્તન). તેમાંનો 'કેરેક્ટર' એ ગ્રંથ બહુ ઉત્તમ છે. તેમાંનું લખાણ એવું અસરકારક છે કે એકવાર વાંચીને મૂકી દેનારના મનમાં પણ 'હવેથી આમજ વર્તવું આમ નહિ' એવો ચમત્કારિક સિદ્ધાન્ત તત્કાળ થયાવિના રહે નહિ. આનું નામજ લેખની ખુબી. આવા બોધદાયક ગ્રંથની આપણી ભાષામાં બહુ ખોટ છે. આ ઉત્તમ નીતિભંડારનું ભાષાંતર મરાઠીમાં હતું, તે ઉપરથી ગુજરાતીમાં રચાવવામાં આવ્યું છે. શબ્દે શબ્દ ભાષાન્તર કરવા કરતાં મુખ્ય મતલબ લીધી છે એ ઠીક કર્યું છે. ઉદાહરણોમાં બને તેટલાં આપણા દેશનાં આધુનિક શ્રેષ્ઠ સ્ત્રી પુરુષોનાં અર્પ્યાં છે, એ અમને ઠીક લાગતું નથી કેમકે પોતાનાંજ સમયનાં માણસોવિષે લોકોમાં ઘણો મતભેદ હોય છે. અમે 'સદ્વૃત્તિ' એ નામથી જે વિષયો લખિયે છિયે તે એજ 'કેરેક્ટર' નામના ઉત્તમ ગ્રંથનું અનુકરણ છે, નથી ભાષાન્તર કે નથી આ સદ્વર્તન જેવું રૂપાન્તર. આ સદ્વર્તન ગ્રંથ સર્વને બહુ મનન કરવા યોગ્ય છે, અને સંસારમાં પરમ શ્રેય માર્ગે જીવી મોક્ષપર્યંત સાધન પ્રાપ્ત કરવાની શુભ વાસના

[1] રચનાર રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ; મુંબાઈ. કીમત રૂ. ૪.
[2] રચનાર રા. રા. ગોવિંદશંકર શાસ્ત્રી બાપટ; મુંબઇ. કીમત રૂ. ૧.

રાખનાર સર્વ સ્ત્રીપુરુષે તેનાવિના રહેવું નજ જોઇએ એમ અમારૂં માનવું છે. 'સદ્વર્તન' એ શબ્દથી 'કેરેક્ટર' એ અંગરેજી બોલનો ખરો ભાવ ઉદય થતો નથી. વર્તન એ આચાર છે, પણ 'કેરેક્ટર' એનો મનોબલ, મનોભાવ, હૃદયશુદ્ધિ-સ્થિર વૃત્તિ છે. માટેજ અમે આ સંબંધી વિષયોનું નામ 'સદ્‌વૃત્તિ' કહ્યું છે. પણ નામમાં કાંઈ બગડીજતું નથી, વિષય સર્વને ગ્રહણ કરી મનન કરવા જેવો છે એ ફરીથી કહીએ છીએ

પતિવ્રતા બાપડીનો વ્હેમી ભરથાર:[1]—આ વાર્તા છે. કોઇ પુરુષના મિત્ર, તેની પતિવ્રતા સ્ત્રીને લલચાવવા પ્રયત્ન કર્યો તેમાં ન ફાવ્યો ત્યારે તેના પતિને વ્હેમમાં નાખી સ્ત્રીને દુઃખ દેવડાવ્યું અંતે સત્યનો જય થયો આટલી વાત છે. આ વસ્તુ સંકલના એવી નિર્જીવ તથા ગોઠવણમા શિથિલ છે કે એકપ્રાકૃત આગળ કહેવી ચાહેલી કહાણી જેવી લાગે છે. લખનારમાં ગ્રંથકાર તરીકેની શક્તિનો આવો અભાવ છે, તે ઉપરાંત હિંદુ ઘર સસાર જેમાંથી તેમણે વાતનો પાયો રચ્યો છે, તેની રીતિનુંપણ તેમને ભાન નથી. સ્ત્રીઓ ઘરમાંપણ જોડા પહેરી ફરે ને તે જોડો હાથમાં લઇ કોઇ પુરુષને મારવા જાય, લાગ ફાવે તો તમાચો કેઆત મારે, ધણી વેશ બદલીને આવે તો ઓળખે નહિ, 'જણનારીમા દમ નહિ ત્યારે સુયાણી શું કરે' એવા અપશબ્દ બોલે, હિંદવાણી હોઇ 'કયામત'ની આશા કરે, અને છેવટ 'ચુંબન'ની ચીજસુરી ચલવે તે છતાં ગ્રંથકાર તેને સદ્ધર્મી હિંદુ કુટુંબની પતિવ્રતા નારી કહે વાહ ચતુરાઇ! ભાષાનું તો પૂછવુંજ નહિ, લેખનાર પારસી ગૃહસ્થ છે એટલે વ્યાકરણ દોષ, વાક્ય રચનાના દોષ, શબ્દ દોષ, નવાં વાક્યો જુના અર્થમાં રચવાની સફાઇ, એ બધું કેટલું ગણવા ને કહેવા બેસાય?

મોહોટે ઘેરનાં મેહેરબાઈ:[2]—એ પારસી કુટુંબ કલ્પી એક છોકરા છોકરીનાં લગ્ન કરાવ્યાં છે. પછી છોકરી અથવા વહુ મેહેરબાઈના લખલૂટ ખર્ચથી થતી હાનિઓ વર્ણવી છે, ને છેવટ દુઃખમાંથી તેના ભાઈએ ઉદ્ધાર, દીલે છૂટકો કર્યો ને શુદ્ધિ ઠેકાણે આણી એ બતાવ્યું છે. આ સારી વસ્તુની સંકલના, કર્તાએ ઉપરના ગ્રંથ કરતાં વધારે યુક્તિથી ને સારી રીતે, કરી છે, એમ અમારે કહેવું જોઇએ. વાતની રચના પણ બોધપરંપરાવાળી છે એટલે ગ્રંથ રચનાના કામમાં કર્તા 'વ્હેમી ભરથાર' કરતા વધારે ફતેહ પામ્યા છે. ભાષા વિષે તો અમારે વખાણ કરવા જેવું કંઇ હુનારે જણાતો નથી.

---

૧ રચનાર શેઠ દાદી એદલજી હીરજીભાઈ તારાપોરવાળા, મુંબઈ. કીમત
૨ રચનાર શેઠ દાદી એદલજી તારાપોરવાળા, મુંબઈ. કીમત૦-૧૦-૦

# દીપોત્સવ.

દીપોત્સવ અથવા દીવાળીનો સમય ચાલે છે, ગયો, નવું વર્ષ આવ્યું. શરદૃતુના આનંદનું અવસાન આવ્યું, મહામંગલ પ્રસંગોનો પરમ રાજા પૂજાયો, મૂર્તિમાન મહાલક્ષ્મીનો મોદ ઘેર ઘેર વર્ત્યો, આનંદ મંગલ પ્રવૃત્તિ પસરી, ધન સુવર્ણ અલંકાર ઉછળ્યાં, નવયુવતિ બાલકોને કેડે તેડી લક્ષ્મીરૂપ ધરી સુવર્ણાલંકારયુક્ત ભુવન સદનને ભવ્ય કરી રહી!! દીપોત્સવ તે ખરે ઉત્સવજ છે! સર્વ શોક તજી, લૌકિક સાંસારિક, ગમે તેવો શોક તજી, લોક આનંદમાંજ પ્રવર્તે છે! ઘેર ઘેર દીવાની જ્યોતિથી ઝળકાટ થઇ રહે છે, જાણે કૃષ્ણ પક્ષનેજ, સંસારમાંથી હાંકી કાઢી પરમાલ્હાદ પરમ પ્રકાશરૂપ મહા લક્ષ્મીને નિરંતર ઘરમાં સ્થાપીએ! લોક દારૂખાનાનો શોર મચાવે છે! આનંદમાં આનંદ, બાલકોનો પણ આનંદ! જાણે તમામ મલિન સત્ત્વોને નસાડી પરમાનંદનેજ નિત્યમાટે સ્થિર કરી લઇએ! દાકતરોને વિચારવા જેવું છે! દારૂખાનું કેમ છોડતા હશે? બળી મરવા, દુર્ગંધથી ગળા બાળવા. ના ના. એમ તો ન હોય. કાંઇ હવામાં લાભ હશે ખરો? ચોમાસાના ગંદવાડથી પેદા થતા 'મેલેરિઆ'ને કાંઇ શાન્ત કરવાપણું હશે ખરૂં? આપણે તેનો વિચાર ક્યાં કરવા બેઠા છીએ-બસ આનંદના સાધન, ને આનંદજ આનંદ એ દીપોત્સવ;-ખાવામાં આનંદ, પીવામાં આનંદ, પહેરવા ઓઢવામાં આનંદ, મળવા હળવામાં આનંદ, ઉત્તમ આચાર વિચારમાં આનંદ.

આપણા દેશમાં દીપોત્સવનો તેહેવાર પળાય છે, તેવો દુનિયાંના બીજા દેશોમાં પળાતો નથી; આપણા દેશના પણ કોઇ કોઇ ભાગમાં એ ઉત્સવ પ્રવૃત્ત નથી. એમ સાંભળ્યું છે. એની ઉત્પત્તિ કેમ થઇ હશે? નવરાત્રી, વિજયાદશમી, ને દીપોત્સવ ત્રણે મહા આનંદના પર્વ એકજ માસમાં છે. મુખ્ય રીતે એક બહુ બહાર પડતી છે. ત્રણે શક્તિ પૂજનનાં રૂપાંતર છે. નવરાત્રીથી શક્તિનું આવાહન કરી, વિજયાદશમીએ તેની પૂર્ણાહૂતિ છે. દીપોત્સવમાં મહાલક્ષ્મીરૂપ શક્તિનું મુખ્ય પૂજન આરાધન છે. એક શુક્લ પક્ષમાં છે, બીજું કૃષ્ણમાં છે. કૃષ્ણપક્ષમાં હોવાથી લક્ષ્મીરૂપને પ્રતિકૂલ અંધકારના અપોહમાટે દીપાવલિ-દીવાળી-નો ઉત્સવ કરે છે. સર્વ વસ્તુ પ્રકાશમય-આનંદમય-લક્ષ્મીમય થાય. ત્રયોદશીને દિવસે લક્ષ્મીનુંજ પૂજન, આવાહન થાય છે, રાજાઓ પોતાનાં શસ્ત્રાસ્ત્ર કોશાદિને પૂજે છે, ધનિક લોકો આભૂષણ ધનાદિકને પૂજે છે. ચતુર્દશી, નરક ચતુર્દશી કહેવાય છે. નરક-

સુરને લક્ષ્મીપતિએ તે દિવસ હણેલ છે. માટે તે ઉત્સવરૂપ છે, લક્ષ્મીના પ્રસાદમાં કારણરૂપ છે. અસુરપ્રિય કાલ રાત્રીનો દિવસ હોવાથી તાંત્રિક સાધકો વગેરેને એક તરફથી ઉપયોગનો છે, તેમ બીજી તરફથી પરમ આનંદે લક્ષ્મીનીજ પ્રસાદી મેળવવા મડેલા સંસારીઓને લક્ષ્મીપૂજા પરત્વે, લક્ષ્મીને પ્રતિકૂલ નરકવધ દ્વારા આનંદદાતા છે. ત્રીજો દિવસ દીપોત્સવનો છે. વર્ષનો છેડો છે. લક્ષ્મીના પ્રસાદની લીલા લેહેરનો સમય છે. સર્વ લક્ષ્મીદાતા શારદા પૂજનનો સમય છે. એ દિવસ પરમાનંદ છે. ચોથો દિવસ લક્ષ્મીપ્રસાદ પામી નવા વર્ષમાં અન્યોન્યને ભેટ સોગાત આપી મળવા હળવાનો ને ક્ષેમ કુશલ વાંચવાનો છે. શ્રી વિક્રમે શક લોકનો પરાજય કરી આર્ય લક્ષ્મીનો પગ સ્થિર કર્યો એ મહા શક્તિના સ્મરણનો આનંદ છે. એમ શક્તિ પૂજનનો કોઇ આનંદકારી પ્રકાર દીપોત્સવમાં સમજાય છે."

પણ લક્ષ્મીપૂજા ઉપરાંત દીપાવલિનો બીજો મહિમા અમે વિચારીએ છીએ. હિંદુધર્મના બધા મુખ્ય તેહેવાર ઘણું કરી કોઈ નક્ષત્રાદિ યોગના પ્રસંગે હોય છે, આ તેહેવારમાં તેવો પ્રધાન યોગ જાણવામાં નથી. એ તેહેવાર વર્ષા સમયના અંતે ધાન્યાદિ પાક ઘેર લાવી પ્રમોદ પામતા ખેડુતોનો છે. વાણીઆ પણ તે દિવસે પોતાના ખાતાદારો પાસેથી, તેમના ધાન્યાદિ દ્વારા, પોતાનું વળતર કાઢી લઇ હીસાબ કરી ચોપડા પૂજે છે. મોસમના પાકના આનંદનો તેહેવાર છે, તેથીજ પ્રતિપદાને દિવસે અન્નકૂટ કરી, દેવતાના આંગળ નવાં નવાં ધાન્યના ઉપહાર કરવાનો સંપ્રદાય છે. આવા અન્નપૂર્ણા દેવીના તેહેવાર પ્રાચીન ગ્રીસ, રોમ વગેરે રાજ્યોમાં ઘણા પળાતા, ચીન દેશમાં દીવાળીનો તેહેવાર આપણા દેશની રીતેજ પળાય છે, પણ તેમાં શું પ્રયોજન છે તે અટકળી શકવું કઠિન છે. અન્નપૂર્ણાનેજ આ આનંદ બીચારા ખેડુતોનો નિર્દોષ પ્રમોદ છે. આમજ હોવાનો વિશેષ સંભવ એમ મનાય છે કે ખેડુતો વિજયાદશમીને 'દશરા' કહે છે. દશરા શબ્દનો અર્થ શો? કોઇ સમજતો નથી. પણ એમ ધારીએ કે દશ હરા એટલે દશપ્રકારના ધાન્યાદિ પાકાં છે, એ હરા-લીલોતરીની સંપત્તિ. એમ હોય તો વળી પણ અન્નપૂર્ણાનોજ આનંદ.

અન્નપૂર્ણા અને મહાલક્ષ્મીના તથા મહાવીરરૂપ શક્તિના પ્રસાદના આનંદનો દિવસ તે દીવાળી. ગરીબ ખેડુતો અન્નપૂર્ણાની લેહેરમાં આ વર્ષે પૂરા રમતા નથી, મહાલક્ષ્મીનો કોઇ કાળથી, આપણાપર રીસાવીજ છે. વીર્ય, પરાક્રમ તે તો વાર્તા માત્રજ છે. દિવસે દિવસે દીવાળી ઝાંખી પડતી જાય છે. શું કરે? અન્નપૂર્ણા અને મહાલક્ષ્મી પ્રસન્ન હોય ત્યારે તેજ આવે.

એમને પ્રસન્ન કરવામાટે આવેપૂજા મથે છે? વિદ્યા કલા સર્વમાં પાવરધા થઇ આવેલોકો મહાલક્ષ્મીને પ્રાપ્ત કરવા યત્નવાન્ છે? ધર્મમાં રહી ધર્મમાર્ગે ચાલી અન્નપૂર્ણાને પ્રસન્ન કરે છો? ક્યાંથી કરો? અમે તો સુધારાવાળા થયા, છટ દીવાળી એ તો વ્હેમ છે, દીવા કેવા, ને લક્ષ્મીપૂજા કેવી, એમ જ્યાં થયું ત્યાં પ્રાચીન અર્થસંગતિઓ અમારાં બાલકનાં મનમાં ક્યાંથી જાગ્રત રહે? ને તે ન રહે ત્યારે વિદ્યા, કલા, ધર્મ સર્વમાં તેઓ ક્યાંથી સુમાર્ગે ચઢે? અને મહાલક્ષ્મી અને અન્નપૂર્ણાની ક્યાંથી કૃપા થાય? નવું વર્ષ આરંભાયું, તે સમયે આટલો મહાલક્ષ્મી તથા અન્નપૂર્ણાનો મહિમા કહી સર્વને તેમની પ્રસન્નતા હો, એટલું ઇચ્છી, આનંદાભિવૃદ્ધિરૂપ આશિર્વાદ આપીએ છીએ.



## કૉન્ગ્રેસ—કૉન્વેન્શન.

કૉન્ગ્રેસ! કૉન્વેન્શન! બન્ને અંગરેજી શબ્દો છે; પણ તેમનો અર્થ એકજ છે: સભા, મંડલ, સમાજ, મેળો. આવો સામાન્ય અર્થ છે ખરો, પણ તેમનો રૂઢાર્થ જુદોજ છે. કૉન્ગ્રેસ શબ્દ, આપણા દેશની રાજકીય સ્થિતિને ઉચ્ચતાએ પમાડવાસારૂ તન મન અને ધનથી પ્રયત્નવાન્ થયેલા વીર પુરુષોનું મહા મંડલ, તેનું નામ છે. કૉન્વેન્શન, દેશ દેશના ધર્મ તપાસી સર્વમાન્ય એક ધર્મ બતાવતાં આર્ય ધર્મની મહત્તા સમજાવી માણસની આધ્યાત્મિક ઉન્નતિ ઇચ્છનાર પરમાર્થ દૃષ્ટિવાળા વીરાઓનો મેળો છે. રાજકીય ઉન્નતિ! ધાર્મિક ઉન્નતિ! આ બે હેતુ! બન્ને હેતુવાળાં બન્ને મંડલ પ્રતિવર્ષ મળે છે, તેમનો જન્મપણ લગભગ સમકાલીનજ છે, કૉન્વેન્શન એકાદવર્ષ વધારે જુનું છે એટલુંજ. એકમાં, સર્વ કોમના, હિંદુ, પારસી, મુસલમાન, ક્રિશ્ચિયન, યુરોપીયન સર્વ લોક, દેશોન્નતિનાં સાધનનું ચિંતવન કરવા આખા હિંદુસ્તાનમાંથી હર્ષ ભેર ભેગા મળે છે; બીજામાં સર્વ કોમના, તેના તેજ લોક હિંદુસ્તાન તેમ ટીબેટ, બ્રહ્મદેશ, યુરોપ, અમેરિકા, અને આસ્ટ્રેલિઆથી, ત્યાગ બધું કરી, પરમાહ્લાદથી પોતાના ભાઈઓને મળી, આધ્યાત્મિક શોધો સંબંધી વિચાર આપવા લેવા ભેગા મળે છે. બન્ને મળે છે હિંદુસ્તાનમાંજ, એક વારા ફરતી મુખ્ય મુખ્ય શેહેરોમાં, બીજી, નિરંતર મદ્રાસમાંજ. વળી બન્ને ડીસેંબરમાંજે મળે છે, ક્રિસ્તમસમાંજ! ઉભયને જન્મ આપનાર પણ, વિદેશીય-યુરોપીયનજ! આ બે સમાજનું આનંમળતાપણું, ઉભયના હેતુનું એકપણું—ઉન્નતિ—ને તે, સાધવામાટે

સંમાજોમાં ભાગ લેતા વીરપુરૂષોનું વર્ણ જાતિ વિચાર ધર્મ ઇત્યાદિનો ભેદ ભુલી જઇ એક પ્રવાહરૂપે એકાગ્ર થવું એ બધું કાંઇ પણ સૂચવે છે ! તેના તરંગને, આ રો બેહેનોનું રૂપ વિચારી, નવો પાનો ચઢે છે; તે કૂદી પડી આડો અવળો ઉંચો ઉંચો ઉડતાં ગમે તેમ વિચારેછે—લવેછે—ગોઠવેછે ! આવો આવો ! ભાઈઓ, બેહેનો, તમે એ તરંગ ઉપર સવાર થશો ! થાઓ થાઓ ! તમારૂં, તમારા દેશનું, તમારા આત્માનું, તમારી પ્રજાનું બધાંનું કલ્યાણ એમાંજ છે.

બીચારી થીઓસોફીકલ સોસાઈટીએ દશ બાર વર્ષપર હિંદુસ્તાનનાં કીનારાપર પગ મૂક્યો ત્યારે કોણ જાણતું હતું કે તે શું કરશે. એ તે કોણ છે ? ભૂત છે, પ્રેત છે, રાક્ષસ છે, જાદુગર છે. ધર્મસમજનારા છે, ક્રીસ્ચીઅન ધર્મને ફેલાવવા ઢોંગ મચાવનારછે, કે છેવટ રૂશીઅન સ્પાઈ એટલે છુપા બાતમીદાર છે ! આજ જગજાહેર સુરજ છે કે તે આમાંનું કાંઈએ નથી. કેવળ નિઃસ્વાર્થ શોધ કરી આર્યધર્મની ખરી ઉન્નતિ કરવાને મથનાર પરમાર્થબુદ્ધિવાળું મંડલ છે. અલબત તેની રીતિમાં, તેની કૃતિમાં, તેના વિચાર લોકોમાં ફેલાવવાના યત્નોમાં અહીં તહીં જુદી ખામીઓ મતભેદ થયાં હશે, ને તેથી કોઇકામે પ્રીતિ, કોઈકામે દ્વેષ, કોઈકામે તિરસ્કાર, એ તેને માથે પડ્યાં હશે, પણ તેનું કુલ અવિચ્છિન્ન એકાગ્ર ચાલ્યું ગયુ છે. આજ હિંદુસ્તાનનાં મુખ્ય મુખ્ય શેહેરોમાં તેની એક એક શાખા છે, યુરોપ, અમેરિકા, આસ્ટ્રેલીઆ, બરમા, ઠીબેટ, અને સીલોન પણ તેના ધ્વનિનાં અજાણ્યાં નથી. સર્વ ધર્મનો સાર આર્યધર્મ, તેજ ખરો, તેજ પાળવાજોગ, તેજ શોધવાજોગ,—ધર્મોન્નતિ, આત્મોન્નતિ, પ્રેમોન્નતિ, એમાંજ દેશોન્નતિ, સુખોન્નતિ, રાજ્યોન્નતિ—એ સિદ્ધાન્ત ! તે ઉપર તેનું ગાન, તેની લડત, તેની શોધ, ને તેની મેહેનત. ત્યારે પૂછીએ કે એ બધાથી હિંદુસ્તાનને શું ? આજથી પંદર વર્ષ ઉપર તમે કેવા હતા તે વિચારો એટલે એનું ઉત્તર આવી જશે. અમે તો નિર્માલ્ય છીએ, આમારા બાપદાદા બેવકુફ છે, અમારો ધર્મ "ઠીક છે, બીહીને બીહીને પળાય તો પાળ્યો નહિ તો બળ્યો, આવા તમારા વિચાર હતા, આજ તમે આમો અમુક વાતના હકદાર છીએ, આમે એક મહાન્ પ્રતાપી પ્રજાના વંશજો છીએ, આમે આમારા ધર્મની મહત્તામાં મગરૂર હોઈ ટીલાં ટપકાં તાણી ગમે તેવા હડહડતા અંગરેજ આગળ ખડા છીએ, એમ વર્તો છો ! આટલો બધો ફેરફાર કેમ થયો ! અરે ! એથી બીજી મહોટી વાત વિચારો. હિંદુ, મુસલમાન, પારસી બધા—આપણે તો એક પ્રજા છીએ, આપણે એક ધર્મી છીએ, જુદા એનો એ જ છે, ચાલો આપણે ભેળા થઈ જઈએ, એમ બોલતા ક્યાંથી થયા ? છેવટ પૂછી એ કે તમારા 'નેશનલ

કોન્ગ્રેસ' ક્યાંથી જન્મ પામી? આ નવા તાજા લોહીનું એ ભભ્ભું સિંહ બાલ જેવું પરાક્રમ ક્યાંથી પ્રકાસવા મંડ્યુ!!

પ્રખ્યાત ડાક્તર આર્નોલ્ડે કહ્યું છે કે જે દેશને પોતાનો પૂર્વનો ઈતિહાસ મગરૂર થવા જોગ નથી, તે દેશ છેક નિસ્તેજ, નિર્માલ્ય અને પરાક્રમહીન થઇ છેવટે ગુલામગીરીમાં ડુબે છે. એ ટીકા તેણે ફ્રેંચ રેવોલ્યુશનની કતલ સબંધે કરી હતી. હિંદુ પ્રજા શું તેવી છે? તેમને પોતાના પુરાતન ઈતિહાસમાટે મગરૂર થવાનું કારણ શું નથી! છે, ત્યારે ક્યાં ગયું તેનું ફલ! શામાટે નિસ્તેજ થઈ પડી રહેવાય! મગરૂર થવા જેવુ તો છે, પણ તેમ થતાંમાં આપણી હિંમત દબાઇ ગઈ હતી, આપણે સાહેબ સુધારામાં અંજાઈ પડ્યા હતા, એટલે ક્યાંથી પરાક્રમ ને ક્યાંથી ઐક્ય! જ્યારે 'સુધારા'નાં તમામ બીછાં વીખેરાવા લાગ્યાં, આપણાં પ્રાચીન ધર્મ કર્મનું માહાત્મ્ય સમજાવા લાગ્યુ, ત્યારે આપણામાં હિંમત જાગ્રત થઈ, આપણે પુનઃ આર્યપદને પામવા ઉઠ્યા. પોતે પોતાને માન આપી ન શકે તો પછી બીજો કોણ તેને માન આપે? પણ પોતે પોતાને જ્ઞાન આપે તેમાટે તો પોતાની યોગ્યતા, મહત્તા, જરૂરીઆત એ બધું સમજવુ જોઇએ. એ હવે સમજાયુ છે, અમે છીએ, એ બુદ્ધિ હવે જાગી છે, તો પરિણામપણ ઈશ્વર સાક્ષાત્ આપે છે.—'નેશનલ કોન્ગ્રેસ.' રાજકીય ઉન્નતિ, દેશોન્નતિ, એક સંપ, તમારા પાકા દુશ્મનો તરફથી પણ 'તમે ખરા' એવું તમને માન!!

ઉન્નતિ માત્રનું મૂલ ધર્મોન્નતિ છે, આત્મોન્નતિ છે. જ્યાસુધી આત્મોન્નતિ નથી ત્યાંસુધી કોઇ પ્રકારની ઉન્નતિની આશા રાખવી ફોકટ છે. આત્મા શું છે, તેની કીમત કેટલી છે, એ સમજ્યાવિના, સંસાર, નીતિ, વ્યવહાર, કે રાજ્ય કોઇપણ વાત સમજાતી નથી. આત્મોન્નતિની કૂંચી હાથે લાગતાં બધાં તાળાં ખુલી જાય છે, ને ઉન્નતિ માત્રના ભંડાર નજરે રમી રહે છે. ત્યારે ધર્મોન્નતિ, રાજ્યોન્નતિ ઉભય ઉલટા જણાતા વિષય એક છે એમ કહીશું!! આત્મોન્નતિ થવાનાજ પરિણામમાં રાજ્યોન્નતિ પણ! અલબત્ત ઘણાંએ કારણો છે, કે જેથી આ સમયે 'કોન્ગ્રેસ'નો ઉદ્ભવ થવો અંકિત હશે, પણ તે બધામાં આ ૧૫ વર્ષમાં ચાલેલી આત્મોન્નતિ એક મુખ્ય કારણરૂપ નથી એમ, કોણ હવે કહી શકશે? અરે! કોન્ગ્રેસરૂપ પેલા પૂજ્ય પુરુષ—ધુમ—તેપણ એકવાર તો થીઓસોફિસ્ટ!! આ બધી આત્મોન્નતિને માર્ગે દોરનાર કોણ? પેલી બહુ વગોવાયલી બીચારી થીઓસોફીકલ સોસાઇટી. હો! કોન્ગ્રેસ—કોન્વેન્શન! સગી બ્હેનો! તેમનો નિરંતર જય જયને જય થાઓ! આર્યભૂમિ તેમની માતા પરમ પ્રમોદ પામો!!

---

# શ્રીમદ્ભગવદ્ગીતા.

(અનુસંધાન પાને ૧૦ થી.)

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥
नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥
तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥
कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवाऽपि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥
यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥
न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥
सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥
न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ २६ ॥

અક્ષરાર્થ:—(૧૭) પણ જે આત્મરતિજ છે, ને આત્મતૃપ્ત તથા આત્મસંતુષ્ટ છે તેને કાંઈ પણ કર્તવ્ય નથી; (૧૮) તેને કર્મ કરવાથી, કે ન કરવાથી કાંઈ પ્રયોજન નથી, કારણ કે તેને સર્વભૂતમાં કહીં પણ પ્રયોજનનો

સંબંધ નથી. (૧૯) આટલામાટે નિત્ય અસક્ત રહી કર્તવ્યકર્મ કર, જે પુરુષ અસક્ત રહી કર્મ આચરે છે તે પરમપદને પામે છે. (૨૦) કેમકે જનકાદિ પણ કર્મવડેજ સિદ્ધિને પામ્યા છે; (તેમ) લોકસંગ્રહમાટે પણ તારે કર્મ કરવાં ઘટે છે. (૨૧) જે જે શ્રેષ્ઠ પુરુષો આચરે છે, તે તે બીજા સાધારણ લોક ગ્રહણ કરે છે. તે જે પ્રમાણ કરે છે, તેને લોક અનુવર્તે છે. (૨૨) હે પાર્થ! મારે ત્રણે લોકમાં કોઈ કર્તવ્ય નથી, કે કાંઇ ન પ્રાપ્ત કરેલું એવું પ્રાપ્ત કરવાનું નથી, તથાપિ કર્મમાં હું પ્રવૃત્ત રહું છું; (૨૩) જો હું આલસ્ય માત્ર તજી નિત્ય કરૂં છું, તે કરતાં જરાપણ કર્મમાં પ્રવૃત્તિ ન કરૂં, તો મનુષ્યો તરતજ મારે રસ્તે ચળવા માંડે, (૨૪) ને હું કર્મ ન કરૂં તો આ લોક ઉત્સન્ન થાય, હું સંકરનો કર્તા થાઉં, અને પ્રજામાત્રનો નાશ કરનાર થાઉં. (૨૫) હે ભારત! જેમ અવિદ્વાન્ કર્મમાં આસક્તિ રાખીને પ્રવર્તે છે, તેમ લોકસંગ્રહ કરવાની બુદ્ધિથી વિદ્વાને પણ આસક્તિ ન રાખી કરવું; (૨૬) કર્મમાંજ દૃઢરીતે વિશ્વાસ કરનાર અજ્ઞ લોકની બુદ્ધિમાં ભેદ પેદા કરવો નહિ, પણ વિદ્વાને યુક્તિથી વર્તી સર્વ કર્મનું અનુમોદન કરી તે આચરવાં.

વિવેચનઃ—આટલે સુધી મંદાધિકારી અશુદ્ધસત્ત્વને ઉદ્દેશી કર્મની યોગ્યતા બતાવી. ત્યારે કર્મની કર્તવ્યતા કોને નથી, તે હવે 'યસ્તુ' એમ સૂત્રનાથી શ્લોક બતાવી કહે છે. જે આત્મરતિ એટલે કેવળ સર્વાત્મભાવમાં આનંદ માની તેમાં રમનાર છે; આત્મતૃપ્ત એટલે સર્વ આનંદ જેવો કે સ્રક્ ચંદન વનિતાદિ તે સર્વ વિષયાનંદના બીજભૂત, આનંદના સમુદ્રરૂપ આત્મભાવમાંજ સર્વદા તૃપ્ત છે; તથા અભિન્ન બ્રહ્મભાવમાંજ જે સંતુષ્ટ છે તેને કાંઇ પણ કર્મ કરવાનાં નથી. એ તો સિદ્ધ વાત છે કે સત્ત્વશુદ્ધિ થયા પછી, તથા લોક, વિત્ત, અને પુત્ર એ ત્રણે એષણાથી મુક્ત થયા પછીજ આવી પરમહંસદશા પ્રાપ્ત થાય છે, એટલે વિશ્વના કોઇ વિષયમાં, આસક્તિ નહિ તેને કર્મનો અવકાશજ ક્યાંથી હોય? પોતાનો દેહ, જે પ્રારબ્ધયોગે ધરાયો છે, તે પ્રારબ્ધનો ભોગ કરતાં, વિશ્વની સ્વાભાવિક વસ્તુગતિ ને પોતાનો આચાર સંવેયા અવિરુદ્ધ છે એટલે, પ્રારબ્ધ ક્ષીણ થઈ દેહ ભંગ થતાં, પણ જીવન્મુક્ત જ્ઞાની સવિશેષે મુક્તજ થાય. આવી દશાવાળાને સન્યાસજ ઉચિત છે, અર્થાત્ સહજ સિદ્ધ છે. એવા જીવન્મુક્ત પરમહંસને કાંઇ પ્રાપ્ત કરવાનું નથી કે તે કર્મ કરે; કે તેને અમુક કર્મ ન કરવાથી અમુક પ્રત્યવાય શાસ્ત્રોક્ત રીતિએ, આવે એ પણ અભેદદૃષ્ટિ થયા પછી સંભવતું નથી; એટલે કર્મ ન કરવામાં પણ તેને બાધ નથી; અર્થાત તેને કશું પ્રયોજનજ સૃષ્ટિમાત્રમાં રહ્યું નથી, સર્વાત્મભાવ પામ્યો છે, ત્યાં કર્મનો પ્રસંગજ નથી. આવા જ્ઞાનીની સાત અવ-

સંગ્રહ અર્થાત્ લોકપાસે ધર્માચાર કરાવવાનું કામ છે, તે તેમ કરવાથી પતાં, પરોપકાર થશે. અહીં કોઇ કોઇ ટીકાકાર બ્રાહ્મણ માત્રનેજ સંન્યાસનો અધિકાર છે, કેમકે જનકે સર્વથા કર્મજ કર્યા કહ્યાં છે, ને ક્ષત્રિયને અધિકાર નથી એમ આગ્રહ કરે છે પણ વાર્તિકકાર પ્રૌઢીવાદનો આશ્રય કરી ત્રિવર્ણસુધી સન્યાસની હા પાડે છે. ખરો માનસત્યાગ અને બ્રહ્મભાવ, તેમાં વાસ્તવિક રીતે વર્ણભેદ ક્યાં નડવા બેઠો? બ્રહ્મજ્ઞાન તો સર્વને થઇ શકે, કેવળ ભગવાં કરવાં હોય કે દંડ પકડવો હોય તે બ્રાહ્મણ વિના બીજાથી ન થતું હોય તો ભલે, બ્રાહ્મણોજ તેટલામાં સંતોષ માને. લોકસંગ્રહ કરવાની પણ શી જરૂર છે એવી શંકાના સમાધાન માટે કહે છે શ્રેષ્ઠ પુરુષો જ્ઞાનીઓ જે આચાર કરે, તથા જે વાતને પ્રમાણ કરે, તેને પ્રાકૃત લોક અનુસરે છે, માટે જ્ઞાનીઓએ કર્મમાર્ગમાં રહી લોકોપકાર કરવોજ. આવી વાત ઉપર પોતાનુંજ શ્રીકૃષ્ણ ઉદાહરણ આપી સમર્થન કરે છે હું સર્વ ઐશ્વર્ય સંપન્ન છું એટલે મારે કર્મની અપેક્ષાજ નથી, છતાં જો હું કર્મ તજું તો મારું જોઈ લોક તેમ કરે, ને તેમ થવાથી કર્મ માત્ર બંધ પડી દેવતાઓ અસંતુષ્ટ થાય ને લોક નાશ પામવા માંડે, તથા ગમે તેવો ભ્રષ્ટાચાર થવાથી વર્ણસંકર પ્રજા માંડે એમ સર્વનો વિનાશ કર્તા હું થઇ પડું. માટે જ્ઞાની છતાં પણ કર્મમાં રહી લોકોપકાર કરે તો વધારે ઠીક છે. એમ કરવાની પદ્ધતિ બતાવે છે કે જેમ અજ્ઞાનીઓ કર્મ કરે છે, તેમજ જ્ઞાનીએ પણ કરવાં, છતાં
૨૬ એટલો પડે છે કે એકનાં કર્મ સકામ—આસક્તિવાળા—હોવાથી તેને કરૂપ નીવડે છે; ને બીજાના નિષ્કામ હોવાથી શંઘ કરી શકતાં નથી, તેના કર્મો હાનિરૂપ થતાં નથી, માટે તેમ કરવું. આમજ જ્યારે જ્ઞાની અજ્ઞાની ય દેખીતા તો એકજ માર્ગે પ્રવર્તે ત્યારે ખરો ઉપદેશ થવાનો વખત ક્યારે કે એ શંકાના સમાધાનમાટે કહે છે કે જેઓ કેવલ કર્મ માર્ગમાંજ પ્રવૃત્ત અમુક ભોગસુખ ઈત્યાદિમા બંધાઈ ગયા છે, તેમને કર્મની પરમપુરુષાર્થ વે નિષ્ફલતા બતાવવા જતાં તેઓ અતોભ્રષ્ટ તતો ભ્રષ્ટ થઈ જાય; ન કર્મ કે ન જ્ઞાન સમજે, ને કેવલ નાસ્તિક જેવાં બની રહે. માટે તે જેવાં કરતાં હોય તેવાં કર્મ જ્ઞાનીએ પણ આસક્તિવિના કરવાં ને તેમના આરે અનુમોદન આપવું, ને ધીમે ધીમે યુક્તિથી પોતાના વિચાર તેવા આચરવડે તેમને ખરીવાત સમજણ પાડવાનો સૂક્ષ્મ પ્રયોગ આચરવો.

---

## સદ્વૃત્તિ.

સત્સમાગમનું ફલ એવું છે કે કોઈ એક અનુકૂલ પ્રસંગે થયેલી સહજ સૂચના કે બોધનાં વચન માણુસના આખા જીવિતને ફેરવી નાંખે છે. પ્રત્યેક ધર્માચાર્યના વૃત્તાન્તમાં આપણે આવી વાતો નિરંતર સાંભળીએ છીએ. અજામેળ જેવા મહાપાપી પણ એમજ તરી ગયા છે. માબાપ કે કોઈ ખીજાના એકજ સદુપદેશરૂપ વચનબાણુથી લાખો મહાપુરુષો ઘર તજી ચાલી નીકળી મહાપદને પામ્યા છે. કોઈ કોઈ માસ્તરો, મ્હેતાજી, કે શિક્ષકોના બોધ અને આચારની અસર ઘણા નઠારા વિદ્યાર્થીઓને શ્રેષ્ઠ પંક્તિના બનાવી મૂકે છે

સદ્વૃત્તિવાળાં માણુસ આટલુંજ સાધી શકે છે એમ નહિ. પણ તેમની હાજરી આસપાસનાં માણુસમાં તેમની વૃત્તિનો અંશ જાગ્રત કરી સર્વેને કામે લગાડી દે છે. ઉત્સાહી માણુસો પોતાનો ઉત્સાહ સામાનામાં પ્રેરી શકે છે, સાહસિક લોક પોતાના અનુયાયીને સાહસ માર્ગે ઝટ દોરી જાય છે, વીરપુરુષો આખા દેશના દેશ પોતાની પાછળ દોરી મ્હોટાં રાજ્ય સ્થાપે છે. આ ઉપરથી સમજવાનું છે કે પ્રતિ વ્યક્તિની જીવિત પદ્ધતિ એ બધા વિશ્વને એક દૃષ્ટાન્ત રૂપ હોઇ, સારે કે નઠારે માર્ગે દોરે છે. માટે પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે કે તેણે જેમ બને તેમ પોતાના જીવિતથી સારું દૃષ્ટાન્ત ઉભું થાય તે માટે સાવધ રહેવું. સદ્વૃત્તિવાળાં એટલે સર્વનું ભલું ચહાનાર સરલ સ્વભાવનાં માણુસ સદ્ગુણના નમુના રૂપ છે, અને દુર્ગુણને પાછો હઠાવનાર પ્રદીપરૂપ છે. ભલાઈ સર્વદા પ્રીતિ સંપાદન કરી શકે છે. જેનામાં એ ગુણ છે તે સર્વ ઉપર રાજ્ય ભોગવે છે.

કોઇ મહાનુભાવ સ્વરૂપનું દર્શન માત્રજ તેના ઉપર પ્રીતિ કરાવવાને અને તેના અનુરક્ત દાસ થવાને આપણને પ્રેરે છે, એવી સદ્વૃત્તિની શક્તિ છે. તેમનામાં રહેલાં ઉદારતા, ધૈર્ય, ભલાઇ, એ સર્વને આપણે તરતજ નમી પડીએ છીએ. કોઇ મહાવતારની છબી પણ થોડા બલથી પ્રેરે છે એમ ન સમજવું. તે આપણા સામી હોય ત્યાંસુધી જાણે આપણુંને કોઇ અવયવ ઉત્સાહ રહ્યાં કરે છે, અને તે છબીની સજીવ પ્રતિકૃતિનાં સ્વભાવ અને નીતિથી વિરુદ્ધ, કાંઇ આચારમાં આપણને, તેની સમક્ષ, પડતાં શરમ આવે છે. અહો! સદ્વૃત્તિની કેટલી અસર છે કે મરણ પછી એક છાયા માત્રમાં પણ આટલું બલ આરોપેલું છે, એવુંજ બલ કેવલ નામ સ્મરણમાં છે. રાત દિવસ જે લોક રામ, કૃષ્ણ, શિવ, એવા મહાત્મા કે દેવનાં નામ તલ્લીન હૃદયથી રટ્યાં કરે છે, તેમને બહુ સારી હૃદય શુદ્ધિ પ્રાપ્ત થઇ, સન્માર્ગ જડેજ છે.

આવી રીતે મહામાનને પાત્ર થઇ, પોતાનું નામ સદાચારના ગુપ્ત મંત્ર રૂપ મૂકનાર મહાત્માને કોણ નહિ નમે? એવા મહાત્મા, બીજાંનામાં પોતાના ગુણ પ્રેરે છે એટલુંજ નહિ, પણ પોતાના જેવાજ બીજાને કરી દેછે. એવાના ઉપર મનુષ્યમાત્રનું ચિત્ત આકર્ષાય છે. ઉદાર વૃત્તિના સન્મનુષ્યોની સાશ્ચર્ય ભક્તિ, આપણા મનને ઉચ્ચભાવ આપે છે, અને સર્વ ધર્મનીતિની અભિવૃદ્ધિને પ્રતિકૂલ સ્વપરાયણતામાંથી છોડવે છે. એવાંના સ્મરણથી જાણે આપણી આસપાસ નવીજ હવા ખડી થાય છે, ને તેટલી વાર તો આપણો આત્મા કોઈ ઉચ્ચભાવને પામ્યો લાગે છે. માણસની સાશ્ચર્ય ભક્તિ કોના ઉપર છે, એ જાણતાંજ તેની વૃત્તિનું અનુમાન કરી શકાય છે. ઉદાર માણસો ઉદારનાજ ભક્ત હોઇ તેને વખાણે છે, નીચ લોકો નીચનીજ સાશ્ચર્ય ભક્તિમાં ભળેલા રહે છે, સ્વાર્થી લોક સ્વાર્થીનેજ પૂજે છે. યુવાવસ્થામાં આ સાશ્ચર્ય ભક્તિની ટેવ બહુ સબલ હોય છે, ને જેમ જેમ મહોટ-પણ આવતું જાય છે તેમ તેમ અમુક પ્રકારના એકજ સ્વભાવમાં માણસ બંધાઈ જાય છે, ને તે પછી કોઈનું પણ વર્તન આશ્ચર્ય પમાડવાને કે ભક્તિ કરવાને યોગ્ય છે એવું તેની નજરમાં આવતું નથી. "ન બહુ" એજ તેનો નિશ્ચય થઈ પડે છે. માટે જે સમયે માણસની પ્રકૃતિ સંસ્કાર પામવા જેવી કુળી હોય, તેજ સમયે મહાનુભાવ મનુષ્યોની સાશ્ચર્ય ભક્તિ તેમને લગાડવી એ બહુ લાભકારક છે. 'ન બહુ' એવો જે નિશ્ચય છે તે બહુ નીચ વૃત્તિનો સૂચક છે, અને જે માણસે એ વૃત્તિ પ્રાપ્ત કરી છે તેણે પોતાના સ્વભાવનો એક સારામાં સારો અંશ ગુમાવ્યો છે, અને નીચત્વ તથા મૂર્ખત્વમાં પડતા પડતાં અટકવાનું સારામાં સારૂં સાધન તેને હાથથી ગયું છે. પુરાણ આદિમાં કહેલા મહાપુરુષોનાં ચરિતપર જેને શ્રદ્ધા નથી, જેઓ જુનું એટલું ખોટું એમ લઈ બેઠાં છે તે આ 'ન બહુ' ના વર્ગનાં છે, અને તેમને તેમ કરવાથી પોતાની વૃત્તિમાં ઘણી હાનિ છે.

સામાના ગુણ જોઇ પ્રસન્ન થવું અને તે માન્ય કરવા એ ઉદાર બુદ્ધિની નિશાની છે. ડાક્તર જોન્સને કહ્યું છે કે "સામાના ગુણને માન્ય કરી શુદ્ધ બુદ્ધિથી 'શાબાશ'ના ના ગુણ" જેવો, બીજો એકે એવો ગુણ નથી કે જેથી પણામાં ઘણા મિત્રો મળી શકે." એ ગુણ ઉદારતા, સ્પષ્ટ વક્તૃત્વ, સાહૃદયતા, અને પ્રસન્નતાનો વાચક છે!! પણ સાંકડા અને નીચ મનનાં માણસ પારકા હિતથી કોઇની સ્તુતિ કરી કે સહન કરી શકતાં નથી. તેઓ મહાત્માઓને કે કોઇ મહાર્થને આશ્ચર્ય ભક્તિથી પૂજી શકતાંજ નથી, પણ તેમાં તેમનેજ હાનિ છે. નીચ માણસ સ્તુતિ કરે તેપણ નીચ રીતેજ. કૂવાના દેડકાને કૂવા

જેટલુંજ જગત્ છે. ઘણામાં ઘણા નિરસ્કારને યોગ્ય તો એવાં માણસ છે છે કે જે બધાંની ઉપર ટીકા કરવા તૈયારજ હોય છે. આવા માણસ બીજાએ સારામાં સારા કામમાં પણ પ્રાપ્ત કરેલા જયથી પોતાનેજ કાંઇ અપમાન પહોંચી ગયું હોય એમ માને છે. તેમાં વળી તે જય પામનાર પોતાનાજ ધંધાનો હોય તો તો તેના ભોગજ મળે. આવાં ટીકા કરનાર જય પામનાર જો નિષ્ફલ થયો હોય કે કાંઇ ભુલથી ન ફાવી શકયો હોય તો તે માટે તેને માફ આપવા તૈયાર હોય છે, પણ તે જો નિર્વિઘ્ને પાર પડ્યો હોય તો સહન કરી શકતાંજ નથી!! આ બધો નીચ વૃત્તિનો ધંધો છે. આવી બુદ્ધિવાળાં ઉદ્ધતાઇ ભરેલા બેશરમપણાનેજ, કે ગમે તે માર્ગે જય મેળવનાર દુર્ગુણોની યુક્તિનેજ, વખાણી, કે સારી ગણી શકે છે. આવાં માણસો મુહાત્માઓની કોઇ નાની મોહોટી ખામીઓ શોધી કાઢીનેજ પોતાનું મન વાળે છે, ને પોતે પણ એક મહાપુરુષ છે એમ માની છેતરાયાં જાય છે. આ ઉપરથીજ કોઈ પંડિતે કહ્યું છે કે "જો મહાત્માઓ ક્વચિત્ ક્વચિત્ ચુક કરતા ન હોત, તો બીચારા નીચ લોકો દુખે મરત." નીચ માણસોજ સામાના ગુણ કરતાં દોષ ઉપરજ દૃષ્ટિ નાંખે છે. આપણા પ્રખ્યાત કવીશ્વર નર્મદાશંકર લાલશંકરે જે દેશસેવા બજાવી છે, જે પરાક્રમ દાખવી સર્વેને ઉત્તેજિત કર્યા છે, જે ગુજરાતી ભાષાને ઉચ્ચપદે પમાડી છે, એ તેના ગુણને ભુલી જઇ કેટલાક લોક તેના નિરાધાર કુટુંબને મદદ કરવાને પ્રસંગે તેનાં અપલક્ષણો ઉપર આણે છે, એ આવી બુદ્ધિનો તાજો દાખલો છે. બોલીંગબ્રોક નામના રાજકીય પુરુષે આગળ મહાયોદ્ધા મારલબરોની કોઈ કુટેવ કોઇએ કહી ત્યારે બોલીંગબ્રોકે જવાબ આપ્યો કે "એ એવો મોહોટો પુરુષ હતો કે એનામાં એ અપલક્ષણ હતું તે હું વિસરી ગયોછું." આનું નામ ખરી ઉદારતા!

જીવતાં કે પરલોકમાં ગયેલાં મહાનુભાવ મનુષ્યોની સાશ્ચર્ય ભક્તિથી તેમની સદ્વૃત્તિનું અનુકરણ કરવાની થોડી ઘણી ઇચ્છા થઇ આવે છે. ગ્રીસ દેશનો પ્રખ્યાત રાજપુરુષ થેમીસ્ટોકલીસ પોતાના સમવયસ્કનાં પરાક્રમો સાંભળી બહુ ઉશ્કેરાએલો હતો અને પોતાના દેશની સેવામાં પોતે પણ તેવું પરાક્રમ કરવું એમ લઈ બેઠો હતો. મારેથાનનું યુદ્ધ થયું ત્યારે એને મહા ગ્લાનિ થઇ, અને તે કહેતો કે "મહાયોદ્ધા મીલ્ટાયડીસની વિજયપતાકા મને નિદ્રા આવવા દેતી નથી." થોડાંજ વર્ષમાં તેણે આથેન્સની સેવા બજાવતાં ઇરાનના શેહેનશાહની નૌસેનાને આર્ટિમીસસ્યુમ તથા સાલામિસના યુદ્ધમાં પરાસ્ત કરી સ્વ મનોરથ સંપૂર્ણ કર્યો. એજ દેશનો પ્રખ્યાત ઇતિહાસ લખનાર થુસીડીડીસ

હીરોડોટસ નામના લેખકનો ગ્રંથ સાંભળતાં રોયો હતો, ને પરિણામે પોતે પણ સમર્થ ઈતિહાસકર્તા થયો હતો. એવીજ રીતે મહાવક્તા ડેમોસ્થનીસે પોતાનું વક્તૃત્વ પ્રાપ્ત કર્યું હતું. જેમ આવાં સજીવ શુભ દૃષ્ટાન્તથી શુભ વાસના પેદા થઈ તે મહાત્મ્યને પમાડનાર નીવડે છે, તેમ કોઇ તેવા મહાર્થના પ્રથમાવલોકનથી પણ તેવીજ વાસના પ્રકટ થઇ તે તેવાં મહાન પરિણામે પહોંચેલી જાણી છે રેફેલ નામના પ્રસિદ્ધ ચિત્રકારનું 'સેન્ટ સીસીલીઆ' નું ચિત્ર જોતાંજ કૉરેજીઓ ચમકી ઉઠયો કે " હું પણ ચિત્ર ૧રજ છું કે નહિ " ને પોતાના કાર્યમાં વિજયી થયો. એજ પ્રમાણે ગ્રંથાદિનું પણ સમજવું.

જ્યારે અનુકરણ અને દૃષ્ટાંતનાં પરિણામ આ પ્રમાણે સદ્વૃત્તિની ઘટનામાં ઉપયુક્ત છે, ત્યારે ઈતિહાસ અને જીવન ચરિત લખાવાની પણ કેટલી અગત્ય છે તે સહજ સમજાશે. ઈતિહાસ એટલે લડાઇઓ અને નપતિની સાંકળ ગોખવી તે નહિ, પણ દેશની સ્થિતિ, રીતિ, રિવાજ, લોક બુદ્ધિ, રાજકીય વ્યવસ્થા, ને તે પરથી ધીમે ધીમે રાજ્યના બદલાતા રંગ એનું તાદૃશ વર્ણન; તેમજ જીવન ચરિત પણ તે નહિ જેમાં મુખ્ય મુખ્ય બેચાર સારી નરસી વાતો પર ટીકા કરી વાહવાહ કરી ને ઉડાવી દેવું, પણ તેજ કે જેમાં તે વ્યક્તિનાં આચાર, વિચાર, રહેણી, કરણી તેમ તેની નાની ટેવોની થોડી થોડી વાત મુખ્ય બીનાની સાથે આવી તેની વૃત્તિ કેમ ઘડાઇ હતી તથા કેવી હતી તે યથાર્થ જણાય. આવાં ઐતિહાસિક પ્રસિદ્ધિ પામેલાં સ્ત્રી પુરુષ પણ આપણને સબળ રીતે શુભ વાસના પ્રેરે છે ને સન્માર્ગે દોરે છે. ઉચ્ચવૃત્તિ એ એક સનાતન પ્રવાહ છે; કાલક્રમથી તે તૂટતો નથી, વર્ષ પ્રતિવર્ષ કે યુગ પ્રતયુગ તે વહેતો વહેતો નવાં નવાં ઉચ્ચવૃત્તિવાળાં સ્ત્રીપુરુષ વૃક્ષને સીંચી ઉછેરી. તેમનાં ફળના રસથી પુષ્ટ થઇ મસ્તને મસ્ત વહોજ જાય છે. ઈશ્વર આપણને પણ તે પ્રવાહ પુષ્ટ કરવાનાં સાધન બનાવે !!

---

## થિઓસોફી શું ?

### ( મળેલું. )

( ગોષણ પુસ્તક ૩ જાના પાને ૨૦૫ થી )

મૅડમ બ્લેવાટસ્કીનો જન્મ વૃત્તાંત. (ચાલુ)

એક ઉછરતા યોગી તથા પ્રફુલ્લિત બુદ્ધિવાળા મહાત્મા વચ્ચે કેવી જાતનો સંબંધ હોઇ શકે છે તેનો ખ્યાલ નીચેના લખાણ ઉપરથી આવી

શકશે. તે ઉપરથી મેડમ બ્લેવાટસ્કી તથા તેના ગુરુ મહાત્મા વચ્ચેનો સંબંધ જાણવામાં આવશે.

પૂર્વ દેશ તરફના આત્મજ્ઞાની સિદ્ધાંતિઓનો મુખ્યત્વે કરીને એવો મત છે કે જેને સાધારણ રીતે આપણે માણસ તથા તેનું શરીર કહીએ છીએ તે શરીરમાં બોન્સઓનો સમાવેશ થયેલો છે. દેખીતું શરીર તેને સ્થૂલ શરીર કહે છે તથા તેની અંદરના બીજાને સૂક્ષ્મ શરીર કહે છે. તે પણ પ્રકૃતિના સૂક્ષ્મ રજકણોનું બનેલું છે. પરંતુ સ્થૂલ દેહના મુકાબલામાં તે કેવળ વાયુરૂપ ગણવાને યોગ્ય છે. આ શરીરમાં રહેલા ત્રીજાને કારણ શરીર કહે છે. તે ખરું જોતાં પ્હેલાં એનાં પ્રમાણમાં દિવ્યદેહ ગણી શકાય તેવું છે. તેની બનાવટમાં પણ પ્રકૃતિ પરમાણુનોજ ઉપયોગ થયેલો છે. અગર જો કે તેવાં પરમાણું શું છે, કેવાં છે વગેરે જાણવાને હાલના જમાનાવાળા માણસોને કેટલાં વર્ષો લાગશે તે કહી શકાતું નથી. તે કારણ શરીરની ઉત્પત્તિ અવિદ્યામાં ચિદાનંદ બ્રહ્મના પ્રતિબિંબનું પડવું થવાથી થાય છે.[1] આ દેહનું નામ કારણ શરીર છે તે એટલા માટે કે તે સૂક્ષ્મ તથા સ્થૂલ દેહને ચૈતન્ય આપનાર તથા સર્વે રીતે પ્રેરણા કરનાર છે. સાધારણ રીતે મનુષ્યો જેનું હું કહીને અભિમાન રાખે છે તે કારણ શરીરની બાબતમાં સમજવું. અગર જો કે આ વાત ઘણા થોડા કબુલ કરશે, કેમકે મૃત્યુ પછી શું થાય છે તેનું જ્ઞાન શાસ્ત્ર વાંચન કર્યા પછી પણ ઘણાની કલ્પનામાં ઉતરી શકતું નથી સ્થૂલ નાશ પછી શેષ સૂક્ષ્મની ખબર જેને કથી તેને કારણ દેહની ખાતરી ક્યાંથીજ થાય. પરંતુ શાસ્ત્રાધ્યયન કરી નિર્ણય કરવો એજ હાલની સ્થિતિમાં આપણો ધર્મ છે. તે નિર્ણય શ્રવણ, મનન, તથા નિદિધ્યાસન વિના થઈ શકતો નથી.

સ્થૂલ દેહનું મરણ થયા પછી સૂક્ષ્મ શરીરનો પણ નાશ થવો જોઈએ એ, કંઈ જરૂરનું નથી. હિંદુઓમાં સામાન્ય રીતે મનાતી બાબત જેને વાંછના કહે છે (=સંસારી વસ્તુ સંબંધી અસંત ઇચ્છા) તે મોત વખતે ઉત્પન્ન થાય

1 अविद्यावशगस्त्वन्यस्तद्वैचित्र्यादनेकधा
सा कारणशरीरं स्यात्प्राज्ञस्तत्राभिमानवान् ॥ १७–तत्त्वविवेक–पाद
भविष्य [illegible] 'चिदात्माऽन्यो जीव स्यात्.
[illegible] આદિભીસ્થૂમ તથા સાક્ષાભિળશરિમ્.
સંપૂર્ણ કર્યો. એજ દેશનો પ્રખ્યાત ઇ. ઝે, વાસ્તવિક નહિ.

તો સ્થૂલના નાશ પછી પણ સૂક્ષ્મદેહ અસલની માફક જાગતું જીવતું રહે છે. અને તેનેજ 'ભૂત' સંજ્ઞા આપેલી છે. કોઈ પ્રસંગે જોવામાં આવતા તથા હાલના અમેરિકા તથા યુરોપમાં ચાલતા સ્પિરિચ્યુઅલ સિયાન્સ (ભૂત પ્રયોગો) માં જે મનુષ્યાકૃતિઓ દૃષ્ટમાન થઈ રંગભૂમિ ઉપર હાજર થાય છે તે સંસારી વાંછનાવાળાં મૃત્યુ પામેલાં માણસોનાં સૂક્ષ્મદેહ છે. જ્યારે સંસારી સર્વ ઉપાધિથી રહિત થઈ તેનો સૂક્ષ્મદેહ પોતાનામાં રહેલી બુદ્ધિને વશ થાય છે ત્યારે કારણ શરીર પ્રાધાન્ય પામી સૂક્ષ્મથી જુદું પડે છે તથા સ્વર્ગ લોકનું સુખ આખરે અનુભવ કરનાર (માણસો ll ખરી અહંતા) પણ કેવળ ચૈતન્યમય હોવાથી તેજ શરીર છે. ફરી જન્મતાં વખત સૂક્ષ્મ તથા સ્થૂલ દેહ નવો થાય છે. પરંતુ કારણ શરીર તો એકને એકજ હોય છે ત્યારે કોઈ પ્રશ્ન પૂછે કે પૂર્વ જન્મની બાબતોનું સ્મરણ સૌને શાસારૂ નથી હોતું તો તેઓએ જાણવું કે સ્મરણ શક્તિનું સ્થાનક સાધારણ મનુષ્યોની બાબતનાં સ્થૂલ મગજમાં તથા સૂક્ષ્મદેહ સ્થિત મનમાં છે. તો તે કારણ શરીરની ઓળખાણવિના તેવી બાબતો ક્યાથી યાદ કરી શકે. ઉપર કહ્યા પ્રમાણે સ્થૂલ તથા સૂક્ષ્મ દેહ તો કેવળ નવા હોય છે ત્યારે તેઓમાં સ્મરણ શક્તિ નવી કેળવવાની છે એટલુંજ નહિ પણ અહંતાનું સ્થાનક નિશ્ચય કરવું તે પણ એક નવોજ પ્રયોગ પ્રારબ્ધાધીન થઈ પડે છે. આ ઉપરથી સહજ જણાશે કે ઉપર કહેલી રીતે સ્મરણશક્તિ હોવી કેવળ અસંભવિતજ છે. જે માણસો યોગ બળથી પોતાની અહંતાનો પ્રવેશ કારણ શરીરમાં કરી શકેલો તેઓનેજ તેવું સ્મરણ થઈ શકે છે. અને તે દેખીતું સંભવિત પણ લાગે છે. તેવું યાદ લાવી શકનાર મનુષ્યો જોવામા ઘણા આવતા નથી આને છેસી લોકો તેઓને ઓળખતા નથી. ઓળખે છે એવા યોગીઓ પાત્ર પુરુષો સિવાય બીજાની સાથે છૂટથી વાત કરતા નથી કારણ કે અપાત્રની સાથે વાતવ્યવહાર રાખવાથી સત્યજ્ઞાન બાબતનો સંસારીના મનમાં ગુંચવાડો થવાના સંભવને લીધે તે વિષે શાસ્ત્રમાં નિષેધ કરેલો છે.

'न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम्

जोषयेत् सर्वकर्माणि विद्वान् युक्तः समाचरन् ॥ २६ ॥

અર્થઃ—સત્કર્મ કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એવી રીતે કર્મના ફળની ઇચ્છા રાખનાર અજ્ઞાની પુરુષને તેને સુઝેલા માર્ગ ઉપરથી ખસેડવો નહિ પરંતુ વિવેકી તત્વજ્ઞાની સાધુઓએ તો પોતે યોગી છતાં તેવાં સત્કર્મ કરી ઉપર કહેલા અવિદ્વાન્ માણસોને સારો દાખલો કરી બતાવવો.

## ગુલાબસિંહ.

### પ્રકરણ. ૬

એક નાના દીવાનખાનામાં ભીંતોપર ચોતરફ નાના પ્રકારની પુરુષ પ્રતિકૃતિઓ ભરવી રાખેલી છે; એમાંની એક તો ખરેખર એ કુટુંબની આખી વંશાવલી કરતાં પણ વધારે કીમતી છે. સત્ય છે. ગુલાબસિંહ કહે છે તે ખોટું નથી. ચીતારો જાદુગરજ છે; જે સુવર્ણ એ કીમીયાગર બનાવે છે તે ખરેજ કાલ્પનિક નથી. દીલ્હીનો કોઈ અમીર–ભલે ખુની હોય, કે ઠગારો હોય, કે બેવકુફ હોય અથવા કેવલ નિર્જીવ કે તેથી પણ નિર્માલ્ય હોય, છતાં ચીતારાની પીછી તેને દેવ બનાવી શકે! ચિત્રપટનો એક ટુકડો તે હાડ, ચર્મ, અને બુદ્ધિવાળા માણસ કરતાં વધારે કીમતી છે!

આશરે ૪૦ વર્ષની ઉંમરનો એક જવાન આ દીવાનખાનામાં બેઠો હતો. એની આખો કાળી ભમર જેવી હતી, ચહેરો ઉનળો હતો અને આકૃતિ ટુંકી તથા જરા ઉછળતી હતી. અને હોઠ જાડા તેમજ વિષયાસક્તિ સૂચક અને દ્રઢતાવાચક હતા. આ માણસજ પેલો અમીર–જેને આપણે રમાના ઉપર જુલમ ગુજારવા ઇચ્છા રાખનાર રૂપે ઓળખીએ છીએ. એણે કીનખાબનો જુબ્બો ને ઢીલો જામો પેહેર્યો હતો; પોતાની ગાદી ઉપર એક સીરોહીની તરવાર અને તેની સાથેજ રમવાના પાસાની પેટી તથા લખવાન ખડીઓ કલમ વગેરે પડેલાં હતાં.

"કેમ જગા"! પોતાના ખવાસ તરફ ફરીને બોલ્યો "મારો કાકો તો હવે મારા બાપદાદા ભેળો થયો. એવા માયાળુ સગાના મોત વખતે મારે કાંઇ દીલાસાની ઘણી જરૂર છે; તો રમાના કરતાં વધારે મીઠો અવાજ બીજે ક્યાં જડે તેમ છે?"

"ખુદાવંત! શું કહો છો! આપદાતાને ગયાને વાર તો થઇ નથી એટલામાંજ!"

"હા, એમજ હોવું જોઇએ કે જેથી એના મરણની વાત ઓછી ચર્ચાય, ને મારાપર વ્હેમ આવે નહિ. જેણે આપણને તે સ્ત્રીએ પાછા પાડ્યા, અને કાકાને બીજે દિવસ ખબર કરી, તે હરામખોરનું નામ તેં મેળવ્યું?"

"નાજી હજી નથી. ખોળી વાળ્યો."

"હું તને કહું, પેલો વિલક્ષણ પરદેશી!"

"મહારાજા ગુલાબસિંહ! નક્કી કહો છો છ?"

"જરૂર એ માણસનું બોલવું એવા પ્રકારનું છે કે કદી ઓળખાયા વિના રહે નહિ. એવું સ્વચ્છ, સ્પષ્ટ અને અનુરોધ પ્રેરક ઉચ્ચરે છે કે એનાં

## શ્રીમદ્ભગવદ્ગીતા.

(અનુસંધાન પાને ૨૯ થી.)

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ २७ ॥
तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥ २८ ॥
प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मन्दान् कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥
मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥ ३० ॥
ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।
श्रद्धावन्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥ ३१ ॥
ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥
सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३३ ॥
इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥ ३४ ॥
श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥

અક્ષરાર્થઃ—(૨૭) પ્રકૃતિના ગુણોએ સર્વથા કરાતાં કર્મનો, અહંકારથી મૂઢ થયેલો આત્માવાળો, હું કર્તા છું, એમ માને છે; (૨૮) પણ ગુણકર્મવિભાગનું તત્ત્વ જાણનાર, ગુણો ગુણમાં પ્રવર્તે છે, એમ માની, આસક્ત થતો નથી; (૨૯) પ્રકૃતિના ગુણથી મૂઢ થયેલા, જે ગુણનાં કર્મમાં આસક્ત થાય છે, તે અધુરૂં જાણનાર મન્દ પુરુષોને, સંપૂર્ણ જાણનારે ચળાવવા નહિ; (૩૦) સર્વ કર્મનો મારામાં આરોપ કરી, આત્માને વિષે મનઃ સ્થિર બાંધી, નિરાશી અને નિર્મમ થઇ, સંતાપ તજીને યુદ્ધ કર. (૩૧) આ મારૂં મત, જે શ્રદ્ધાવાળા માનવો અસૂયા રાખ્યાવિના નિત્યે અનુસરે છે, તે પણ કર્મથી મુક્ત

પામે છે; (૩૨) પણ જે એની અસૂયા કરી મારું મત અનુસરતાં નથી, સર્વ પ્રકારના જ્ઞાનપ્રતિ મૂઢ બનેલાં, અવિવેકીને, નાશ પામેલાં જાણ. (૩૩. જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે ચેષ્ટા કરે છે. અર્થાત્) ભૂતમાત્ર પ્રકૃતિને અનુસરે છે, ત્યાં નિગ્રહ શું કરી શકશે? (૩૪) ઇન્દ્રિય ઇન્દ્રિયોના અર્થોમાં, રાગદ્વેષની વ્યવસ્થા છે, માટે તેમને વશ ન થવું, કેમકે તેજ એના શત્રુ છે; (૩૫) વિગુણ (પણ) સ્વધર્મ, સ્વનુષ્ઠિત પરધર્મ કરતાં, શ્રેયસ્કર છે, સ્વધર્મમાં મરણ શ્રેય છે, (પણ) પરધર્મ ભયાવહ છે.

વિવેચન: – વિદ્વાન્ ને અવિદ્વાન્‌ની પ્રવૃત્તિ, ઉપરથી સો સરખી કહી છે, તો તેમાં અંદરથી જે તફાવત સૂચવ્યો છે તેને વિશેષ સ્પષ્ટ કરે છે. પ્રકૃતિ એટલે સત્ત્વ, રજસ્, અને તમસ્ એ ત્રણે ગુણોની સમાનાવસ્થારૂપ, સાંખ્યમતમાં પ્રધાન એ નામથી પ્રસિદ્ધ વેદાન્તીઓએ પણ માયા એ નામથી ઘણે ભાગે સ્વીકારેલું, જગત્ સૃષ્ટિનું જડકારણ. તેના ત્રણગુણોથી થતા સૃષ્ટિનાં લૌકિક વૈદિક કાર્યોનો કર્તા તે ગુણજ છે. પુરુષ નથી, છતાં અહંકારથી મૂઢ થઇ ગયેલાં અજ્ઞ, એમ માનીને બંધાય છે, કે અમે અમુક અમુક કર્માદિનાં કર્તા છીએ અવિદ્વાન્ આવી પ્રવૃત્તિથી બંધનમાં પડે છે, પણ ગુણકર્મ વિભાગનું[1] તત્ત્વ જાણનાર વિદ્વાન્, તત્સમ આચારવાળો છતાં, બંધનમાં પડતો નથી. ગુણ એટલે કહ્યા તે ગુણ. અને તેમનાથી પ્રવર્તતાં કર્મ તે કર્મ, એ ઉભય, તથા તે જડસમૂહનો વિભાગ કરી બતાવનાર અર્થાત્ ભાસક–પરમાત્મા તે વિભાગ, એ સર્વેનું, અર્થાત્ જડ ચૈતન્ય ઉભયનું તત્ત્વ જાણનાર, ગુણો પોતાના સ્વભાવથી પ્રવર્તે છે હું જે અસંગ આત્મરૂપ છું તેને કાંઇ નથી, એમ સમજી, આસક્ત થતાં નથી, કર્મનું કર્તાપણું પોતાને માથે લેતાં નથી, ને તેથી બંધનમાં પડતાં નથી. નિષ્કામ સકામ કર્મ કરવાથી મોક્ષબંધન કહ્યાં હતાં, તેની આ રીતે વ્યવસ્થા બતાવી, કે નિષ્કામના કેમ આવે ને સકામતા કેમ આવે. કર્તાપણું વ્હોરવું એ સકામતા, અને તે જેનું છે તેનું યથાર્થ માની પોતે નિર્લેપ છે તેમ રહેવું એ નિષ્કામતા આ સિદ્ધાન્ત. વળી અર્જુન જે મન્દાધિકારી છે તેને આ સિદ્ધાન્ત સમજાવી રહી, કર્મની કર્તવ્યતા સૂચવે છે. કે મારામાં જ અથવા પ્રકૃતિનાં સર્વ કર્મ છે, એટલે તે કર્મનો તું ધણી

[1] કોઇ એમ પણ અર્થ લે છે કે ગુણકર્મવિભાગ એટલે ગુણવિભાગ ને કર્મવિભાગ; આટલા ગુણનો વ્યવહાર છે ને આટલા તેનાં કર્મનો એ તત્ત્વ જાણનાર. પણ શ્રી મધુસૂદન સરસ્વતી કહે છે કે એમ અર્થ કરવો હોત તો વિભાગ એ પદજ શા માટે મૂકત? ગુણકર્મનું તત્ત્વ જાણનાર એમ કહેવું બસ હતું. માટે કહ્યો છે તેમ અર્થ લેવો.

ન થઇશ, જેનાં છે તેને તે બધાં આરોપ, અર્થાત્ મારામાં સર્વ કર્મ આરોપ; મારે માટે તેં કર્યાં છે, મારાં કરાવ્યાં કર્યાં છે, મારી ભક્તિથી કર્યાં છે, એમ મારામાં સમર્પણ કર; અને જે આત્મરૂપ તું છે તેમાં બુદ્ધિ સ્થિર કર, અકર્તાપણું માન; ને એ રીતે ફલાભિસંધિની આશા તજી, અહંપણું મૂકી, મમતા પણ મૂકી, ને આ વખતે તારે જે પ્રાપ્ત થયું છે તે કર્તવ્ય-યુદ્ધ-કર. જ્ઞાનીઓ તો કર્મથી મુક્ત છેજ, પણ તારા જેવાં અજ્ઞાની. જે આ મારૂં મત ધ્યાનમાં લઇ યથાર્થ સમજી, સંપૂર્ણ શ્રદ્ધા રાખીને, તથા સર્વ અસૂયા એટલે દ્વેષનો ત્યાગ કરીને, અર્થાત્ આ સ્થલે કહેલી વ્યવસ્થા ખોટી ને હું કહું તે ખરી, મારો ધર્મ ખરો ને ફલાણાનો ખોટો, "વિષ્ણુ ખગ ને શિવનું નામ દેતો અભડાવાય." એવી નીચ દ્વેષબુદ્ધિ કરવી એ કેવળ ઈશ્વરનો-મારોજ દ્વેષ કર્યા બરાબર છે, માટે દ્વેષ માત્ર તજીને, નિષ્કામ કર્મ કરે છે, તે પણ કર્મથી મુક્ત થાય છે. સંન્યાસને યોગ્ય થાય છે, મોક્ષ પામે છે. આમ ન કરતા, જે આ વ્યવસ્થાનો દ્વેષ કરી, આ મતને અનુસરતાં નથી તે જ્ઞાની તો છેજ નહિ. તેમ અજ્ઞાની છતાં વ્યવસ્થામાં રહેતાં નથી, એટલે, સર્વપ્રકારના જ્ઞાનથી વિમુખ થયેલાં મૂઢ અવિવેકીજ રહે છે, ને નાશ પામે છે. સંસારથી મુક્ત થઇ શકતાં નથી. આ ઠેકાણે મતમતાંતરવાળા 'મારૂં મત' એટલા શ્રીકૃષ્ણના શબ્દોને પોતાના અમુકધર્મ પરત્વે યોજી દઇ, તે ધર્મ ન પાળનારનો મોક્ષ નહિ થાય એવો ખોટો અર્થ અટાવતા મથે છે, પણ તેજ વાતનો શ્રીકૃષ્ણે તો અસૂયા તજવાનું કહીને અનાદર બતાવ્યો છે એ બુદ્ધિવાન્ વાચનાર જોઇ શકશે. જ્ઞાતિ જ્ઞાનીની કર્મવ્યવસ્થા કેવી છે એટલુંજ જણાવવાનો અત્રે ચોખો ઉદ્દેશ છે, એમાં અમુક મતમતાંતરની તકરાર ઘુસાડવી એ સ્વાર્થબુદ્ધિમાત્રવિના બીજું કાંઇ નથી. વળી કોઇ કેવલ ભક્તિ આદિને પકડી બેઠેલા, આ બે શ્લોકોપરથી, કર્મ એજ સારો માર્ગ છે, એમ પણ દુરાગ્રહમાં પડે છે; તેનું ખંડન સમજીને 'તે પણ કર્મથી મુક્ત થાય છે' એ ૩૨ મા શ્લોકમાં, પણ એ અર્થથીજ થઇ રહે છે, અર્થાત્ જ્ઞાની તો મુક્ત છેજ, પણ આમ કર્મ આચરનાર, પણ, મુક્ત થાય છે. આવી કર્મ કરવા પરત્વે વ્યવસ્થા છે. તો તે વ્યવસ્થાપ્રમાણે સર્વ કેમ પ્રવૃત્ત નથી થતા એ શંકા ધારીને કહે છે. કે પ્રકૃતિ સર્વને પોતાના સ્વભાવમાં દોરી જાય છે. જ્ઞાનીઓ પણ એ પ્રકૃતિની અસરથી છુટા નથી, કેમકે તેમને પણ મરણપર્યંત પ્રારબ્ધ ભોગવવું પડે છે એ આગળ કહેલુંજ છે, તો હું અથવા કોઇ, અમુક પ્રકારે બલાત્કાર કરી, બાંધીને અમુક માર્ગે રાખીએ, તો સે બનવાનું નથી. અત્રે પ્રકૃતિ શબ્દનો અર્થ એવો છે કે ધર્માધર્મના સંસ્કારથી પ્રાપ્ત થએલી અનાદિ વાસના. એ

પ્રમાણેજ ભૂતમાત્રની પ્રવૃત્તિ થાય છે ત્યાં નિગ્રહ નકામો છે. ત્યારે અ-ર્થયું ત્યારે તો પોતાની અનાદિવાસનાપ્રમાણે જેને જ્ઞાન થનાર હશે તેને થશે, જેનો મોક્ષ થનાર હશે તેનો થશે. એમ આવ્યું, ને શાસ્ત્રોના ઉપદેશનો, તથા માણસે આમ યત્ન કરવો ને આમ ન કરવો એવા વિધિ નિષેધનો, અર્થાત્ પુરુષ પ્રયત્નનો, અવકાશજ ન રહ્યો. એજ બતાવે છે, કે પુરુષ પ્રયત્નનો અ-વકાશ રહ્યો. આગળ કહી ગયા છીએ કે કાર્યમાત્ર પ્રકૃતિથી બને છે, તેમાં આત્માનું કર્તાપણું કે કર્મપણું કાંઇ નથી. હવે માણસ પરત્વે જો-ઇએ તો તેને 'આવું આવવું' પ્રવર્તાવનાર રાગ દ્વેષવિના બીજું કાંઇ જણાતું નથી. ત્યારે રાગદ્વેષ કોના ધર્મ છે તે જાણવું જોઇએ ઇ-ન્દ્રિયો—જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિય—અને તેના અર્થ એટલે પદાર્થ, વિષય, જોવું, સાંભળવું, તેમજ રૂપ રસ ઇત્યાદિ એમાં રાગ અને દ્વેષની વ્યવ-સ્થિતિ રહેલી છે. ત્યારે આવા રાગદ્વેષને પોતે જે આત્મસ્વરૂપ અકર્તા છે, તેમાં ન આરોપવા, અર્થાત્ એ રાગદ્વેષને વશ ન થવું, એજ પુરુષકારનો વિષય છે; ને તે તત્ત્વજ્ઞાનમાત્રથી સિદ્ધ થાય છે શાસ્ત્રકારો બીજીરીતે આની આ વાત લખે છે. અમુક વાત અનિષ્ટ છે એ અજ્ઞાન સહિત, તે ઇષ્ટસાધન છે એવું જ્ઞાન, તે રાગનું કારણ છે, અને તે ઇષ્ટ છે એ અજ્ઞાનસહિત, તે અનિષ્ટ સાધન છે એવું જ્ઞાન, ને દ્વેષનું કારણ છે. આમાં તે વસ્તુના ઇષ્ટ કે અનિષ્ટ-પણાનું અજ્ઞાન એ તે વસ્તુના જણાતાં ઇષ્ટ અનિષ્ટ રૂપ ઉપરથી થયેલા રાગ-દ્વેષનું કારણ છે. ત્યારે શાસ્ત્ર એટલુંજ કરે છે કે પેલું જે સહકારી અજ્ઞાન છે તે તત્ત્વવિવેકથી ખસેડી નાંખે છે એટલે યથાર્થ વાત સમજાઇ રાગદ્વેષ નિર્મૂલ થાય છે. આમ પુરુષ પ્રયત્નનો અવકાશ આવે છે, માટે સર્વ પ્રકૃતિને વશ છે એ ખરું, છતાં પણ રાગદ્વેષથી છુટા થઇ જવામાટે પ્રયત્ન કરવો; તત્ત્વવિ-વેકથી આત્મધ્યાનમાં પડવું. ત્યારે આટલી બધી મ્હેનત કરવા કરતાં કર્મ માત્રને તજી સંન્યાસ કરી લીધો હોય તો શું ખોટું એવું અર્જુનના મનમાં થઇ જશે, એમ શંકા લાવીને વળી, અધિકારપરત્વેજ કર્માચરણ કર્મસંન્યાસ ઇત્યાદિ વ્યવસ્થા છે, એમ દૃઢ કરાવવા સિદ્ધાન્તરૂપે કહે છે, કે વિગુણ એટલે ન્યૂન ગુણવાળો, (જેમ કે કર્મમાર્ગ સ્વતઃ મોક્ષ આપનાર ન હોવાથી ન્યૂન ગુણવાળોજ છે) પણ જે સ્વધર્મ હોય, પોતાના વર્ણાશ્રમ તથા અધિકારને યોગ્ય ધર્મ હોય, તેજ પાળવો. એમાં માણસનું કલ્યાણ છે, ધીમે ધીમે અધિકાર વધી મોક્ષ પામવાનું એથીજ બને છે. પણ પરધર્મ, એટલે પોતાને હજી ગ્ર-હણ કરવા યોગ્ય નહિ એવો ધર્મ, તે સ્વનુષ્ઠિત એટલે સારી રીતે ગુણવાળો હોય, (જેમ કે સંન્યાસ જે મોક્ષજ પમાડે છે) તોપણ ભયંકર છે, કેમકે જે

જેને યોગ્ય નથી, તેને તે કાંઇ લાભ ન કરતાં હાનિજ કરનાર થશે. સ્વધર્મમાં મરણ થાય તોપણ બ્હીવાનું નથી, કે અરે! આ તો મરણ થવાવેળા આવી પણ આપણે બીજે-મોક્ષ માર્ગ-સેવાયો નહિ. અધિકાર વધારવાનો પ્રયત્ન કરતાં મરણ થાય તેપણ લાભકારી છે, પણ એકદમ અધિકાર ન છતાં બીજી વાતમાં કુદકો મારવો ભયંકર છે. અધિકાર વધારવાના પ્રયત્નમાં મરણ થાય તો પુનઃ વધારે અનુકૂલ જન્મ થઈ મોક્ષ મળવાસુધી ક્રમેકરી જવાય. પણ કુદકો મારતાં વખતે હાથ પગ ભાંગે, તેમ અધિકારવિના અન્ય રસ્તે જતાં પાછા ગડાય. અનોભ્રષ્ટ તનોભ્રષ્ટ થવાય એ બધી વ્યવસ્થા પાછી ફરીથી છઠ્ઠા અધ્યાયમાં જણાવવામાં આવશે. આ ઠેકાણે પણ દુરાગ્રહી સંપ્રદાયવાળાઓ ખોટી તકરાર કરે છે કે સ્વધર્મ એટલે પોતાનો. સ્વામીનારાયણ, કે શૈવ કે વૈષ્ણવ કે હિંદુ કે મુસલમાન, જે પોતાના બાપનો હોય તે ધર્મ. તે પરધર્મ એટલે તેથી બીજો પણ અધિકારસંબંધે આખા અધ્યાયનો વિષય છે, ને જે ઉપક્રમ કર્યો હતો તેજ વાતનો અત્રે ઉપસંહાર છે, કે અધિકાર પરત્વે વ્યવહાર રાખવો. તેમાં સંપ્રદાયો ક્યાંથી આવી પડ્યા!! આવા દુરાગ્રહોથીજ આપણાં શાસ્ત્રોમાં મચડી નાંખી નકામો વિરોધ સ્વાર્થી આચાર્યોએ પેદા કર્યો છે. બાકી તત્ત્વગ્રહણમાં ધર્મ કે સંપ્રદાય કાંઇ છેજ નહિ. ગમે તે દેશ, કાળ, વર્ણ, આશ્રમ હોય તેની અપેક્ષા ન કરતાં વાસ્તવિક વિચાર માત્ર, તત્ત્વશાસ્ત્રોમાં કહેલા છે; તે અનાદિસિદ્ધ સર્વમાન્ય છે. સ્વાર્થને ગમે તેમ સૂજે. હવે શ્રીકૃષ્ણ એજ કહે છે કે કામના-સ્વાર્થવૃત્તિનું બીજ-તેથીજ બધાં આડેમાર્ગે જવારૂપ પાપ થાય છે.

---

## *જમાનાનાં ચિન્હ.

यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥

જેટલું જૂનું તેટલું સારું, ને નવું તેટલું ખરાબ; કે નવું તેટલું સારું ને જૂનું તેટલું ખરાબ; એ ઉભય વિચાર બહુ ટુંકી બુદ્ધિ જણાવનારા છે. આજકાલ એવો સમય આવ્યો છે, કે આપણે આપણાં પ્રાચીન શાસ્ત્રોને યથાર્થ રીતે જોઈ શકતા નથી; તેમ તે છે પણ એટલાં બધાં વિસ્તારવાળાં, અને પાછળથી મતમતાંતર અને સંપ્રદાય વગેરેમાં ગુંચવાઇ ગયેલાં, કે આખો જન્મારો તેમની પાછળ ગુજારતાં પણ સર્વ વાતનું સૂક્ષ્મ જ્ઞાન ન થઇ શકે.

બ્રાહ્મણો જે આપણને શાસ્ત્રકારોના યથાર્થ અભિપ્રાય સમજાવી શકે, તે, આજે જુદીજ સ્થિતિમા છે જે વિદ્વાન અને બુદ્ધિમાન્ છે, તે બ્રાહ્મણો, તો, આજીવિકા માટે વ્યવહારોપયોગી જ્ઞાન પ્રાપ્ત કરી, તેમા રોકાઈ પડેલા છે. જે બ્રાહ્મણો લાગવગવિનાના, કે સાધનના અભાવે વ્યાવહારિક જ્ઞાન વિનાના છે, તેઓ પોતાની વશપરંપરાની વૃત્તિ સભાળે છે, પણ તે વૃત્તિ સભાળવામા એ વેદાદિ શાસ્ત્રનો અભ્યાસ, તેને તો દૂર મૂકે છે, પણ ભીખ માગવા માત્રનો મન્વાદિએ કહેલો આપદ્ ધર્મ આપત્તિ ન છતા, ઉપજીવિકા માટે સાચવે છે ઉપજીવિકાનો માર્ગ જે ભિક્ષા, તેને ઉપયોગી જેટલી, પાચ પદર વાતો ધર્મને નામે, પુરાણોમાથી કે કોઈ ગપસપમાથી યાદ રાખી લે છે અને પોતાના યજમાનોને તેટલાથી ધર્મનો ઉપદેશ કરી, દક્ષણા પામી, સતોષ માને છે યજમાનો પણ ગોર મહારાજ કહે તેજ ખરો ધર્મ અને તેજ આર્યશાસ્ત્રનુ રહસ્ય એમ માને છે નાના શહેર કે ગામડામા છેક આવી સ્થિતિ થઈ ગઈ નથી, પણ મુબઈ જેવા મ્હોટા નગરોમા આ અધ-ગતા પરાકાષ્ઠાએ પહોચી છે ગામડામા તો કોઈ વૃદ્ધ બ્રાહ્મણગૃહસ્થો ધર્મવિષે સારા જાણીતા હોય છે એટલે બ્રાહ્મણોમાં ગોરનુ ટટ્ટુ બહુ ચાલતુ નથી બ્રાહ્મણ સિવાયના વર્ગને તો આપણ ગોર મહારાજ ગમે તેમ સમ-જાવે છે મુબઈ જેવા નગરમા બ્રાહ્મણ વાણીઆ મેરો ગોર મહારાજ ઠીક ભણાવી શકે છે! કર્મ કર્માન્તર કરાવતા, અમે મુબઈમા તેમ બીજે સ્થલે, ગોર મહારાજોને ગમે તેવા પ્રાસંગિક શ્લોક માત્ર ગગડાવતા, કે કોઈ ગૂજ-રાતી કીર્તન, શ્લોક જેવે રાગે ગાતા પણ, સાભળ્યા છે. અરે! નહિ ગૂજ-રાતી કે નહિ સસ્કૃત એવુ એક કપોલ કલ્પિત વિશ્વકર્મા પુરાણ પણ બામ-ણના સુતારો આગળ વાચી એક બ્રાહ્મણને હજારો રૂપીઆ કમાતા અમે પ્રત્યક્ષ જોયો છે આવે સમયે ધર્માચાર્યો પાસેથી આપણે કાઈ આશા રા-ખીએ, પણ તેમનાવિષે તો, જેટલુ થોડુ બોલીએ તેટલુજ ઠીક છે.

આપણને ધર્મ વિષે જાણવાનો અવકાશ નથી, અવકાશ હોય તોપણ તે માટે સહજસાધ્ય સામગ્રિ નથી, ધર્મ સમજાવનારા, ઉપર કહ્યા તેવા છે આવી અવસ્થા થઇ છે આપણા આચાર, વિચાર, ધર્મ, નાત, જાત, ઈત્યાદિ તો, હજી તેના તે પ્રાચીન સમયનાજ છે આપણને પગલે પગલે નવી અડચણો ઊભી થયા કરે છે નવા વિચાર, નવા આચાર, નવા વ્યવહાર આપણી નજરે પડતા જાય છે તે વ્યવહારોમાં વર્તનારા આપણા કરતા વધારે સ્વતત્ર, વધારે સુખ ભોગવતા જણાય છે આપણી જુની વાતો આપણને ઘણીએ વહાલી લાગે છે, માણસો સ્વભાવેજ પોતાનુ

જે હોય તે જરા દોષવાળું હોય તોપણ તેને ચલાવાનો છે; છતાં ક્યાં સુધી દુઃખી થવું ? જુની વાતોમાં કાંઇ સાર જણાતો નથી, ગોર મહારાજ હસવાં જેવાં કારણો, તે વાતોનેમાટે, બતાવે છે, એટલે આપણા ધર્મની વાત હશે તે દહાડે ભલે સારી હશે, આજ તો નકામી થઇ ગઇ છે. એને વળગી બેસવામાં સ્પષ્ટ રીતે મૂર્ખાઇ અને હાનિ છે. જુની વાતો બધી વહેમ છે, તેમને બાજુએ મૂકી, સ્વતંત્રરીતે સ્વચ્છંદે વર્તવુ જોઇએ. અને તેમ વર્તવાથી સુખી થયેલા જણાતા લોકોનુંજ અનુકરણ કરવું જોઇએ. આપણે પણ જેમ બને તેમ સ્વતંત્ર આચાર વિચારનાં ફલના ભાગી થવું જોઇએ. દરેક બાબતમાં 'સુધારોજ' કરવાની જરૂર છે. સ્ત્રી પુરુષના વ્યવહારોમાં, ખાવામાં, પીવામાં, ફરવામાં, ઓઢવામાં, ને છેવટ વિચારવામાં પણ 'સુધારા' વાળા જે દાખલા, દલીલ, કારણ, વારંવાર પોતાની તકરારમાં લાવે છે, તે બધાનો સમાવેશ અત્રે કરેલા અનુવાદમાં થઇ રહે છે. આવી તકરારોને આધારે, આવી સ્થિતિએ પુહોચેલા લોક, આવા વિચારમાં પડે, તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. આશ્ચર્ય પામવા જેવુ નથી એટલુંજ નહિ, પણ એજ વિચારમાં તેમણે પડવું એ વાસ્તવિક છે. જુનું તે ખોટું ને નવું તે સારૂં એ વિચારનું આવુ રૂપ છે.

જુની વાતના અનુયાયી ઘણા છે. તેમાં સરમોખરે ઉપર કહ્યા તે ભીખ માગનારા અજ્ઞાની બ્રાહ્મણોજ છે. તેમની આજીવિકાજ તેમ કરવામાં રહી છે. આ લોકનો આવો ઉઘાડો સ્વાર્થવ્યવહાર જોઇ, સુધારાવાળા શામાટે એમ ન કહે, કે આવા ને આવા બ્રાહ્મણોએ, લોકને ભમાવી, પેટ ભરવામાટે, શાસ્ત્રોનાં ગપ્પાં ગોઠવ્યાં છે ! ગોર મહારાજનું સામર્થ્ય કાંઇ થોડું નથી. જુના રીવાજ ઉપર માણસને સહજ પ્રેમ અને આસ્તા હોય છેજ; ને તેમાં જ્યારે પરમેશ્વરનું નામ ભેળવીને, વાત કરવામાં આવે, ત્યારે તે રીવાજ છુટે પણ કેમ ? સ્ત્રીઓને, પુરુષો જેટલો, બહાર અવલોકન કરવાનો પ્રસંગ મળતો નથી, તેથી તે ગોર મહારાજના વધારે કબજામાં હોય છે. તેમનેલીધે, સુધારાપર વળવા માંડ્યા, જે થોડા પુરુષો હોય, તેપણ દબાયલા ચંપાયલા બેસી રહે છે. મ્હોટે ભાગે તો પુરુષો પણ ગોર મહારાજના હાથમાંજ હોય છે. આવી રીતે જુની વાતના અનુયાયી સુધારાવાળા કરતાં, લાખ ગણા છે. અને તે, કારણ જાણીને કે ન જાણીને, પણ જેમ જેમ સુધારાવાળા તેમને ખોટા કહેતા જાય છે, તેમ તેમ જુની વાતોને, વધારે વધારે વળગતા આવે છે. નવું તે ખોટું ને જુનું તે સારૂં એ વિચારનું આ રૂપ છે.

આવી અવસ્થા આપણા દેશમાં વર્તમાનકાલમાં આવી પડી છે. અંહીંયાંજ એમ થયું છે એમ ન જાણવું. દેશદેશમાં એક સમય આવોજ છે. યુરોપમાં આવી ગયો છે; ને વળી આવવાની તૈયારીમાં છે, તે આગળ જણાશે. શું કરવું? કોણ સાચું? કયો માર્ગ ખરો? કે બેની વચમાં કોઈ સમાધાનનો માર્ગ છે? કોઇને એમ લાગશે કે આવા પ્રશ્ન શામાટે પૂછોછો. અમુક રીવાજથી દુઃખ છે, તેને તજીને, અમુક સુખદાયક રીવાજ ગ્રહણું કરવાનો છે, એમાં આટલી ભાંજગડ શામાટે? ભાંજગડ એટલા માટે છે, કે અમને અમારૂં એવું જે હોય તે તજવું ગમતું નથી; અમને પ્રાચીન વાતો ઉપર કાંઈક વિશ્વાસનું મન છે, હજારો વર્ષના અનુભવથી માણસની બુદ્ધિએ પરિશીલન કરી કરી આપણાસુધી સંક્રામિત કરેલી અમુક રીતિ કૃતિઓમાં કાંઇ સ્વારસ્ય હશે, એમ અમને ઇતિહાસનાઅનુભવમાથી કાંઇ શિક્ષા લેવાની ઇચ્છા છે; પાંચ પંદર વર્ષના અમારા હાલના વિચારો ઉપર અમને પાકો ભરોસો નથી; 'સુખ' શાને કહેવું એવિષે અમારા મનમાં બહુ બહુ સંશયો છે; અમારા દેશમાનને અનુકૂલ પ્રતિકૂલ વિચારશ્રેણીવિષે અમારે હજુ સમજવાનું છે; ઇત્યાદિ. અમુક એક રીવાજને મૂકી દેતા પહેલાં, તે રીવાજનું મૂલસ્વરૂપ, તેની ઉત્પત્તિનાં કારણ, તે મૂલસ્વરૂપમાં બીજાં કારણોપરત્વે થયેલા આજપર્યંતના ફેરફાર, અને એ રીવાજને અમુક અમુક રૂપે પાલનાર લોક ઉપરના સારી કે નઠારી અસર, એટલું વિચારવાનું છે. પછી એમ જોવાનું છે કે એ રીવાજને બદલી કેવલ તેથી જુદા પ્રકારનો રીવાજ દાખલ કરવામાં લાભ છે, કે એ રીવાજનું મૂલરૂપ સિદ્ધ કરવામાં લાભ છે. જો નવોજ રીવાજ દાખલ કરવો ઠરે, તો તેવો રીવાજ જ્યાં પ્રચલિત હોય, ત્યાં, આપણે દૂર કરવા ધારેલા જુના રીવાજથી જે દુઃખ હોય, તે બધું તે દૂર કરી શક્યો છે, ને સુખદાયી નીવડ્યો છે, એ જોવાનું છે. એ વિચારો તો ઉપર કહેલા સામાન્ય વિચારમાં અંતર્લીનજ છે, કે રીવાજ, વ્યવહાર એ સર્વે સુખમાટે પાળવાનાં છે, ત્યારે તે૦ 'સુખ' નું રૂપ કેવું માનવું; અને દેશદેશના હવા પાણીના માનને, અનુસારે તે ઠરાવેલા સુખ ઉપર પહોંચવા, અમુક રીવાજનું સ્વરૂપ કેવું રાખવું. આ એ અવાંતર વિચાર, ઉપર કહેલા વિચારોમાં અંતર્ભૂત છે, એમ કહેવા કરતાં, એમજ કહીએ કે તે વિચારોના એ નિષ્પાદકજ છે. નવું તે ગ્રહણ કરવા જોગ એ વિચારે જનાર સુધારાવાળાની તકરારો તપાસતાં આપણે આગળ કહ્યું, તે તત્ત્વ જણાય છે, તેમ જુનું તેટલું સારું એ વિચારે જનાર વૃદ્ધોની લોકની દલીલો તપાસતાં પણ આપ્રમાણે તત્ત્વ હાથ લાગે છે.

ઉભય પક્ષની વાત નાખી દેવા જેવી નથી. જુના રીવાજથી ફલ થતું નથી, નવાથી થતું નજરે જોઈએ છીએ, ત્યારે સુધારો કેમ ના કરવો એ વાત કોઈરીતે ન ગણકારવા જેવી નથી. તેમ, કે તે રીવાજને બદલતા તે રીવાજના સ્વરૂપાદિ તથા નવા રીવાજની સુખસાધકતા, એ બે વિચારીને કામકરવુ તે ઠીક છે, એમ જુના લોક કહે છે. તેપણ માન્ય કરવા યોગ્ય છે. જેમ સુધારાની ઝનુનમા આવી જઈ એકદમ ગમે તેવે ભાગે કૂદી પડવાની ઉતાવળ કરતા આપણે સાવધ રહેવાનું છે, તેમ જુના રીવાજમા કોઈતત્ત્વ છે કે નહિ ને તેને બદલે અમુક નવો રીવાજ લાભ કરશે કે નહિ, એ તપાસ કરવાનું કામ, આપણાથી બને તો, એક ક્ષણ પણ મુલતવી રાખવુ વાજબી નથી. એક તરફથી છે તે વાતની ખુબ બારીક તપાસ, અને બીજી તરફથી નવા વિચારની ફલ આપવાની સિદ્ધ શક્તિ, એ બેનો યથાર્થ મુકાબલો કર્યાવિના, સુધારાના પ્રવાહમા એકદમ ઝપલાવી પડેલા સુધારકોને ઘણીવાર આગળ જઈ પાછા પડવુ પડ્યુ છે, એના દાખલા આપણી નજરે, આવતા ગયા ત્રીશ વર્ષમા, ઘણાએ બની ગયા છે, એટલે છુટા કરી ગણાવવાની જરૂર નથી.

ત્યારે આવા પ્રકારનો મુકાબલા કરવાના પણ કોઈ સુગમ સાધન છે? જુના રીવાજને ગોખવા બેસતા તો પાર આવે તેમ નથી, તેમ તેવિષે કોઈ તુરત સમજાવી દે એવો વિશ્વાસ કરવા યોગ્ય (ગોર) તૈયાર નથી, અને નવીવાતો તો સહજ સમજાય છે, તે વાતને માનનારા સુખી જણાય છે; ત્યારે મુકાબલો કીએ ભરે બને! સહજ સમજાય તેજ ગ્રહણ કરવુ પડે. આમ છેક નિરાશ થવાનું પણ કારણ નથી. આપણે જરાક સ્થિર થઈ વિચારવું જોઈએ છીએ. જુના વિચારોની ઉત્પત્તિ તો આપણા દેશમાથીજ થયેલી છે, ને આપણને પરિચિત છે. નવા વિચારો પશ્ચિમ તરફથી આવ્યા છે, આપણા રાજ્યકર્તાઓ તે વિચારોને લાવ્યા છે, ને તેમની ઉત્પત્તિ તેમના દેશમાં થયેલી છે. જુના વિચારોની ઉત્પત્તિ આદિ વિચારવાનું મુશ્કેલી ભરેલુ છે; નવા વિચારોની ઉત્પત્તિ આદિ પણ પાશ્ચાત્ય દેશનો ઇતિહાસ યથાર્થ રીતે જાણ્યાવિના સમજાય તેમ નથી, ને તે કામ પણ જુના વિચારોના ઉત્પત્તિ આદિ શોધવાના પ્રયાસ કરતા, ઓછો મહેનતનું છે. એમ હોવાથી આમ બન્ને તરફ એક રીતે તો મુશ્કેલી સરખીજ છે. ત્યાર તે બે પક્ષો વચ્ચે જે તારતમ્ય છે, તેને કોઈ અમુક, સમજી શકાય તેવે, આકાર આપી શકાય તેમ છે? કોઈ વાતની સુખપરાયણતા વિચારતા, વિવેકરૂપ જે ઉત્તમ આપણે ગામઠી ગણતા ગયા છીએ, તેજ આ

પ્રશ્નનુ ઉત્તર આપવા સમર્થ છે: 'સુખનું જેવું સ્વરૂપ ધારેલું હોય, તે પ્રમાણે વિચાર આચારનું સ્વરૂપ બંધાય છે. જુના વિચારવાળા પ્રાચીન 'સુખ'નું સ્વરૂપ એમ માન્યું લાગે છે, કે જે કદાપિ ભંગ ન થાય, જે વિશ્વક્રમાનુસાર સહજ સાધ્ય હોય, એવો આનંદ, તેજ સુખ, પ્રકારાન્તરે બીજું નામ મોક્ષ. આવો નિત્ય આનંદ પ્રાપ્ત કરવામાટે, ક્રમાનુસાર, આપણાં આચાર વિચાર અને સ્થિતિ, નિયમાઈ જવાં જોઈએ એ ત્રણે વિશ્વક્રમાનુસાર ન હોવાનું કારણ આપણા મનોવિકાર છે. એ મનોવિકારને દૂર કરવામાટે સર્વાત્મભાવ યથાર્થ રીતે થઇ જવો જોઇએ. તેમ ન થાય ત્યાંસુધી વાસનાયુક્ત જીવ જન્મ પામતો ચાલ્યો જાય છે, ને કર્માનુસાર ફલ ભોગવતાં, પરમાનંદ–મોક્ષ–પામતો નથી. જુના વિચારમાં આવું રહસ્ય છે. નવા વિચારોમાં એવું તત્ત્વ સમાયલું છે, કે જીવ જડ પદાર્થથી અતિરિક્ત, કોઈ ચૈતન્યશક્તિ તે છે નહિ, અથવા સિદ્ધ શકતી નથી, એટલે જન્માંતરાદિ કલ્પના અને કર્મનો ભોગ એ વાત, પાયા વિનાની લાગે છે, અને એટલા લાંબા અને અનિશ્ચિત વિચાર ઉપર રચેલા સુખ–મોક્ષ–ની મૃગતૃષ્ણા પાછળ દોડવડ કરતાં, અહીંયાંનોજ વિચાર કરવો વધારે સુતર, દૃશ્ય, અને નિશ્ચિત છે. જે રીતે મંડલ સામાન્યને હરકત ન આવે, તે રીતે, ઘણામાં ઘણી સ્વતંત્રતા, છુટ, સ્વચ્છંદપણું, આચ-વ્યવહારમાં, વિચારમાં, માણસમાત્ર–સ્ત્રી, પુરુષ–લેઇ શકે, એજ સુખ. સુખની આવી કલ્પના માનનારા કોઇ પ્રકારનો ધર્મ પાળતા હોતા નથી, પાળતા હોય તોપણ, ઈશ્વર એવો કોઇ શબ્દમાત્ર પ્રયોજે છે, ને તેની શક્તિ તેનો સંબંધ, ઈત્યાદિ બાબતની કડાકૂટમાં ઉતરતાજ નથી. આપ્રમાણે, જુના અને નવા વિચારમાં જે આસમાન જમીનનો ફરક જણાયાં કરે છે, તેનું સ્વરૂપ છે. જરા વધારે વધીને હજી કેટલાક ઉભય સામાન્ય અંશ બાતલ કરીએ, તો આથીપણ ટુંકામાં એ બે વિચારોના તફાવતના કારણને આપણે કહી શકીએ. એકમાં ચૈતન્ય, કર્મ, પુનર્જન્મ, મોક્ષ આ વિચારો ઉપર સુખ સ્વરૂપ રચેલું છે, બીજામાં જડ પદાર્થની શક્તિમાત્રથીજ બધો નિર્વાહ થઈ શકે છે, તો ચૈતન્યાદિ માયાકૂટ ભરોસો કરવા જેવી નથી, માટે જડ કલ્પના ઉપરજ સુખની કલ્પના લંબાવેલી છે. એક શબ્દમાં કહીએ તો જુના વિચારો ચૈતન્યવાદ, આત્મવાદ ઉપર રચાયા છે; નવા વિચારો જડવાદ, ઉપર બંધાયા છે." કોણ ખરૂં? વળી એનો એજ પ્રશ્ન આવીને ઉભો: નવા વિચારવાળાએ ચૈતન્યવાદ સાંભળ્યોજ નહિ હોય, કે જુના વિચારવાળાએ આટલાં વર્ષોનાં વર્ષમાં જડવાદ વિચાર્યોજ નહિ હોય, કે હવે-

વળી આપણે કોણ ખરૂં તે નક્કી કરવા બેસવું? પાશ્ચાત્ય દેશમાં ચૈતન્ય વિચાર સારીપેઠે સમજાયલો હતો, છતાં જડવાદનું આજ પ્રબળ છે; તેમ અહીંયાં એ, ચાર્વાકાદિ જડવાદી થઇજ ગયા છે, છતાં ચૈતન્યવાદનુંજ પ્રબળ ચાલતું રહ્યું છે. એટલે એનો એજ પ્રશ્ન આપણેજ વિચારવાનો રહે છે, કે કોણ ખરૂં?

જે કારણો સર. ચૈતન્યવાદીઓએ, જડવાદને નહિં સ્વીકાર્યો હોય. અને જડવાદીઓએ ચૈતન્યવાદને અનિશ્ચિત ગણ્યો હશે, તે, ઇતિહાસદ્વારા, વિચારતાં, અનેકબહુજ લખાણ થઇ વિષયાન્તર થઇ જાય. અને તે વિચાર્યા પછી પણ, આજે જગતમાં બન્ને વાદ પ્રચલિત છે, એટલે, પ્રશ્ન એનો એજ રહે, કે કોણ ખરૂં? દુનીયાંનો મ્હોટો ભાગ આજે જડવાદમાં ખેંચાવા લાગ્યો છે, ને ચૈતન્યવાદના મૂળસ્થાન આર્યાવર્ત, હિંદુસ્તાન, ઉપર પણ જડવાદે છાપો માર્યો છે. લડાઇ શુરૂ થઇ છે. ચૈતન્યવાદવાળાની સેના નિર્બલ છે, જડવાદવાળાની ઉગ્ર, પ્રબલ છે. એટલે હાર જીતનો નિવેડો ઝાઝો સંશયાત્મક નથી. પણ જડવાદની સેનાની છાવણીમાંજ તૂટ પડી છે, એટલામાં ચૈતન્યવાદની સેના ગમે તેવી નિર્બલ હોય. તોપણ સબલ નીવડવાનો સંભવ છે. જ્યારે જ્યારે ધર્મનો લોપ થવા બેસે ત્યારે ત્યારે હું અવતાર લઈ ધર્મને સ્થાપું છું, એમ મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાને સર્વાત્મભાવ ગ્રહણ કરી બ્રહ્મરૂપે કહ્યું છે. અર્થાત્ વિશ્વના અનાદિ ચક્રમાં અમુક અમુક કાળે અમુક અમુક ફેરફારો બધી દુનીયાને હલાવે છે, ને એજ વિચારે યુગાદિ કલ્પના ચાલે છે. બધા વિશ્વને આમ એકદમ અમુક વિચારોપરજ હલાવી દોરવી જનાર કોઇ મહાપુરુષજ હોય છે, એટલે તે ઈશ્વરાવતારજ મનાય. પ્રોફેસર કુક નામના પ્રખ્યાત અમેરિકન શોધકે, બે ચાર માસ ઉપર, ન્યુયોર્કની 'આધ્યાત્મિક શોધ કરનારી' સભા આગળ ભાષણ કર્યું હતું, તેમાં, રોઝીક્રુશીઅનોના મતને આધારે, કહ્યું હતું. કે પ્રતિ છસો સાડી છસો વર્ષે દુનીયાંમાં ભારે ભારે ફેરફારો થયેલા છે. જ્યારે ઇ. સ. ૧૨૧૫-૧૭ માં તાતાર દેશમાંથી પશુવૃત્તિરૂપ ઝંઘીસખાને નીકળી, હિંદુસ્તાન, ઈરાન, ચીન, સર્વેની ખંયમાલી કરી કેવલ જંગલી પશુ વૃત્તિનુંજ-જડનુંજ-પ્રબલ સિદ્ધ કર્યું. તે વખતે બધી દુનીયાંમાં માણસની પશુ બુદ્ધિજ-જડ બુદ્ધિજ-પ્રબલ વર્તતી હતી.[1] એથી છસો સાડી છસો વર્ષે

---

૧ ઝંઘીસના પૌત્ર કુબ્લૈખાનની ગાદી પેકીનમાં હતી, ને ચીન હિંદુસ્તાન, ઈરાન, અફગાનિસ્તાન, તુર્કીસ્તાન, તથા જર્મની સુધી, તેની આણ વર્તતી હતી (૧૨૭૫).

# ગુલાબસિંહ.

---

## પ્રકરણ ૭.

ગુલાબસિંહે પોતાના ગુરુ મત્સ્યેન્દ્ર યોગીન્દ્રને લખેલું પત્ર.

વિદ્યાનું આકાશ હવે ઘેરાઈ જઈ મલિન થવા લાગ્યું છે. જે સંભાધાન જ્ઞાનીઓના સર્વેશ્વરરૂપ છે, તે મેં ખોયું છે. જેને મારે પરમમાર્ગે દોરવાં હોય છે, તેના મનોનિશ્ચય ઉપર હવે હું બલ કરી શકતો નથી; તેવાંને, હું, અગાધ સમુદ્રનાં મોજાંમાં આગળને આગળ તણાઈ, જેમ મારું નાવ કીનારાને બદલે દૃષ્ટિ મર્યાદાના કાળા પાણી તરફ ખેંચાય છે, તેમ ખેંચાતાં જોઉં છું. જ્યાં હું સામાની મનોવૃત્તિને મારી મરજી મુજબ ચલાવી શકતો ત્યાં હવે ફક્ત સૂચનાજ કરી શકું છું. એથી આશ્ચર્ય પામી મેં આત્મ નિરીક્ષણ કરી જોયું. સત્ય છે, એમજ ભાસ્યું, કે સાંસારિક વાસનાઓ અને આ ક્ષણિક જીવિતના આનંદમાં બાંધી રાખનાર, સ્થૂલ માત્રના સંસર્ગથી શુદ્ધ થયેલો આત્મા, જે આધ્યાત્મિક રહસ્યનું ઉદ્‌ભેદન કરી શકે, તેનાથી સર્વદા વેગળો રાખે છે. જે ધર્માચારથી આપણી આધ્યાત્મિક તથા ઉચ્ચ શક્તિ સંરક્ષિત થાય છે, તેજ ધર્માચાર, જે મનુષ્યો તરફ આપણા મનમાં નિર્બલજનસ્વભાવને સુલભ એવા ઇર્ષ્યા, દ્વેષ, વા પ્રેમાસક્તિ, આદિ ભાવ ઉદય પામે છે, તેમના ભવિષ્યનું અવલોકન કરવામાં, આપણા આંતર ચક્ષુને અંધ કરી દે છે: ગુરુ મત્સ્યેન્દ્ર ! મહા યોગિરાજ ! મારી આંખની પાછળ ખરી અંધાધુંધી થઇ રહી છે, મને કાંઈ સુઝતું નથી; આપણા ઉત્તમોત્તમ માર્ગની શ્રેણીથી હું ખસી જવા લાગ્યો છું, એમ મને લાગે છે; અને જે અમર યૌવનરૂપી કુણી કેવળ આત્મછાયામાંજ ખીલે છે, તેમાંથી મર્ત્ય સ્વભાવવાળી પ્રેમાસક્તિરૂપ કાણું વિષમય પુષ્પ થઈ આવતું મને જણાય છે ! !

પેલો માણસ એને યોગ્ય નથી—એ હું સારી પેઠે સમજું છું, પણ એની પ્રકૃતિમાં. મહત્તા તથા ભવ્યમનસાઈનાં એવાં બીજ છે, કે જેને સાંસારિક ભય અનેક ભકા ઈપ નકામાં છોડવા અયત્ન ન કરે, તો વૃક્ષરૂપે ઉગી નીકળે. એ એની થાય, અને હું, જે આસક્તિ મારા આંતર ચક્ષુને અંધ કરી મારા સામર્થ્યનો ભંગ કરે છે તેને, જો આ પ્રમાણે બીજાના હૃદયમાં રોપી શકું. તો અદૃશ્ય, અજ્ઞાત, અસ્ફુટ, રહી, હું, એ પુરુષના ભાગ્યપરિવર્તનની સમાળ રાખી શકું, ગુપ્તરીતે એનાં કર્મને દોરી શકું, અને આ બધા કર્તવ્યથી, એની મારફત, એ બીચારીને પણ સુખી કરી શકું. પણ

વખત પાણીની પેઠે વહો જાય છે, હવે ઘડીએ ઘુટ ભરાય છે. મારી સંનિધિમાં જે આકૃતિઓ પ્રતીત થાય છે, તેમાંથી હું, એ બીચારીની પાછળ, ઘણા ભયાનક આકાર ઘેરાતા દેખુ છું. નાસી જવાવિના બીજો ઉપાય નથી; મારા કે એનતવિના બીજાને હાથે એનું સંરક્ષણ પણ બને તેમ નથી. મારી સાથેજ !ઓ આનંદવિપ્લવ !—એ ભયંકર અનિવાર્ય પરિણામ!! મારી-સાથે!! મત્સ્યેંદ્ર ! તને આશ્ચર્ય લાગે છે!! હું એને મારા પોતાનાથીજ રક્ષણ કરવા ઇચ્છું છું ! કલ્પના કલ્પ મય જીવિતમાં એક ક્ષણ—જેનો કીનારો પણ જણાતોજનથી, એવા અગાધ સમુદ્રનો એક બુદ્બુદ ! મારે મન માનુષ પ્રેમ બીજું શું છે ? કલ્પના કલ્પમાં મને વિવિધ જનસમૂહના દૃષ્ટિગોચર થયેલા હૃદયભાવ કરતાં વધારે વિશુદ્ધ, તથા આધ્યાત્મિક, પ્રેમવૃત્તિ, આ બાલિકાની બૌલિક સ્નેહભાવ પૂર્ણ અલૌકિક પ્રકૃતિમાં, ગુપ્ત રહેલી લાગે છે; છતાં તે ગુપ્ત ભાવમાં પણ એક ગુપ્તતર વૃત્તિ પ્રચલિત છે, જે મને અનિવાર્ય કષ્ટની ચેતવણી નિરતર કર્યા કરે છે. દૃઢવ્રત અને પરમ વિરાગવાન્ ઋષિરાજ ! બધાં ઉચ્ચબુદ્ધિનાં તથા વીર્યવાન્ મુમુક્ષુને રસ્તે ચઢાવવાનો પ્રયત્ન કરનારે ! તું, તું પણ ત્રાસદાયક અનુભવથી જાણે છે કે અબલાના હૃદયમાંથી ભય નિર્મૂલ કરવો એ આશા કેવી વ્યર્થ છે !! મારૂં જીવિત તેને એકાન્ત આશ્ચર્યમય લાગશે અથવા કદાપિ હું એને બધા ભયમાં થઇને નિર્ભય પરમજ્યોતિ તરફ દોરી જવા પ્રયત્ન કરૂં, તો તેમાંપણ કરાલ દ્વારપાલનો ચીતાર વિચારી જો, અને એ પ્રયત્નની સફલતાની દુર્લભતા ધારી, મારી પેઠે માથુ હલાવી, પરિણામ વિચારી કાંપવા લાગ. મેં પેલા જયપુરીઆના મનમાં પોતાની કલાની ઉચ્ચાતાનું સ્વરૂપ સારી પેઠે ઠસાવ્યું છે, પણ એના પૂર્વજનો ચંચલ સ્વભાવ એનામાં, પણ આવ્યો છે, અને જે માર્ગ તેણે પોતાનો મુકામ ગુમાવ્યો, તેજ માર્ગ તરફ એને પણ ખેંચ્યાં કરે છે. માણસો પોતાનાં જનક તરફથી જે વારસો લાવે છે તે બહુ અગમ્ય અને અલૌકિક છે. મન તથા બુદ્ધિની સવિશેષ ચંચલતા કોઇ કારી રોગની પેઠે કોઇ યુગોના યુગ પર્યંત ગુપ્ત કે નિર્મૂલ થયા જેવી પડી રહી, કેટલેએ દૂરની પ્રજામાં આવિર્ભાવ પામે છે, અને કોઇ રીતિની ચિકિત્સાને કે કલાને પછી ગાંઠતી નથી એમ વકરી જાય છે. હિમાલયના બરફવાળાં ખંડેરમાંનો તારો એકાન્ત આશ્રમ મૂકી એકવાર મારીપાસે આવ; મારે કોઈ સજીવ વિશ્વાસસ્થાનની અપેક્ષા છે, એસાણી છે, કે જેણે પંડે પૂર્વાશ્રમમાં પ્રેમ, ઇર્ષ્યા, સર્વ ખુબ અનુભવ્યાં હોય. મેં સદાશિવનું ધ્યાન ધર્યું, પણ તેની જે છાયા પૂર્વે જ્ઞાનામૃતથી દૈવી આનંદ આપતી, અને પ્રા-

રબ્ધ ઉપર ખરો નિશ્ચય બેસડાતો, તેજ હવે મને ગભરાવે છે, તથા કષ્ટ પમાડે છે. જે ઉચ્ચસ્થળથી ભવિષ્યના બનાવની આકૃતિ જોવાનો હું પ્રયત્ન કરૂં છું, ત્યાંથી મને ભય અને ક્રોધનાં ચિત્ર નજરે પડે છે. જે આશ્ચર્યકારક નિ સીમ જીવિત મેં ગાળ્યું છે, તેનેજ હવે હું જાણે રીમાં બંધાયલી જોઉં છું, જે આધ્યાત્મિક સ્વરૂપે મેં કાલને ખાધો છે, તેને હું હવે સ્થૂલ થયું દેખું છું ઉડુગણો મને માર્ગ આપતાં હતા, હું હવે ફાસીનાં લાકડાં લટકતા જોઉં છું, અને કસાઈની દુકાનમાંથી નીકળતા હોય તેવા રક્તપ્રવાહ જોઇ કંપુ છું. અવિરોધ તો એ છે કે કોઇએક સત્ય, પ્રાકૃતલોકના પૂજિત વિચારપુંજ રૂપ, ૬ સૌંદર્ય તથા પૂર્ણતાની શોધનો, ધ્યાસદાયક ઉપહાસકૃત નમુનો, સર્વદા મારી પાછળ ભમે છે, અને પેલી ફાંસીની આગળ ઉભું રહી મારા તરફ દાતીયા કરે છે. આવ, રે અનંતકાલના મિત્ર આવ! એક મારા તરફની તો તારી માનુષી વૃત્તિઓને, તારા જ્ઞાને, નિર્મૂલ કર્યાવિના રહેવા દીધી, હશેજ! વળી આપણા પૂજ્ય સમાજના નિયમ પ્રમાણે તે સમાજના કોઇ પણ વંશજને સુમાર્ગે ચઢાવવાપણું તું બંધાયલો છે, તો પેલા ભવ્ય પરમાગના છેલા કુળાગાર પર નજર કર, વિષયવાસના અને પ્રાણઘાતના કુવિચારથી, એ પોતાનો ખાડો પોતાને હાથેજ ખોદે છે, હજુ પણ એને એના કર્મવિપાકથી વેગળો કરવાનુ તને સામર્થ્ય છે. હું પણ જો એની ઇચ્છા હોય તો, તેમજ કરવા બંધાયલો છું, પણ એ મારૂં કહ્યું ન માને અને ઈશ્કની વાતપરજ વળગી રહે તો તારે એક ચેલો મળે. વળી એક ભોગ કરતા વિચાર જે. આવ! આવ! બંધુ આવ! તને આ પત્ર ત્વરિત મળશે, ઉત્તર પણ તેમજ સપ્રેમ વાળ. (અપૂર્ણ)

---

## ગ્રંથાવલોકન.

સ્વધર્માભિમાન†—આજકાલ એવી સ્થિતિ ઉભી થઇ છે કે આપણને આમ કે આમ એકે રસ્તે જવાની સુજ પડતી નથી. એક વખત આપણે ધાર્મિક, ધર્માચારવાળા હતા, આસ્તિક હતા. 'સુધારા', નો જન્મ થયો, ધર્મની વાતો વહેમમા ખપી, ધર્મવાળા લોક વિચારમાં પડ્યા. ત્રીશ ચોવીશ વર્ષ, 'સુધારો' ખુબ મથ્યો. કાંઈ કરી શક્યો નહિ, અને સુધારા-

---

* રૂમાને પકડવા ધારનાર અમીર.

† રચનાર, રા. જટાશંકર લીલાધર ત્રિવેદી, જામનગર. કીમત રૂ ૧—૦—૦

વાળા એ પોતેજ પાછાં પગલાં પણ ભરવા માંડ્યાં. સારે પાછા ધાર્મિક લોક જાગ્રત થયા છે. જે યુરોપીઅન 'સાયન્સ' વગેરે જાણવાથી આપણામાં જડવાદનું જોર વધી, સુધારે જન્મ લીધો હતો, તે યુરોપીઅન 'સાયન્સ' પણ આજ ફરી જવા બેઠું છે. યુરોપમાં પણ, જડવાદને ખોરો પાડનારાં, ચૈતન્ય સિદ્ધ કરનારાં નવાં શાસ્ત્રો પેદા થઇ, પ્રસિદ્ધિમાં આવ્યાં છે. ત્યારે આપણે આપણાં શાસ્ત્ર, જે ચૈતન્યવાદી છે, ને જેમાંની વાતો જડવાદની નજરે વ્હેમ હતી, તે ઉપરજ પાછા ફરવાની જરૂર છે. આવા વખતમાં ધર્મ સંબંધી જે કાંઇ લખાય તે બહુ જરૂરનું ને આવશ્યક છે પણ જે લખાય, તે સપ્રમાણ અને ન્યાય પુરઃસર હોવાની એટલીબધી જરૂર છે, કે તેમ નહિ થાય તો, ધર્મ સંબંધી વાતો જેમ આજપર્યંત વ્હેમમાં ખપી છે, તેમની તેમજ રહેશે. જે પુસ્તક અમારા હાથમાં છે, તે ધર્મને ઉદ્દેશીને લખાયલું છે. સ્વધર્મનું અભિમાન રાખવા માટે તેમાં સારી છટાથી જે સજોર લખાણ કર્યું છે એના બે વિભાગ પાડી શકાય. એક પ્રાચીન ધર્મની સમજ સંબંધી અને બીજો સુધારાવિષે વિચાર સંબંધી. પ્રથમ ભાગમાં લખનારે આર્યધર્મની મહત્તા બતાવવા ઠીક પ્રયત્ન કર્યો છે; પણ જો તેને સંસ્કૃત મૂલ ગ્રંથો જોવાનો લાભ મળ્યો હોત, તેમની સામે યુરોપીઅન 'સાયન્સ' અને 'ફિલોસોફી' ના તર્કને, તથા હાલના સંસ્કૃત ભાષા શોધકોના મતને, સરખાવવાની યુક્તિ જડી હોત, અને આર્યધર્મ જેવાંજ તત્ત્વ બીજા પ્રાચીન ધર્મોમાં છે. તે બતાવવાનો ઇતિહાસ હાથ લાગ્યો હોત, તો એ પ્રયત્ન બહુ અસરકારક, બોધપ્રદ, અને તરત માનવા લાયક નીવડત. સુધારા સંબંધે તેમણે ઘણું કરડું લખાણ કર્યું છે, અને સુધારાની બધી વાતને ગેર ફાયદા રૂપેજ જોઇ છે. કેળવણીના સંબંધે ફેરફારો સૂચવ્યા છે તે બહુ મનનીય છે, એમજ અમુક વધઘટ કરવાની સૂચવી એ તો એક મર્યાદા છે, ને તે માન્ય છે. પણ સુધારાને છેકજ નકામો ગણવો, ને તેમાંથી કાંઇપણ ઉપયોગનું ન ગણી, કેવલ પ્રાચીન વાતનેજ ફરીથી ખડી કરવી એવા આગ્રહપર ચાલી જવું, એ અમને તો, દેશકાલ વિચારતાં, વાજબી કે શક્ય લાગતું નથી. અલબત્ત આપણને, આપણા દેશના ધર્મમાટે, અગરર થવાનું, કારણ છે, ને તેમ, જે દેશની પ્રજાને હોય તેને મહદ્લાભ છે, છતાં દેશકાલોચિત ફેરફાર સિવાય, ગમે તેટલા સ્વધર્માભિમાનથી પ્રાચીન સંગતિ ફરી ચાલુ થાય, એમ સંભવતું નથી. પ્રાચીન સિદ્ધાંત માત્ર લક્ષમાં રાખી, ને સિદ્ધાન્તાનુસાર આચાર વિચાર યથોચિત રીતે નિયમવા એવું અભિમાન દરેક આર્યે રાખવાની આવશ્યકતા છે, તેમાં ન્યાયપણું છે, ને તેથીજ કલ્યાણ

છે અથનો વિષય જેમ આવો ઉત્તમ તથા મનન કરવા યોગ્ય અને ગભીર છે, તેમ તેની ભાષાપણ એકંદરે નિર્દોષ તથા છટાવાળી છે સર્વ રીતે જોતા લખનારને તેના પ્રયત્નમાટે ઘણુ માન ઘટે છે તેની સ્વધર્માભિમાનની લાગણી સર્વમા પ્રેરાય એવી અમારી સર્વથા આકાક્ષ છે

**સુંદરી ગુણ મંદિર** :—સુધારાના પ્રવાહમા સ્રીરૂપ વૃક્ષને પણ નવુ પોષણ, વનણુ મળ્યુ છે ધર્મશાસ્ત્રને અનુસરી સન્નારીઓએ, કેવીરીતે વર્તવુ તથા સત્પાત્ર થઈને થવુ એ પણ સ્રીધર્મનુ એક સ્વરૂપ છે જે લેખ અમારા હાથમા છે તેમા સ્રીઓના હક સમાન કરનારી, કે એનાજ પ્રસગની બીજી, ઝનુની વાત નથી, માત્ર, સરલ આનદી, ઉપયોગી, અને ગૃહરક્ષણ કરી, સુખી થનારી સ્રી કેવા હોઇ શકે તેનું અનુભવ અને શાસ્ત્ર બે ઉપરથી આપેલુ સાદુ સ્વરૂપ છે હાલ તુરત આપણી સ્રીઓને તેટલુજ બરાબર સમજાશે તો ઘણો લાભ છે, સુધારા પ્રમાણેની વાત સમજવાનુ જાણી તેટલુ થયા પછી, જરૂર હશે તો, થઇ રહેશે આ પુસ્તકમા, વિષયના વિભાગ પાડી, પ્રત્યેક વિભાગમાં જે લખાણ કર્યુ છે, તે બહુ વિચારવા યોગ્ય, તથા સ્રીઓએ તન્તજ પકડી લેવા યોગ્ય છે લખતે લખતે જલદીથી અસર કરે તેવા શ્લોક, કહેવત તથા પ્રાચીન સતી ચરિત્ર, વગેરેનો પણ ઠીક ઉપયોગ કર્યા છે તેમજ લખનારે સ્રીઓના સસારનુ પોતાનુ સાનુભવ સૂક્ષ્મ જ્ઞાન છે એ દર્શાવી પોતાનો ઉપદેશ આપવાની યોગ્યતા પણ સારી સિદ્ધ કરી છે વિદ્યાભ્યાસ સબધી પ્રકરણમા જે વિચાર દર્શાવ્યા છે તે બહુ સારા ને ઠીક ગોઠવાયેલા છે, ને જો આખુ પુસ્તક એજ ક્રમે લખાયુ હોત તો બહુ દીપી નીકળત પુસ્તકમા થયુ છે એમ કે સ્રીકર્તવ્ય ગણાતા, ફક્ત કત યોના એક રીતે નિરસ્તર આપેલા છે, તેથી ઘણીવાર એકવાત ચાલતી હોય છે તેનો અકસ્માત્ ભગ કરી નવી વાતમાં કૂદી પડવુ પડયુ છે, તેમ વિષયપણ બરાબર ગોઠવણી પામી શક્યો નથી, સવારે ઉઠવુ, દાતણુ કરવુ નહાવુ લોટાઆજવાળવા પુજો કાઢવો એમ સિરસ્ટ બનાવવા કરતા, પાચ સાત મુખ્ય કલમ પાડી હોય, અવસના રાખવી—કસર કરવી—વ્યવસ્થા રાખવી ઇત્યાદિ, અને તે તે ગુણની સમજ, તથા યુક્ત નૂસેક સાર્થચર્ચા બનાવી પછી નહાવુ, લોટા અજવાળવા, ફાટલા કપડા સીવવા, દાણા સભાળવા, ઉદર ખાઇ ન જાય તે જોવુ, થઇ રહેલુ મગાવવુ, બધુ ઠેકાણે રાખવુ—ઇત્યાદિ ઉદાહરણ મૂક્યા હોય તો વિષય ન્યાયપુર સર બધાય, અને વાચનારને રુચિકર થઇ, યાદ પણ રહી શકે વિદ્યાભ્યાસ પ્રક

* રચનાર મહાસુખરામ હરગોવિદદાસ મગમ મૂલ્ય ૦-૧૨-૦

લાંનાં પ્રકરણ બહુ ટુંકાં થઇ ગયાં છે, ને પછીનાં પ્રકરણમાં કેટલાંક એક બીજામાં સમાઇ શકે તેવાં છે, નેપણ આમ યોજના કરવાથી સહજ સુધર્યું હોત. બાલશિક્ષણ સબંધી પ્રકરણમાં પણ હજુ વિશેષ લખાણની અપેક્ષા રહે છે. આ લખનારે અમુકરીતેજ ગ્રંથ લખવો હતો એમ કહેવાની અમારી મતલબ નથી, પણ જે ઉત્તમ શક્તિ લખનારે દર્શાવી છે, તેજ શક્તિથી, એ ગ્રંથ કેવો સારો થઇ શકત, વા હવે પછી બીજી આવૃત્તિમાં કરી શકાય, તે જણાવવાનો અમારો હેતુ છે. એવો હેતુ રાખી ન પ્રવર્તીએ, તો વિવેચન કરવું પણ નિષ્પ્રયોજન છે. ગ્રંથમા ગોર, વટસાવિત્રી આદિવ્રતની વાત પણ ઠીક સમજાવી છે; એમજ સ્ત્રીઓનાં બધાં વ્રતની સમજ આપવાની જરૂર છે, ને તેમાટે સાધન ભેગાં કરી એક ગ્રંથ લખાય તો બહુ ઉપયોગિનો છે. આ ગ્રંથના લખનારની અવલોકનની શક્તિ જોતાં, તેનાથી એ કામ ઠીક બને એવો સંભવ છે, માટે તે તેણે પ્રસંગે આદરવુ, એવી અમારી ભલામણ છે. એક બીજી વાતે પણ આ ગ્રંથ અમને ઉણો લાગે છે. જ્યારે સ્ત્રીઓના બધા ધર્મ બતાવ્યા છે, ત્યારે વૈધવ્ય વિષે કેમ કાંઇ ઇસારો કર્યો નથી ! એ વિષે પોતાના મત પ્રમાણે લખાણ કરતાં ડરવાનું કારણ હતુ નહિ, છતાં ગ્રંથમે શામાટે અપૂર્ણું રહેવા દીધો છે? જ્યારે પ્રાચીન ધર્માનુસાર સ્ત્રીધર્મ આ પુસ્તકમા સ્વીકાર્યો છે, ત્યારે સુધારાવાળાની સમાનહક વગેરે વાતોને પણ જરા તપાસી ન્યાયપૂર્વક ખરી ખોટી ઠરાવી હોત, તો લખાણની અસર બહુ અચ્છી થાત. એક નાની સરખી નજરચૂક ઉદાહરણો આપવામાં થઇ છે. એમાં લખનારનો દોષ અમે જોતા નથી, પણ તેવી ચૂકો, અનિષ્ટ લેખદ્વારા ઉત્પન્ન થઇ, વિચારવાન્ લખનારને પણ અવળે રસ્તે ઉતારી દે છે, તો સામાન્ય લોકને કેવી અસર કરતી હશે, તે જણાવવાનેજ અમે સુચવીએ છીએ. લખનારે સ્ત્રીઓને નૃત્યગીતાદિનો ઉપયોગ જણાવતાં ચાંપરાજ હાડાની સ્ત્રી અકબરના દરબારમાં ગણિકાવેશે નાચી હતી, ને પછી પ્રસિદ્ધ થઇ પોતાના પતિને બચાવી લાવી હતી, એ ઉદાહરણ રાખ્યું છે. ચાંપરાજ હાડા નામના નાટકમાં, એવી રીતે ચાંપરાજનો બચાવ કરાવ્યો છે, તેમાં રજપૂત સ્ત્રીનું જીવન કેવું સચવાયું છે, એજ વિચારવાનુ છે; તો એ વાતને પાછી મી. મહાસુખરામ જેવાએ "સુંદરી ગુણમંદિર" માં પેસવા દીધી એ, એથી વધારે વિચારવા જેવું થઇ પડે છે. ગ્રંથના વિષયને આ પ્રમાણે તપાસી રહ્યા પછી ભાષાવિષે પણ કહેવું જોઇએ કે તે સરલ, સ્ત્રીઓથી સમજાય તેવી, અને મીઠી છે. આ ગ્રંથ વિષે આટલું વિવેચન કરવામાં એ ગ્રંથને વખોડવાને

લેશપણ હેતુ નથી પણ એ સ્હેજે વાચવા લાયક ગ્રંથ જલદીથી બીજી આવૃત્તિએ પહોંચશે, તે વખતે અમારો અભિપ્રાય લખનારને યોગ્ય લાગે તો કામમાં લે, એમ સમજીને અમે આટલી સૂચનાઓ કરેલી છે

સ્ત્રી જાતિની સત્કીર્તિ—સદ્બોધ વાર્તાવલી*:—આ બન્ને નાનાં પુસ્તક બહુ ઉપયોગી છે. અને આપણી ભાષામા એક ઘણી અગત્યની ખોટ પૂરી પાડે છે. સ્ત્રી જાતિની સત્કીર્તિમા દેશી પરદેશી સન્નારીઓનાં શુભ ચરિતનો સંગ્રહ કરેલો છે, અને સદ્બોધવાર્તાવલીમાં, અમુક નાના પ્રસંગથી—સહવાસથી, વચનથી, જોયાથી, વાચ્યાથી—કેવી ચમત્કારિક અસરો થઇ, માણસોના જીવિતમા શુભ પરિવર્તન થઇ આવ્યાં છે, તેનાં ઉદાહરણોનુ પ્રદર્શન છે, આ ઉભય પ્રકારના ગ્રંથો ગૂજરાતીમાં નથી, પણ હોવાની બહુ જરૂર છે, તે આ લઘુ લેખોથી સારીરીતે પૂરી પડી છે. સત્સ્ત્રીપુરુષનાં ચરિત. માણસને સન્માર્ગે દોરવાની જબરી દોરીઓ છે; અને ચરિતમાં, પરિવર્તન થઈ આવવાના પ્રસંગોની નોંધ, માણસને અવલોકન કરવાની અને વિચારવાની ટેવ પાડી, ગ્રાહક થતા શીખવે છે. અર્થાત્ આવા બે મહાન્ વિષયોપર જેટલા ઉદાહરણ ગ્રંથો રચાય તેટલા થોડા છે. મી૦ નારાયણે પોતાના લેખ બંગાળી તથા અંગરેજી ગ્રંથો, પેપરો, વગેરે પરથી તૈયાર કરેલા જણાવ્યા છે, અને તેમ કરવામા તેણે જે શ્રમ ઉઠાવ્યો છે તે સ્તુતિ પાત્ર છે સર્વ સ્ત્રીપુરુષને આ ગ્રંથો વાચવાથી લાભ છે, પણ કેળવણી ખાતામા એ બન્ને પુસ્તકો દાખલ થાય, તો કુમળા બાલકને બહુ લાભ થવાનો સંભવ છે. અમે એક બીજી વાત આ બે પુસ્તકો સંબંધે જોઇને બહુ પ્રસન્ન થયા છીએ, કે મી૦ નારાયણે પોતાના લેખક તરીકેના લાંબા અને વિસ્તીર્ણ અનુભવમા, આ પ્રથમજ વેળા, શુદ્ધ અને સરકારવાળી ભાષા લખી છે જ્યારે આખા ગૂજરાતના સામયિકપત્રો એ લેખકના લખાણને સર્વાંશે વખાણતા, ત્યારે, અમે નિર્ભય દિલથી, તેના લેખના વિષયોનો યોગ્ય સત્કાર કરી, તેની ભાષાપર બહુ ટોક પાડતા, એ લક્ષમાં લઇ, પોતે કહે છે તેમ મિત્રો પાસે સુધરાવીને કે ગમે તેમ પણ નિરભિમાનથી મી૦ નારાયણે પોતાની ભાષાને આગળજ ઊંચે પાછી વખાણાવી, એ તેની વિદ્વત્તાનું ખરેખરૂં ભૂષણ છે.

---

* રચનાર નારાયણ હેમચંદ્ર, મુંબઇ. [illegible]

# શ્રીમદ્ભગવદ્ગીતા.

( અનુસંધાન પાને ૪૧ થી )

अर्जुनउवाच.

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुष ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥

श्रीभगवानुवाच.

कामएष क्रोधएष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥
धूमेनाव्रियते वन्हिर्यथादर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥
आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौन्तेय दुष्पुरेणानलेन च ॥ ३९ ॥
इन्द्रियाणि मनोबुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥
तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥
इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्य परं मनः ।
मनसस्तुपराबुद्धिर्योबुद्धे परतस्तु सः ॥ ४२ ॥
एवं बुद्धे. परं बुध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रु महाबाहो कामरूप दुरासदम् ॥ ४३ ॥

અક્ષરાર્થઃ—અર્જુન કહે છે—(૩૬) ત્યારે આ પુરુષ કોણે પ્રેરાઈ ઈચ્છા ન છતાં પણ જાણે બળથી ખેંચાતો હોય એમ પાપ આચરે છે? શ્રી ભગવાન્ કહે છે—(૩૭) રજોગુણથી ઉત્પન્ન થયેલો કામ તે એ છે, એજ ક્રોધ (પણ) જે મહા ભક્ષ કરનાર, મહાપાપી છે, એજ અહીં વૈરી જાણ (૩૮), જેમ ધૂમથી વન્હિ છવાય છે, આદર્શ મળથી લેપાય છે, તથા ગર્ભ ઉલ્બથી ઢંકાય છે તેમ એણે આ છાયું છે. (૩૯) જ્ઞાનીના નિત્યવૈરી એ—એણે—જ્ઞાનને આવૃત કર્યું છે—એ કામરૂપી જે દુષ્પૂર અનલ છે. હે કૌંતેય! તેણે (૪૦) ઇંદ્રિય, મન, બુદ્ધિ એ એના અધિષ્ઠાન છે, ને તેવડે એ જ્ઞાનને આવૃત કરીને દેહીને મોહ પમાડે છે. (૪૧) તે માટે તું પ્રથમે ઇંદ્રિયોને નિયમીને, હે ભરત-

ર્ષભ ! જ્ઞાન વિજ્ઞાનનો નાશ કરનાર આ પાપીને હણ. (૪૨) ઇન્દ્રિયો પર છે. ઇન્દ્રિયોથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે, ને જે બુદ્ધિથી પણ પર છે તે એ છે (૪૩) એમ બુદ્ધિથી પર જાણીને, આત્માવડે આત્માને સંસ્તંભીને હે મહાબાહો ! કામરૂપી દુર્જય શત્રુને હણ.

[વિવેચનઃ—આગળ અગણિત કારણો માણસની આડી પ્રવૃત્તિ પવામાં, પ્રકૃતિરૂપે સૂચવ્યાં, ત્યારે કોઈ એકાદ મુખ્ય નહિ હોય કે જેનો નાશ કરતાં બધાનો નાશ થાય, એમ ધારીને અર્જુન પૂછે છે કે પુરુષો જાચતા છતા ને ન ઈચ્છતા છતાં પણ, કુમાર્ગે ચઢી જઈ પાપ કરે છે તો તેમાં એને એમ બલાત્કારે કોણ દોરી જતું હશે ? આવા પ્રશ્ન ઉપરથી સર્વ શાસ્ત્રના રહસ્યરૂપ તથા સારરૂપ એકજ વાત શ્રીકૃષ્ણ બતાવે છે. રજો ગુણના કાર્યરૂપ કામ, એજ આવી રીતે દોરી જનાર શત્રુ છે. કામ એજ રૂપાંતરે ક્રોધ પણ, કેમકે ક્રોધ એ પ્રતિહત થયેલા કામનું રૂપાંતર છે, એમ અવળી પ્રવૃત્તિ કરાવનાર વૃત્તિમાત્રનું બીજ, કામ છે, માટે કામ એજ મુખ્ય શત્રુ જાણ. આજ વાત શ્રુત્યર્થવિવેક કરતા વાર્તિકકારે પણ બહુ બહુ રીતે સ્ફુટ કરેલી છે કામ એટલે રાગ, અભિલાષ, ઈચ્છા ઈત્યાદિ, પણ સામાન્ય પ્રાકૃત લોક જે અર્થ કરે છે તે નહિ. એ કામ મહાશત્રુ છે, માટે દુર્જય છે. એને એકદમ માર્યાવિના છુટકો નથી, કેમકે એ મહાભક્ષ કરનાર કોઇ પ્રકારના સામ કે દામને તાબે ન થતાં સર્વને ગળી જનાર, મહાપાપી છે. એને હણવામાંજ શ્રેય છે. કામ, ચાર પ્રકારના ક્રમથી ઉપડે છે. શરીરોત્પત્તિ પેહેલાં સૂક્ષ્માવસ્થામાં હોય છે ત્યાંથી, ઉત્પન્ન થયેલા શરીરમાં સ્થૂલરૂપે પ્રકટ થાય છે, પછી વિષયોના સંબંધે સ્થૂલતર થાય છે ને વિષયનો ભોગ કરતાં સ્થૂલતમ થઇ રહે છે આ સૂક્ષ્મ, સ્થૂલ તથા સ્થૂલતર, અને સ્થૂલતમ એ ત્રણદશાના ઉદાહરણ કહે છે. ધૂમથી વન્હિ છવાયલો હોય છે, અર્થાત્ વન્હિમાં સ્વાભાવિક ધૂમ હોય છે, તે હોવા છતાં પણ વન્હિનાં દાહાદિ કાર્ય બની શકે છે, તેમ સૂક્ષ્માવસ્થામાં સહજકામ હોવા છતાં પણ શુભ પ્રવૃત્તિ થવા દે છે બીજી સ્થૂલ તથા સ્થૂલતર દશામાં તે કામ એટલો વૃદ્ધિ પામે છે કે આત્મા સ્વરૂપે જણાય ખરો પણ તેની શુભ દૃષ્ટિ કામથી તદ્દન મલિન થઇ જાય છે. એ ઉપર દૃષ્ટાંત કે આદર્શ એટલે આરશી જેમ કચરો લાગવાથી આરશીરૂપે સમજાય છે ને પ્રતિબિંબ ગ્રહણ કરે છે પણ યથાર્થ કરી શકતી નથી તેમ. ત્રીજી, કામની મહાદશામાં તો આત્મસ્વરૂપજ ઢંકાઈ જાય છે, જેમ ગર્ભના હાથપગ બધા ઉલ્બ એટલે ચામડીના પડદાથી બધાઈ જઇ ગોળો પિંડાગો થઇ રહે છે ને કાંઇ પ્રવૃત્તિ

બનતી નથી તેમ. આ પ્રમાણે મૂલ સૂક્ષ્માવસ્થાથી તે છેક મહા સ્થૂલ અવસ્થા સુધીનું બધું જગત્ કામથી લીપાઇ ગયું છે; એવી એ કામની શક્તિ છે, ને એવા સામર્થ્યવાળો એ શત્રુ જીતવાનો છે. પ્રાણીમાત્ર કામ સહિતજ છે, વિષયોને ધારી જોતાં તે કામ ખરો જાગ્રત થાય છે, ને તે વિષયભોગ મળ્યા કે પછી પૂરો વકરી પડે છે, એમ કામ પોતાનો કબજો કરતો જાય છે, ને કદાપિ છૂટી ન શકે એમ જામી જાય છે. આવી મહાશક્તિવાળો કામ જ્ઞાનીઓનો નિત્ય વૈરી છે; અર્થાત્ તેમનામાં પણ પ્રારબ્ધવશાત્ ઉદય પામે છે, ને તેમને વિષયોમાં પાડે છે, પણ તેઓ તેને, વિષય ભોગવતી વેળે, તથા ભોગથી થયેલાં દુઃખથી પસ્તાતા હોય તે વેળે પણ, વૈરીજ જાણે છે, ને એના તાબામાં રહેતા નથી એટલે તેમનો તો, એ નિત્યવૈરી છે. જ્ઞાનીઓએ સર્વદા નિત્યવૈરી જાણી હણવાં યોગ્ય કામે, જ્ઞાન એટલે જ્ઞાનનું સ્થાન અંતઃકરણ તેને પણ આવૃત કરેલું છે, ઢાંકી દીધેલું છે, જ્ઞાનનો ઉદય એ થવા દેતો નથી. એ કામ કદીપણ ખસે નહિ તેવો છે એમ જણાવવા કહે છે કે એ કામરૂપી અનલ એટલે જેમાં કશું પણ નાખવાથી તૃપ્તિ નથી એવા અગ્નિરૂપ કામ, દુઃપૂર; કદાપિ પૂરી ન શકાય તેવો સર્વભક્ષી છે, માટે એને જેમ હણાય જેમ દબાવાય તેમ દાબવો, એને તુષ્ટ કરી કાઢી મૂકવાનો પ્રયાસ ન કરવો કેમકે એ દુઃપૂર છે તેથી કદાપિ પૂરાવાનો સંતોષાવાનો નહિ. એને જીતવો હોય ત્યારે એનું સ્થાન જાણવું જોઇએ તે કહે છે કે ઇન્દ્રિયો, તે દ્વારા મન, ને તે દ્વારા બુદ્ધિ એ બધાં એનાં એકએકથી વધારે સૂક્ષ્મ સ્થાન છે. ને એ દ્વારાવડે, દેહી જે આત્મા તેને, એ જ્ઞાન ન પામવા દઇને, મોહમાં નાખે છે. ભમાવે છે, ભ્રમમાં દોરે છે. માટે હે ભરતર્ષભ! ભરતકુલમાં શ્રેષ્ઠ! તું પ્રથમે ઇન્દ્રિયોને કબજે કરી લે. દ્વિતીયાધ્યાયમાં કહેલા ક્રમ પ્રમાણે વિષયો તરફની ઇન્દ્રિયોની પ્રવૃત્તિને નિયમમાં લાવ. 'પ્રથમે' એમ કહેવામાં એજ હેતુ છે કે પ્રથમ ઇન્દ્રિયોનો નિયમ કરી, પછી મન બુદ્ધિ આદિનો પણ કરવો, નહિ તો આ અધ્યાયના આરંભે કહ્યું તેમ એકલો ઇન્દ્રિયનિગ્રહ તે વ્યર્થ થઇ પડે. જ્ઞાન એટલે પરોક્ષ જ્ઞાન અને વિજ્ઞાન એટલે અપરોક્ષ જ્ઞાન તે ઉભયને નાશ કરનાર આ કામરૂપી શત્રુને, પ્રથમ ઇન્દ્રિયો ને પછી મન આદિનો નિગ્રહ કરી, હણ. અહીં એમ શંકા થાય કે જ્ઞાનનો પણ કામથી નાશ થઇ શકે, ને જ્ઞાની થયા છતાં પણ કામ પેદા થઇ શકે ત્યારે તે જ્ઞાન શાનું? આવી શંકા ન કરવી કેમકે પ્રથમ તો એમ સમજવાનું છે કે જ્ઞાન જે નિત્યવસ્તુગતિ તે કામથી નાશ પામેજ નહિ, પણ કામની મહાશક્તિ વર્ણન કરતાં તેનું અત્યંત

દુષ્ટત્વ જણાવવામાટે જ્ઞાનનો પણ નાશ કરનાર એવું પ્રૌઢ વાક્ય અર્થવાદરૂપે કહ્યું છે, પણ જ્ઞાન ન થવા દેનાર, એવોજ અર્થ સંગતિ લક્ષણાથી લેવો સુતર છે. જ્ઞાનીને કામ થાય કે ન થાય એવિષે તો ભગવદ્વચનજ પ્રમાણ છે કે 'જ્ઞાનવાન પણ પ્રકૃતિ ઉપરજ જાય છે,' 'કોઈપણ ક્ષણવાર, કર્મ કર્યાવિના રહેતું નથી' ઇત્યાદિ. તો તેમને કામ થાય, પણ તેને તેઓ નિત્યવૈરી ગણી હણતાજ રહે, ને તેથી લેપાય નહિ એજ તેમનામાં ને અજ્ઞાનીમાં ફેર છે, માટે શંકાનો અવકાશ નથી. ત્યારે આવા શત્રુને હણવાની રીતિમાં આત્મજ્ઞાન એજ મુખ્ય છે. તો હવે તે આત્માનું સ્વરૂપ કહે છે કે જેને આશ્રયે રહી આ કામને હણી શકાય. પર શબ્દનો અર્થ અહીં. સૂક્ષ્મ એવો કરવાનો છે, એક એકથી ઉપર વધારે સૂક્ષ્મ, ને તેથી તેની તેની નીચેનાં વિષયનો અવભાસક એમ અર્થ લેવાનો છે. ઇન્દ્રિયો વિષયમાત્રથી પર છે, અર્થાત્ પદાર્થો ઇન્દ્રિયો કરતાં સ્થૂલ છે ને સૂક્ષ્મ ઇન્દ્રિયો તેની અવભાસક છે. એમજ મન ઇન્દ્રિયોથી પર છે, ને બુદ્ધિ મનથી પર છે, ને બુદ્ધિથી પણ જે પર છે–અર્થાત્ સર્વભાસક સ્વપ્રકાશ તે એ છે, અર્થાત્ આત્મા છે. કઠોપનિષદ્નું इन्द्रियेभ्यः पराह्यर्था ह्यर्थेभ्यश्च परंमनः. मनसस्तुपराबुद्धि र्बुद्धेरात्मा महान्परः એ વાક્યજ અત્રે જરા ફેરફારસાથે ઉતારી લીધું છે, એ મૂલ શ્લોકને આ ઉપનિષદ્વાક્ય જોડે મેળવતાં સમજાશે. આ સર્વભાસક આત્માનો આશ્રય કરી અર્થાત્ બધું આત્મમય છે એવો અપરોક્ષ સાક્ષાત્કાર કરી કામને હણવો, તેને અવકાશજ ન આપવો. એ આત્માને આપ્રમાણે સમજી, બુદ્ધિ આદિ જે કામનાં અધિષ્ઠાન તે કરતાં પણ વધારે સૂક્ષ્મ અને તેનો પણ નિર્વાહક, ભાસક જાણી, અને આત્માવડે આત્માને સંસ્તંભીને, એટલે કહો તેવા આત્માવડે, આત્માને અર્થાત્ કામસ્થાન અંતઃકરણને સંસ્તંભીને, સ્થિર કરીને ચંચલતામાંથી મુક્ત કરીને, કામને હણવો.*

इतिश्री मद्भगवद्गीतासूपनिषत्सुब्रह्मविद्यायां योगशास्त्रे

कर्मयोगोनाम तृतीयोऽध्यायः ॥

---

* છેલ્લા બે શ્લોકવિષે સંપ્રદાયોના ટીકાકારોમાં બહુ મતભેદ છે. વિશિષ્ટાદ્વૈતવાળા ૪૨ મા શ્લોકમાં 'બુદ્ધિથી પણ પર છે તે એ છે' એમાંના 'એ' નો અર્થ કામ એવો કરે છે, ને પરનો અર્થ સૂક્ષ્મ એટલે વધારે બળવાન્ એટલોજ કરી લે છે. શુદ્ધાદ્વૈતવાળા 'એ' નો અર્થ તો કામ કરે છે, પણ પરનો અર્થ બલવાન્ એમજ લે છે. આવો અર્થ લેવો અમને ઠીક નથી લાગતો. તેનું મુખ્યકારણ તો ૪૨ મા શ્લોકના શબ્દો કઠોપનિષદ્ના

# સદ્વૃત્તિ,

## પ્રવૃત્તિ.

अजरामरवत् प्राज्ञो विद्यामर्थंच चिन्तयेत् ।
गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥

ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, તેમાંથી ધર્મનું યથાર્થ જ્ઞાન વિદ્યાવિના થતું નથી, અર્થ, કામ, પણ, વિદ્યાવિના સધાતા નથી, માટે ડાહ્યા પુરુષે, સર્વદા, વિદ્યા સંપાદન કરવાને, તથા ચારે પુરુષાર્થમાં ઉપયોગી, અર્થ, તે પ્રાપ્ત કરવાને, મંડ્યા રહેવું. પણ તેમ મડતાં કદાપિ પણ,ધર્મ અને મોક્ષના વિચારથી અળગા થવુ નહિ,સર્વદા મરણનો ભય રાખી, ધર્મોક્ત રીતિએ પ્રવૃત્તિ રાખી મોક્ષ ઉપર નજર કરીને ચાલવુ. વિદ્યા અને અર્થ ( દ્રવ્ય ) પ્રાપ્ત કરવામાં કોઈ દિવસ કંટાળવું નહિ. આપણે તો મરી જવુ છે, શા માટે માથું ફોડવુ, એમ ધારવું નહિ જાણે આપણે અમર હોઇએ એમજ મહેનત કર્યા જવી; તેવીજ રીતે ધર્મ અને મોક્ષના વિચારમા પણ પ્રવૃત્ત થતા, ઘરડા

---

વાક્યનાજ છે એમ સમજાઈ ' એ ' એટલે આત્મા એમ પ્રશસ્ત રીતે સૂચવે છે તેજ છે. શ્રીકૃષ્ણે અહીં આટલી અસ્પષ્ટતા રાખેથી તે પણ આ શ્લોક કઠોપનિષદ્‌ના વાક્યનો સ્મારક છે' એટલે સહજ આત્માનો અર્થ સૂચવશે એવા આશયથીજ. વળી કામને જીતવાનો વિષય છે, તેમાં ઉપાય તો આત્મજ્ઞાન ૪૩ મા શ્લોકમાં કહેલુ સર્વ ટીકાકારોને સંમત છે. ત્યારે ૪૨ મા શ્લોકમાં ' એ ' નો અર્થ કામ એમ લેવાથી ૪૩ મા શ્લોકમાં આત્માનું જ્ઞાન એજ કામ જીતવાનો ઉપાય એમ કહેવામાં શી પુષ્ટિ આવી ? પુષ્ટિ ન થઈ, એટલુંજ નહિ પણ ૪૨ મો શ્લોક ઉઘુરો નિર્મેથ પડી, ન હોય તોપણ ચાલે તેવો થઇગયો; કારણ કે કામના સ્થાન, બધે ઇત્યાદિ કહેતાજ આવ્યા છીએ તેમાં વળી તેની સૂક્ષ્મતા ન કહી હોત તોપણ ચાલત. વળી ૪૦ મા શ્લોકમાં કામ દેહીને મોહ પમાડે છે એમ કહેલુ છે, તો તે દેહી તે આત્માજ'છે એટલે તે આત્માહોજ ૪૨ મા શ્લોકમાં બોધ થશે જોઇએ, ને ૪૩ મા શ્લોકમાં આત્મા મોહનાર છે તેનું અનુકર્ષણ થઇ શકે તે સારુ' ' એમ બુદ્ધિથી પરજાણીને' એટલો અંશ ૪૩ મા શ્લોકમાં પણ ઘાલેલો છે, માટે ' એ ' નો અર્થ કરતાં આગળથી તેમ પાછળથી, આત્મા એ અર્થનુંજ અનુકર્ષણ થાય છે તે તેજ અર્થ અમને તો વાસ્તવિક, અર્થ સંગતિને મળતો, તથા યોગ્ય લાગે છે...

થઈશું ત્યારે કરીશું એવી. વાર ન લગાડવી, જાણે આજને આજજ મોતે આપણી ચોટલી પકડી હોય એમ સમજી, એ બે વિચાર પણ નિરંતર કર્યા જવા. એમ નિવૃત્તિ માર્ગના વિચારથી નિયમમાં રહી, સર્વદા પ્રવૃત્તિ પરાયણજ રહેવું. એક ક્ષણ પણ પ્રવૃત્તિવિના ગાળવી નહિ. અને આપણે કદાપિ મરવાના નથી એમ સમજીનેજ પ્રવૃત્તિથી જે જે પ્રાપ્ત કરી શકાય તે કર્યા જવું. આવી પ્રવૃત્તિ મહા ફલદાતા છે. પ્રવૃત્તિવિનાનું જીવિત વ્યર્થ છે.

પ્રવૃત્તિથી કરીને કાર્યસાધક સદ્વૃત્તિ ઘડાતી ચાલે છે. સહનશીલતા, અનુવૃત્તિ, સંયમ, અવધાન, ઉદ્યોગ, અને ધૈર્ય, એટલાં સદ્ગુણોને પ્રવૃત્તિ પેદા કરે છે, તથા ખીલાવે છે, અને મનુષ્યને પોતાના વિશેષકાર્યમાં કુશલ કરી, સામાન્યવ્યવહારમાં પણ, કુશલબનાવે છે. પ્રવૃત્તિ, એજ, આપણો સ્વભાવ છે, એ સ્વભાવથીજ માણસો તેમજ દેશો ઉત્તરોત્તર ઉત્કૃષ્ટતાને પામતાં ચાલે છે. સર્વ કોઈનિ કોઈ પ્રકારે પ્રવૃત્તજ રહે છે, તનથી, મનથી, કે ઉભયથી; પણ પ્રવૃત્તિવિનાનું કોઇપ્હેજ નહિ; જીવિતને સુખમય કરવાનો માર્ગ પ્રવૃત્તિજ છે. પ્રવૃત્તિ, મહેનત, ઘણીવાર ભાર જેવી લાગે છે, શિક્ષા જેવી કડવી જણાય છે, પણ એજ ખરું આભૂષણ છે, ને ખરી પ્રતિષ્ઠાનું નિદાન છે. એનાવિના કાંઇ બનતું નથી, એનાથીજ મનુષ્યની જે મહત્તા છે તે પ્રાપ્ત થય છે, અને નવા નવા સુધારા અને શોધથી સુખનો ઉદય થયો છે. જો પ્રવૃત્તિ બંધ પાડીએ તો માણસો તરતજ, જંગલી થય, ગરમાયે મુવા જેવાંજ થયજરહે. માણસને જે ખરું ભારરૂપ છે, શિક્ષારૂપ છે, દુઃખરૂપ છે, તે આલસ્ય છે, પ્રવૃત્તિ નહિ. જેમ કાટથી કરીને ધાતુ ખવાઇ જાય છે, તેમ મનુષ્યની ધાતુમાત્રને આલસ્ય ખાઈ નાંખે છે, ને તેને નિર્વીર્ય બનાવે છે.

પ્રવૃત્તિ એટલે સારી પ્રવૃત્તિ, એમ તો સમજવુંજ હશે. આળસુ થય પડ્યા પડ્યા મઝા કરવી ને આનંદ માનવો એપણ પ્રવૃત્તિજ છે, એમાંજ લોકો મહોટાઈ માને છે, પણ સમજવું જોઈએ કે ખરી મહોટાઈ ખરી કુલીનતા, એવા એદીપણાંમાં નથી, પણ સત્ ઉદ્યોગવાળી સત્પ્રવૃત્તિમાં છે. આલસ્યવિના એવી એક પણ વૃત્તિ આપણામાં ભાગેજ હશે, કે જેને, આપણા ઉપર ચડી બેસતાં અટકાવવામાટે, આપણે બહુમાં બહુ સાવધ રહેવું પડે. આખી દુનીયાંમાં ફરી આવેલા એક મુસાફરને, ઈંગ્લંડમાં કોઇ વિદ્વાને પૂછ્યું, કે દુનીયાંમાં બધાં માણસ સામાન્યરીતે શાને સ્હાય છે ? ત્યારે તેણે ઉત્તર આપ્યું, કે આલસ્યને. રાજા તથા રંક, વિદ્વાન્ તથા મૂર્ખ, સુ-

ધરેલા તથા જંગલી, સર્વેને, મ્હેનતવિના ફલ મળતું હોય તો ભોગવવાની બહુ ઇચ્છા હોય છે. પણ મ્હેનતવિના કાંઇ મળતું નથી, ને ઉલટું આલસ્યમાં પડવાથી નુકસાન થાય છે. આલસ્ય આપણને સ્વાભાવિક રીતેજ પ્રિય છે, માટે તેનાથી બહુ સાવધ રહેવું. મનુષ્યને તેમ આખા દેશને, હીનતાએ પ્હોચાડનાર આલસ્યજ છે. આલસ્યે કોઈ દિવસ દુનીયાંમાં નામની કરી નથી, ને કરનાર નથી, આલસ્યે ઘર બાંધ્યું નથી, ડુંગર ઉખળ્યો નથી, ગડ ઘેર્યો નથી, કે ગ્રંથ ગુથ્યો નથી. આલસ્યજ ભારરૂપ છે, બેડીરૂપ છે, દુઃખરૂપ છે,—એના ભક્તજ હમેશાં નવરા, નકામા છતાં, ઉદાસી, અને અણુપરવાયાં ફરે છે. "ઘણું એ મન છે. પણ શું કરીએ," "વખત ક્યાંથી લાવીએ," એવી વાતો કરી, પોતાથી અમુક ન બન્યું, ને અમુક ન બન્યું, એમ દુઃખી થનારા તથા 'ગમતું નથી' એવી ફરીઆદ કરનારા, એ બધા આલસ્યનાજ ભક્ત હોય છે. 'ગમતું નથી' એવી ઉદાસીનું કારણ, તો આલસ્યવિના છેજ નહિ. એક વિદ્વાન લખે છે કે "આલસ્ય એજ તનમનને વિષરૂપ છે; આડાઇની શાન છે, ઉપદ્રવની માતા છે;...પિશાચની પથારી છે, અને મોતનું ઉશીકું છે. આળસમાં પડી રહેલાં કુતરાં પણ હાંતીયાં કરતાં શીખે છે, તો આળસુ માણસ કેમ તેવું ન થાય? તન કરતાં મનનું આળસ તો મારીજ નાંખે છે. 'નવરું બેઠું નખોદ ઘાલે.' તેમ સારી પ્રવૃત્તિમાં મનને રોક્યું ન હોય, તો નઠારીમાંજ પ્રવૃત્ત થાય, અને નીચતાને પામેઃ જેમ વ્હેતા પાણી કરતાં સ્થિર રહેલા પાણીમાં, પોરા જીવડાં અને લીલ, એમાં થઇ દુર્ગંધ પેદા થાય છે, તેમ નવરાં માણસના મનમાં પણ ભારે દુર્ગંધ ઉપજે છે ને તેના આત્માને તે દુર્ગંધનો ચેપ લાગી ભ્રષ્ટતા આવે છે. ગમે તે સ્થિતિનું કે ગમે તે સ્થલનું માણસ હો, તેને સર્વ સામગ્રી, નવ નિધિને અષ્ટ મહાસિદ્ધિ સાનુકૂલ હો, પણ જો, તે આળસુ હશે તો નિરંતર ઉદાસી, માંદલુ, ચીડીઆ સ્વભાવનું, હઠીલું, કાયર, અણુપરવાયું, રડતુંજ, રૂહેશે; તેને બધી દુનીયાંજ આડી ચાલતી જણાયાં કરશે, ને પોતાનું કે પોતાની આસપાસનાનું આક્રંદન થાય એવીજ તેને બુદ્ધિ થશે, કે તેમ નહિ તો કોઇ તદન બેવકુફી ભરેલી ધેલછા તેને વળગી પડશે.... 'એકાન્ત ન સેવો આળસુ ન થાઓ, એજ સર્વ ઉપદેશનો ઉપદેશ છે." શાસ્ત્રકારો વારંવાર એનું એજ કહે છે કે સત્પ્રવૃત્તિવિનાનાં માણસને એકાન્ત મારી નાખે છે, સત્પ્રવૃત્તિમાન સંયમીને, એકાન્ત મોક્ષ આપે છે—એકાન્તે ન સેવોઃઆળમાં ન પેસોઃ અર્થાત્ એકાન્ત ન સેવો એનો અર્થજ એ, કે આળસુ ન થાઓ; એમ અર્થ નહિ કે લોકોમાં મળીને તડાકા મારો. જે લોકો પોતાના

શરીરને એદી બનાવી દઇ, એમ સમજે છે, કે નીરાંતમાં પડયા છીએ, તેઓ ખરી રીતે નીરાંતમાં નથી. માણસના મનને આપણામાં કુતરાજેવું કહેલું છે. કુતરાનો સ્વભાવ છે કે લપલપ કરતાં ફર્યા કરવું, અને જેમાં તેમાં મોં ઘાલવું—પછી જે નજરે પડે તેમા, સારાં પકવાનમાં કે મલિન વિષ્ટામાં. એમજ મનને જો સારી રીતે પ્રવૃત્તિ ન મળે, તો નઠારી રીતે પણ પ્રવૃત્ત થવાનું, કદાપિ સ્થિર રહેવાનું નહિ; એટલે શરીરને કદાપિ રોકી શકાય, પણ મનને રોકાયજ નહિ, તેથી ભુલાવામા ન પડતાં સર્વદા પ્રવૃત્તિ પરાયણજ થવું. આળસુ માણસો પોતાની ઉન્નતિ નથી થતી, તેમાં અમુકે આમ કર્યું ને અમુકે આમ કર્યું, એવા પોતાનાથી બ્હારના શત્રુઓને વળગવા જાય છે, પણ પ્રથમ પૂહેલાં પોતેજ પોતાનાં શત્રુ થયાં છે, તેને જોતાં નથી. આળસમાં પડવાથી, મન આડે રસ્તે ચઢે છે, ને ધારેલું કામ નથી થવા દેતું એટલુંજ નહિ, પણ કાંઇક અવળુંજ કરી બેસે છે. એટલામાટેજ શાસ્ત્રોમાં વારંવાર કહ્યું છે, કે આત્માજ આત્માનો બન્ધુ છે ને શત્રુ પણ છે.

વળી, વખત નથી, શું કરીએ," ઇત્યાદિ રાડયણો બતાવનારાં આળસનાં ઉપાસક હોય છે, એ આપણે કહેલું છે. આળસુ માણસ કામ આળસુ હોય છે, પણ મનવાળવારૂપી તકરારો કરવામાં આળસુ હોતાં મારાથી બને તેમ નથી, એ તો આપણું કામ નહિ, મેં પ્રયત્ન કર્યો ફાવ્યું ઇત્યાદિ કારણો લાવી લાવી, તે પોતાનું મન વાળી, સામાં સમજાવવાનો પ્રયત્ન કરે છે. આવા લોકનીતકરાર તપાસીએ તો કાંઇક પ્રકારની નીકળે. 'સર્વે પોતાથી બને તેટલું, 'પોતાનું ને પરિનું', સારૂં કરવા મથે છે; જેનાથી સારૂં થઇ શકતું નથી, તેનામાં તે કરવાની શક્તિજ નથી; એટલે તેનો વાંક નથી. આપણે ભણતા નથી, એજ બતાવે છે, કે આપણામાં ભણવાની શક્તિ નથી, બાકી મન, કોને ન હોય ?" અહો, શી તત્ત્વદર્શિતા, શું ન્યાયપુરઃસર જ્ઞાન! જો બધી દુનીયાં આ નીતિયા ચાલવા માંડે, તો શું પરિણામ આવે!! એ બધી તકરારનો ચોખો માયનો શો થયો? એજ કે કરવાની ઈચ્છા નથી, એટલે કરવાની શક્તિ નથી!! ઉઠીને ચાર ગાઉ જવાની મરજી નથી, એનું નામ, જવાની શક્તિ નથી!! કવિતા રચવા જેટલું કે ગ્રંથ લખવા જેટલું જ્ઞાન મેળવવાની ઇચ્છા નથી, એટલે એમજ આવે કે શક્તિ નથી!! આવા લોકોજ કશું કરી શકતા નથી, ને સર્વદા અણપરવાર્યા ને અણપરવાર્યા, દોડતા ફરે છે, કે પડી રહે છે. ફ્રાન્સમાં આઠમી વાર કેદમાં પડેલા એક ૪૦ વર્ષના ભીખારીએ પોતાના હાથના કાંડા ઉપર એવા અક્ષરો છુંદાવ્યા હતા કે ભૂતકાલમાં હું ફસાયો છું, વર્તમાનમાં દુઃખી

છું, ને ભવિષ્યનો મને ભય છે અર્થાત્ એક્કે કાલમાં મારાથી કાંઇ બને તેમ નથી ! ! ચાળીસે વર્ષે આઠમી વારની કેદ, આવા માણસને મળે, એમા નવાઈ શાની ! ! છતા એ વાક્યજ એક સામાન્ય કાયદારૂપે, સર્વ આળસુ લોક માને છે, એમ કહેવામા બાધ નથી

કામ કામને શીખવે છે, એમ આપણે વારવાર કહીએ છીએ, ને તેના ઉદાહરણ પણ, પ્રત્યક્ષ, જોઇએ છીએ તરતા આવડે તોજ પાણીમા પગ મુકવો, એવો ઠરાવ કરી બેઠેલો, આળસુ શેઠ, કીએ દિવસે તરતા શીખવાનો હતો ! છતા પણ આળસુ લોકો, આવડતુ નથી, આવડે તો કરીએ, કરવાની અક્કલ નથી, શક્તિ નથી, ઉત્યાદિ મનવળામણા શોધી લાવે છે, તેનું તાત્પર્ય તો, તરતા આવડે પાણીમા પેસવાના ઠરાવ જેવુજ છે. આળસુ માણસને દિવસ લાંબા લાગે છે, ફુરસદ ઘણી જડે છે, એટલે કાંઇપણ કામ આવ્યુ, શો થાય છે હોય છે મા, તે કામ બગડે છે, અને જ્યારે કામ કરવા લઇ બેસે, ત્યારે પણ, ઘણી ફુરસદ છે એવો વિચાર રહેવાથી, કામને કેવી રીતે ઝટ પાર ઉતારવું એ વ્યવસ્થા આવડે નહિ, તેથી કશું પાર પડતુ નથી. વળી એની એજ ફરીયાદ ચાલુ રહે છે, કે શુ કરીએ, વખત નથી, શક્તિ નથી, પ્રયત્ન તો કર્યો પણ આપણ એ કામ નહિ, ઇત્યાદિ. પણ આવી બધી વાતોનુ મૂળ આળસવિના બીજુ નથી.

આળસુ માણસોજ ઘણામા ઘણા સ્વાર્થી હોય છે. સામા માણસ પાસેથી ફલ મેળવવાની આશા રાખે છે, પણ પોતાને જ્યારે તેવા માણસનું કામ કરવાનું આવે, ત્યારે મારામા શક્તિ નથી, મને વખત નથી, મને ફલાણી અડચણ છે, ને ફલાણુ નડતર છે, એવા બહાના લાવે છે, અને સામા માણસને એમ સમજાવવા ઇચ્છે છે કે એમા તેમનો વાંક નથી, માટે તેણે તેમની ભુલ દરગુજર કરવી આ બધી ઠગાઈનુ મૂળ કારણ, આળસ અને તેથી પેદા થએલી, અધમ સ્વાર્થવૃત્તિ એ સિવાય, બીજુ કાંઈ નથી એવા માણસો, અમુક કામ કરવાને પોતે બંધાયલા છે, એમ સમજી શકતાંજ નથી, ને તેથી તેમની નીતિ, રીતિ, બધુ શિથિલ પડી જવાથી, પરિણામે તેઓ ભ્રષ્ટ થાય છે

મેહેનત કર્યાવિના મફતજ, ફલ મળે, એવી આશા રાખવી, એ જેમ સ્વાર્થી બાયલાપણાની નિશાની છે, તેમ, પ્રતિવસ્તુ, તેનેમાટે જે યોગ્ય કીમત હોય તે આપવાવિના મગનાની નથી, એમ સમજવુ, એ ખરી ઉદાર બુદ્ધિનુ, અને પરાક્રમી પુરુષાર્થનુ લક્ષણ છે નીરાત, ફુરસદ, તે પણ કીમત આપ્યાવિના, વહોર્યા હોય તો, કડવા ઝેર જેવા લાગે છે ફુરસદની કીમત મેહેનત છે, મેહેનત પછીની ફુરસદ મીઠી લાગે છે આળસમાંજ

માનેલી ફુરસદ, કહી ગયા તેમ, હેરાન કરે છે. આગળ અને પાછળ, ફુરસદની બન્ને તરફ, કામ હોવુ જોઇએ એમ હોય, તોજ, તે મીઠી લાગે છે, નહિ તો, અકરાતીઆની પેઠે પેટ ચઢાવે છે, ને હેરાન કરે છે. શરીર કે મન કે ઉભય, એમને સ્થિર રાખવામા સુખ છેજ નહિ, સુખ માન તેમની પ્રવૃત્તિ, ઉપયોગી પ્રવૃત્તિ, સત્પ્રવૃત્તિથીજ પેદા થાય છે. થાક લાગી કંટાળી જવાનું આળસુને ઝટ બની આવે છે, મ્હેનતુને મ્હેનતમાંજ આનદ, તનદુરસ્તી અને સુખ લાગે છે પ્રવૃત્તિ, ઉદ્યોગ, એનેજ વિદ્વાનો ખરૂ સુખ માને છે એક વિદ્વાન્ કહે છે કે "જો પરમ કૃપાળુ ઈશ્વર મારી સમક્ષ આવી ઉભો રહે, ને મને કહે કે, 'મારી બે મૂઠીમાથી એકમા, મારા સ્વરૂપનુ સત્ય જ્ઞાન છે, ને બીજીમા તે જ્ઞાન શોધવાનો માર્ગ છે, તુ તારે ફાવે તે માગી લે ' તો હુ જ્ઞાન શોધવાનો માર્ગ, અર્થાત્ મ્હેનતજ માગી લઉં, અને યથાર્થ સત્ય જ્ઞાન પરમેશ્વરને પોતાનેજ રાખવા દઉ "

"કામ વગરનુ માણસ, પછી તે ગમે તેવુ, પૈસાદાર હોય, ગમે તેવુ સુશીલ હોય, ગમે તેવુ ઉત્કૃષ્ટ હોય, પણ સુખી તો હોઇજ ન શકે આપણુ જીવિતજ પ્રવૃત્તિમય છે તમે શુ કરી શકશો તે જણાવો, તો તમે કેવા છો, તમારૂ જીવિત કેવી જાતનુ છે તે તરત સમજાઇ જશે માણસને હલકા વિચારમા અને અધમ આચારમા પડતા અટકાવનારૂં સાધન, સત્પ્રવૃત્તિવિના, બીજુ કાઇ નથી. એથી પણ વધારે કહી શકાય, કે સ્વાર્થ પરાયણતામા પડવાથી, જે નજીવી ચિતાઓ પેદા થાય છે, અને જે નાની નાની વાતો ઉપર દુ ખ લંબાવવાનુ મન થાય છે, તે બધાથી બચવાનો ઉપાય પણ, પ્રવૃત્તિજ છે માણસો ઘણીવાર એમ કલ્પે છે, કે વ્યવહારની અડચણો અને મ્હેનતોનાથી છૂટી, આપણે આપણા મનોરથરૂપી કલ્પિત આનદમા પડી રહીશુ, પણ એવી અજમાયસનુ હમેશા એકજ પરિણામ આવ્યુ છે, કે અડચણ, ચિતા, અને મ્હેનતમાથી તે માણસો છૂટી શક્યા નથી મ્હેનત કષ્ટ, એ તો, આપણો સ્વભાવજ છે, તો સ્વભાવથી કેમ છૂટી શકાય ? સ્વભાવ ન હોય તો આપણે નથી, ને આપણે ન હોઇએ તો સ્વભાવ નથી, એવો સબધરૂપ સ્વભાવથી છૂટવાની વાતજ વ્યર્થ છે .... જેઓ મ્હેનતથી વેગળા ખસવા જાય છે, તેમને મ્હેનત વધારે વળગતી જાય છે આળસુ માણસ એમ ધારે છે, કે હુ બધા કરતા થોડી મ્હેનત કરૂ છુ ને સુખી છુ, પણ જે થોડી મ્હેનત તેને ભાગ આવે છે તે બીજાની, ઘણી મ્હેનત કરતા, વધારે સખ્ત અને વધારે વિકટ, થઇ પડે છે, એવોજ કુદરતનો કાયદો છે. કારણ કે જે માણસે ફક્ત પોતાની જાતનેજ પોષવી, આનદમા રાખવી, એવો આળ

સનો સ્વાર્થી નિયમ પકડ્યો છે, તેને બહુ થોડીજ મુદતમાં માલુમ પડ્યાવિના રહેતું નથી, કે તેણે પોતાને માથે બહુ હડીલો, અને કરડો, ધણી વૃહોર્યો છે. પોતે પોતાને સંતોષવામાં હજારો નજીવી વાતોમાં ચિંતાતુર બને છે, ને જ્યાં મ્હોટી વાતપર લક્ષ નથી હોતું, ત્યાં, નાની નકામી વાતો મ્હોટી બની, વગરકારણે, સ્વાર્થી આળસુને રંજાડે છે. એમ, સુખ શોધવા જતાં, ઉલટું દુઃખ મળે છે, ને તે દુઃખપણ એવાં નજીવાં કારણોમાં માનેલું હોય છે, કે દુનીયાંના પ્રવૃત્તિમાન્ ડાહ્યા લોક, તે જોઇને હસ્યાવિના રૂહે નહિ. એ પ્રમાણે અજાહ્ય જીંદગી એળે જાય છે." (અપૂર્ણ.)

---

# ગુલાબસિંહ.

## પ્રકરણ ૮.

જમનાના કીનારાથી અર્ધાએક માઈલને છેટે, દીલ્હી શેહેરથી થોડે દૂર, એક ઊંચા ટેકરા ઉપર ભવાનીનું મંદિર હતું. એ સ્થાનને દેવીના નિવાસની પવિત્રતાને લીધે જે માન મળે, તે કરતાં તે દેવીના પ્રભાવથી, ત્યાં વસતી સમર્થ ભૂતાવળને લીધે, માન મળતુ હતું. ચોહાણ રાજાઓની એ કુલદેવી હતી, અને કવિવર શિરોમણિ કાલીદાસે સ્થાપન કરેલી એવો લોકપ્રવાદ તેનાવિષે ચાલતો હતો. રવિવાર, કે બીજા કોઈ પર્વના દિવસ સિવાય, એ સ્થલની શાન્તિનો ભંગ થતો નહિ. એટલે રમા, વારંવાર પોતાના ઘરથી તે સ્થલ બહુ દૂર ન હોવાથી, ત્યાં જઇ બેસતી. ભવાનીને નમન કરી, દેવલના ઊંચા ઓટલાપરથી, એક તરફ જમનાનો મંદ મંદ પ્રવાહ જોઇ આનંદ પામતી, બીજીતરફ ઠીંગણા જણાતા લોકોની દોડદોડ જોઇ દુનીયાંની નિઃસારતા વિચારતી—અને પાણીના પ્રવાહ જેવી અનિત્ય, નિઃસાર દુનીયાંમાં તણાતા નાના જીવ સુખ માને છે, એવું એનો આત્મા, જાણે જ્ઞાનરૂપી પર્વતની ટોચે ચઢ્યો હોય એમ, અનરેખતી. આજ મધ્યાન્હે, રમા ત્યાં બેઠી છે, બધું નીહાળતી નીહાળતી, દૂર જણાતાં હિમાલયનાં ધવલ શિખરને જોઇ રહી છે, બીજીતરફ મથુરાના કાંગરા જોઇ પ્રેમમૂર્તિ કૃષ્ણનો વિચાર કરતી પ્રેમમાં લીન થઈ ગઇ છે—ધવલતા, પ્રેમ—નિર્દોષ શુદ્ધ પ્રેમ! રમાનું હૃદય મહા ગંભીર આનંદમાં તણાય છે; વૃત્તિમાત્ર શૂન્ય થઇ ગઇ છે, પણ હિમાલયની નિઃસીમ ધવલતામાં ઝીણી ધૂમ્રપતાકા જ્વાલામુખી શિખરથી, નજર પડે છે. ધવલતામાં ધૂમ્ર! રમાના અગાધ પ્રેમમાં, અણચિંતવ્યો કોઈનો શબ્દ ધબ લઇને આવી પડે છે, એનું મનોરાજ્ય વિખેરી નાંખી

એને જાગ્રત કરી દે છે ! ! જાણે ભોંયમાંથીજ એ સ્થળમાંના અસંખ્ય ભૂતમાનું, કોઇ ભૂત, નીકળીને ઉભુ હોય, એવી રીતે એકાએક એની પાસે આવી ઉભેલા માણસને, તથા ભૂત જેવાજ તેના વેશને જોઇ રમાથી ચીસ પડાઇ જવાઇ અને એનું મો ફીકુ પડી ગયુ

"ચૂપ, જવાન નાજની ' પેલા માણસે હસતે મોએ કહ્યુ, " ડરવાનુ કારણ નથી, મારા મોં સામુ જોઈને ભડકેછે શાની ? પરણ્યા પછી બે ત્રણ માસ વીત્યા એટને કાન્તિ અને વગરકાન્તિ બધુ એકજ છે ટેવાય એટલે પછી બધુ બંધ બેસતુ થઇ જાય હુ તારે ઘેર જતો હતો એટલામા તને ત્યાથી નીકળી, કહીં જતા જોઈ, અને મારૂ ધણી અંગ યની વાત કરવાની હોસાથી તારી પાછળ પાછળ ચાલ્યો આવ્યો મારૂ નામ બંદો, છે, તેં સાભળ્યુ તો હશે, પ્રખ્યાત ચિત્રકાર બંદેહુસેનનુ નામ સાભળવામા હેવુજ જોઇએ ચિત્રકર્મ અને ગાનકલા એકજ વાતના બે અગ છે, અને તે બન્નેનો ખરો યોગ રગભૂમિ ઉપર થાય છે "

આ માણુસની સ્પષ્ટરીતે વાત કરવાની સાદાઇથી રમાનો ભય ઓછો થયો. એ માણુસ પણુ એની સામે, તેજ ઓટલાપર, બેઠો અને રમાના મો સામુ જોઇને કહેવા લાગ્યો કે ' રમા ! તુ ખરેખર બહુ ખુબસૂરત છે, એટલે તારા આશક ઘણા હોય એમા નવાઇ નથી હુ મારૂ નામ પણુ તારા આશકોની ટીપમા ગણુાવુ, તો ને એટલાજ કારણુથી ગણાવુ છુ કે બીજા બધા કરતા હુ તને ખરા દીલથી ચ્હાઉ છુ, અને પ્રમાણિક ર સ્તેજ તારી પ્રીતિ સપાદન કરવા ઇચ્છુ છુ, અરે ! એમ શાની ચીળી થઇ ન જા, જરા સાભળ, પેલા ઉમરાવે બેઇવાર તને પોતાની પત્ની કરવાનું કહ્યુ છે ? તેમજ પેલા છેતરનારા જાદુગર ગુલાબસિંહે, કે પેલા જવાન જેપુરીઆએ ? કે કોઇએ પણ ? હુ તને મારી પત્ની બનાવી, આશ્રમ, આશ્રય, આબરૂ, ત્રણેવાના એક સાથે પૂરા પાડવાની ઈચ્છા રાખુ છુ અને યાદ રાખ, કે જ્યારે આ છાતીનો ઠસ્સો નમવા માડશે, અને જ્યારે આ ભમરની કાળી કટારી બુઠ્ઠી થઇ જશે, ત્યારે એ લુણ પાનાજ, તને કામ લાગશે બોલ શી મરજી છે ? ' આટનુ બોલતા બોલતા, બંદાએ, જરા જરા પાસે આવી રમાનો હાથ પકડવાનો વિચાર કર્યો, પણ રમા એની વાત સાભળીને કટાળો ખાઇ ગઈ હતી, તે તરતજ એને મૂકીને રસ્તે પડવા લાગી. બંદો ઝટ ઉભો થઇ ગયો, અને એના રસ્તામા, આડો પડીને ઉભો

" રે નાચેણુ ! નર્તકિ ! તને ઠીક કહુ છુ વિચાર, વિચાર, વિચાર, લોકોના મનમા તારા ધંધાની કેટલી કીમત છે તે તને ખબર છે ? દીવામા

બત્તિ પડતાની સાથે મ્હોટાં રાણી રાજ્વી જીવનનું, પણ પૂરો ફાટતા પ્હેલાં ગામની બુહારવસી બરાબર થતું! આટલી, આટલીજ, હો. તારામાં સતીપણું હોય એમ કોઈ માને નહિ, તારા વચનપર કોઇ વિશ્વાસ કરે નહિ; તું લોકને મન એક પૂતળી છે, જેને તેઓ પોતાની ગંમતમાટે ઘરેણાં ગાંઠાંથી શણગારી નચાવે છે, તું કાંઈ તેમની પૂજાને પાત્ર થએલી માતા ભવાની નથી. ત્યારે આવી તારી સ્થિતિ અને કીર્તિનો તને એવો શો મોહ લાગ્યો છે, કે તું, નિર્ભય આશ્રમને કે આબરૂને પણ ગણકારતી નથી? કદાપિ, તું જેવી મનાય છે, તેવી નહિ હોય; કદાપિ, તું, લોકોના એવા તિરસ્કારને ગણકારતી નહિ હોય, અને એમાંથીજ કાંઇ નફો કાઢવા ઇચ્છતી હશે. ભલે, ગમે તેમ હો, મારે કાંઇ લેવા દેવા નથી, જે હોય તે, ખરેખરૂં મારા આગળ કહી દે. મારા મનમાં, તું આમ હોઈશ કે આમ હોઇશ, તેથી કાંઈ ફેરફાર થવાનો નથી, માટે જે હોય તે બોલ. મને ખાતરી છે, કે આપણે થોડીજ વારમાં એક વિચારનાં થઇ શકીશું. જો, પેલા ઉમરાવે મારીસાથે એક સંદેશો કહાવ્યોજ છે, કહું?"

રમાને, આ પ્રસંગે જેવું લાગ્યું, તેવું કોઇપણ વાર, લાગ્યું ન હતું; પોતાની નિરાધાર સ્થિતિ અને લોકોમાં ગવાતી બેઆબરૂનાં તમામ પરિણામ એના ધ્યાનમાં કોઇપણ વાર આવાં પ્રત્યક્ષ સમજાયાં ન હતાં. વિચારમાંજ પડી ગઇ હતી, પણ બંદાએ તો આગળ ચલાવ્યું, કે "ગુલાબસિંહ, માત્ર તારાં ફુલણીઆ સ્વભાવની સાથે, રમ્યા કરશે, લાખો તને પોતાની ગણાવતાં પોતાનેજ ધિક્કારશે, પણ એ ઉમરાવ——ખરા દિલથી વાત કરે છે, ને, પૈસાદાર પણ છે, સાંભળ," આટલું કહેતા, બંદો નીચો નમીને, પોતાનું મોં રમાના મોં સરસું લેઇ જાય, એવું એક વચન ઉચર્યો, કે જે પૂરું સાંભળવાને પણ રમા ઉભી રહી શકી નહિ., અપૂર્વ તિરસ્કારની ભવ્ય ભાવના પ્રદર્શિત કરતી, એ બાલા, એના હાથમાંથી, છુટી લઇને નાઠી. બંદો જેવો એનો હાથ ફરી પકડવા ગયો તેવોજ લપસી પડ્યો. અને ઓટલેથી નીચે, તે નાચેથી ટેકરાની બાજુએ એમ ગબડી ગયો. સારે ભાગ્યે એક ઠુંઠકું એને હાથ આવ્યું, તેથી બચી ગયો. રમાએ એ હરામખોરની કોધ અને નિરાશાથી પાડેલી બુમ સાંભળી, પણ, પાછું વાળીને જોયાવિના, મૃગીએ વાળીને એવી દોડી, કે ઘરમાં પેઠાવિના ઉભી નહિ, બારણામાંજ, લાલાજી અને રમાની બુઢ્ઢી દાસી, વાત કરતાં ઉભાં હતાં, પણ રમા તો અંદરજ દોડી ગઇ, અને, ભોંય ઉપર ચતાપાટ પડી, ડુસકે ડુસકે છાતી ફાટ રોવા લાગી.

લાલો આશ્ચર્યથી સ્તબ્ધ થ્રઈ સહજજ એની પાછળ ગયો ને એણે એને શાન્ત પાડવા, ઘણોએ પ્રયત્ન કર્યો, પણ કાંઈ વળ્યું નહીં. એ. એના પ્રશ્નોના જવાબ આપતી નહતી, એનાં પ્રેમગર્ભિત મીઠાં વચન કાને પરતી નહતી; પણ એકાએકજ, જે ધંધાને પોતાનું અનનુભવી મન, માત્ર ગાન અને સૌંદર્યની પૂજા રૂપ સમજતું હતું, તેનીજ, બંદાએ બતાવેલી ખરી છબી, એની નજરે તરી આવતાં, ઉંચું મોં કરીને, લાલાના મોંતરફ નજર માંડી, બોલી, "બેવચની જુઠા, તુંજ મારા આગળ પ્રેમની વાત કરવા બેઠો છે?"

"મારી જાતના સમ, રમા? હું તને કેવો ચ્હાઉં છું, તે કહી બતાવવાને મને શબ્દો જડતા નથી."

"તું મને તારા આશ્રમમાં રાખીશ, મને, તારી કરીશ? તું મને જે પ્રેમની વાત બતાવે છે, તે, મને તારી પત્ની ગણીને?" આ પ્રસંગ બારીક હતો. રમાના મનનું કેવલ પરિવર્તન થઈ ગયું હતું. બંદાનાં વચનોએ એનું મન વિંધી નાંખ્યું હતું, અને એને પોતાની જાત ઉપરજ તિરસ્કાર છુટયો હતો. પોતાનાં તરંગી સ્વપ્ન ઉપરથી આસ્તા ઉઠી ગઈ હતી, ભવિષ્યવિષે એ નિરાશા થઈ હતી અને એના આખા મનોવિલાસનો ભંગ થઇ ગયો હતો. આવે સમયે, લાલાની સારી અક્કલે, તરતજ સૂચવેલું ઉત્તર, જો લાલાથી અપાયું હોત, તો રમાને પોતાની જાત ઉપર શ્રદ્ધા આવત, પોતે કાંઈ કીમતવિનાની છે એમ થયું હતુ તે મટત, અને લાલા ઉપર વિશ્વાસ કરી એ એની થાત. પણ એના શુદ્ધ સ્વભાવની પ્રથમ પ્રેરણાની સામે, આ પ્રશ્ન થતાની સાથેજ બીજા, એના અનાદિ શત્રુરૂપે ગુલાબસિંહે એને સમજાવેલા, મલિન તર્ક ઉઠયા ઠગારાની ટોળીએ મને ફસાવવા જે જાળ પાથરી છે તેમાં શું મારે આંખો મીચીને ફસાઇ પડવુ? આ બાલાને આવી રીતે, ક્યારે પાછળથી પસ્તાવું પડે તેવી કબુલત લઈ લેવાનું, શીખવી રાખેલું તો નહિ હોય? એ નર્તકી, વેશ તો ભજવતી નહિ હોય? આવા દુનીયાંદારીના, વ્યવહારના તર્ક જેવા એના મગજમાં ઉઠયા, તેવુંજ એનું મન ફરવા લાગ્યું અને એને જાણે પોતાના મિત્ર રામલાલનું ઉપહાસયુક્ત વ્હેસવું કાને સંભળાવા લાગ્યું. ખોટું પણ નહતું. રામલાલ એ રસ્તે જતો હતો, ને બુદ્ધીએ એને કહ્યુંહતું, કે લાલો અંદર છે, તેથી તે ત્યાં થોભ્યો હતો. દુનીયાંની હાસીની માણસને જે અસર થાય છે, તેથી કોણ અજાણ્યું છે? રામલાલ દુનીયાંદારી રૂપજ હતો. એનું હસવું, તે, લાલાને આખી દુનીયાંની હાસી રૂપ લાગ્યું. તરત હોઠે આવેલું ઉત્તર પાછું ગળી ગયો. એનો વિચાર બદલાઈ

ગયો. રમા, તો, આતુર દૃષ્ટિ એ, એના મોં સામુંજ જોઈ રહી હતી. છેવટ લાલાએ, ગણગણતે ઉત્તર આપ્યું "રમા! તું જે ધંધામાં છે, તે ધંધાવાળાં પ્રેમને લગ્ન બે એકરૂપજ માને છે શું?" હે વિપદૃષ્ટિ! રે વજ્રપાત! લાલો બોલતા શું બોલ્યો. પણ તરતજ પસ્તાવા લાગ્યો. એને તરતજ એનાં બુદ્ધિ, હૃદય, અને આત્મા ઠપકો દેવા લાગ્યાં. પોતાનાં વિષ ભર્યા વચનથી, રમાને, કરમાઇ જતા ફુલ જેવી એણે જોઈ. એના મુખ ઉપરથી લોહી ઉડી ગયું; એના હોઠ ધોળા ધબ થઇ ગયા; તરતજ, ખેદમય દૃષ્ટિથી, લાલા કરતાં પોતાની જાતનેજ ઠપકો દેતી હોય તેમ, દયા ભર્યા વચન બોલી "બરાબર, જયપુરવાસી, બરાબર, એણે ખરું કહ્યું, હું ગામ બહારની બહારવસીજ છું."

"સાંભળ, સાંભળ, રમા! હું ભુલ્યો, મને માફ કર!"

પણ, રમાએ ગણકાર્યું નહિ, અને ઉદાસીથી નિરાશાના નિરવધિ દુઃખને હસતી હોય તેમ વૃદ્ધલિંગમાએ, ઓરડા બહાર જતી રહી. લાલો પણ એને અટકાવવાની હીમત કરી શક્યો નહિ. (અપૂર્ણ).

## થિઓસોફી શું?

(મળેલું.)

સ્થૂલ તથા સૂક્ષ્મથી બંધાઇ જવાને લીધે કારણ શરીર ઇશ્વર રૂપ છતાં પોતાની નિર્મળ આનંદમય વૃત્તિનો અનુભવ કરી શકતું નથી. કેમકે પૂર્વે કહેલાં બે શરીરમાં રહેલા કામક્રોધાદિ ષડ્રિપુના અંધકારથી પોતે આચ્છાદિત રહેલું છે. કારણ શરીર એ સત્વનું બનેલું કહેવામાં આવે છેઃ— શુદ્ધ સત્વ તથા મલિન સત્વનું. જ્યારે મલિન સત્વ નિકળી જાય કેવળ શુદ્ધ સત્વરૂપે તે રહે છે ત્યારે તેવા રૂપને આપણે શંકા રાખ્યા વિના ઇશ્વર રૂપ કહી શકીએ. જેમ કારણ શરીર સૂક્ષ્મ તથા સ્થૂલથી તેમ સૂક્ષ્મ એકલા સ્થૂલથી બંધાઈ ગયેલું છે. સૂક્ષ્મ શરીર પાંચ જ્ઞાનેન્દ્રિય[1] પાંચ કર્મેન્દ્રિય[2] પાંચ પ્રાણ[3] તથા મન અને બુદ્ધિ ગણીને સત્તર (૧૭) વસ્તુથી[4] બનેલું છે.[*]

---

૧ श्रोत्र, त्वक् अक्षि, रसन घ्राण.

૨ वाक्, पाणि, पाद, पायु (गुदा), उपस्थ.

૩ प्राण, अपान, समान, व्यान, उदान.

૪ वागादि पंच श्रवणादि पंच प्राणादि पंचाभ्रमुखानि पंच
बुद्धयाद्यविद्यापि च कामकर्मणी पुर्यष्टकं सूक्ष्मशरीरमाहुः

અર્થ ૧ પાંચ કર્મેન્દ્રિય. ૨ પાંચ જ્ઞાનેન્દ્રિય, ૩ પાંચ પ્રાણ, ૪ પંચમહાભૂત (આકાશ, પવન, અગ્નિ, જલ, પૃથ્વી) ૫ બુદ્ધિ, ૬ અવિદ્યા, ૭ કામ, ૮ કર્મ એ પ્રમાણે આઠ પુરીનું સૂક્ષ્મ અથવા લિંગ શરીર બનેલું છે.

* સત્તર વસ્તુના વિષયથી એમ કોઇ યોગીનું કહેવું છે. (આ પંચદશ અવધૂત મૌનિ રાજનું કહેવું છે.)

હાલના વખતમાં સાધારણ રીતે સ્થૂલદેહને 'આપું છું' એમ કહી આપણે સ્થૂલ દેહાભિમાની થયા છીએ પરંતુ સ્હેજ સૂચનાથી ખાતરી થશે કે અભિમાન જુદી રીતે પણ રાખી શકાય છે. આપણા કૈલાસવાસી કવિ શ્રી નર્મદાશંકર લાલશંકર નૈકામાં બેસી સમુદ્ર માર્ગે પ્રવાસ કરતા હતા તેવામાં એકાએક તોફાન ઉઠી આવતાં જ્યારે તે આગબોટમાં બેઠેલાં ઉતારૂઓ ભયભીત થઈ ગયાં, ત્યારે આપણા વીરકવિ હાથમાં કાગળ કલમ લેઈ તોફાનની ખૂબીનું વર્ણન કરવા બેસી ગયા. આમ કરી શકવાનું કારણ એ કે ભીતિ પામેલાં તેનાં સંગાતીઓ કેવળ સ્થૂલ દેહાભિમાની હતાં તથા કવિરાજ પોતે જેમાં મન તથા બુદ્ધિ આપેલા છે તેવા સૂક્ષ્મ દેહાભિમાની તે વખતે તે વિષયના સંબંધમાં હતા, જાણે કે તે તોફાનથી પોતાના સ્થૂલને તો બીજાઓની પેઠે અડચણ થવાનીજ નથી.૮ તેવીજ સ્થિતિમાં આવેલ એક દીવાન સારૂ પણ અમારા સાંભળવામાં આવેલું છે કે જ્યારે સર્વ મંડલ બીનકથી મુઝાતું હતું ત્યારે પ્રધાન સાહેબ પોતે સહુનો તથા અગ્નિનૌકાનો કેવી રીતે બચાવ કરવો વગેરેનો વિચાર કરી સામગ્રી તૈયાર કરાવતા હતા.'

---

૧ નાઈટ સાઇડ ઑફ્ નેચર નામના અંગ્રેજી ગ્રંથમા આથી પણ વિશેષ ચમત્કારિક દાખલો સ્થૂલથી સૂક્ષ્મનું જુદું પડવા બાબતનો આપેલો છે. એક લખી કોઇ વ્હાણુને (ક નામે) આટ્લાંટિક મહાસાગરમાં પવન પાણિના બેહદ મારથી અડચણ થઇ તળીએથી થોડુંક ગાબડું નિકળી ગયું તથા ઘણી સંભાળ લેવા છતાં પાણીનો પ્રવેશ અંદરના ભાગમાં વધવા લાગ્યો આ બાબતની ચિંતા કૃપાળુ કપ્તાનને અતિશય થઇ પડી ને તેણે તોપોના બહાર કરી અડખે પડખે જતા કોઇ બીજા વહાણુની મદદ લેવાની મહેનત લીધા છતા એવું નજદિક વાહણ નહિં હોવાથી ધારેલી ઈચ્છા પાર પડી નહિં ને પોતાનું વહાણ તો ઝરકાવ થતુંજ ચાલ્યું. પોતાની કેબીનમા જઇ અત્યંત ઉત્કંઠિત હૃદયથી કંઇ ઉપાય શોધવા મનોયત્ન કરવામાં કપ્તાન સાહેબ પડ્યા. એજ વખતે આ નૌકાની દૃષ્ટિ મર્યાદા બહાર પણ થોડા વખતમા સહાયભૂત થઈ શકે તેવુ બીજું વહાણ (નામે 'ખ') જતું હતું તેના કપતાનને શોધવા કોઇ ખલાસી કેબિનમાં ('ખ' વાહણની) જતાં કોઇ પરપુરૂષ તેના જોવામાં આવ્યો. ખાલાસી તેણે પોતાના ('ખ' ના) કપતાનને સુકાન પાસે મળ્યો ત્યા કહી. કપતાન કેબિનમાં ગયા તો કંઈજ દીઠું નહિં. પણ એક કાગળનો કટકો ટેબલ ઉપર પડેલો જોયો. તેમાં લખેલું હતું કે 'વાયવ્ય દિશા તરફ વહાણ ચલાવો' વહાણમાં બેઠેલા સૌ માણસની પાસે અક્ષર કઢાવ્યા તોપણ કોઈના અક્ષર પેલા ટેબલ ઉપર પડેલા

જ્યારે પ્રખ્યાત શાસ્ત્રી ન્યુટન સાહેબ એક મનોયત્નના વિચારમા પરાયણ થઇ ગયા હતા તેવામા પોતાના શરીરને પાસે પડેલી ઘડીઆળ દેરતા બાળે છે તે ખબર પડી શકી ન્હોતી પણ તે કામ પૂર્ણ થતાજ દાઝ્યાનુ ભાન થયું હતુ. આસઈની લડાઈમા સર આરથર ઉવેલ્સ્લીનુ લશ્કર પોતાનાથી આઠ ઘણી વધારે સિંધિઆ સરકારની ફોજ ઉપર હુમલો કરવા સારૂ બે સેનાની વચ્ચે આવેલી નદિ ઓળંગવાની ભયંકર નૌકા વ્યૂહ અમલમાં લાવતુ હતું તે વખ્તે સેનાધિપતિ પોતે વિલાયતનો કાગળ લખવામા રોકાયા હતા. તે પત્રમા રાજ્ય વ્યવહારિક બાબતોનુ તથા સેનાસબંધી કેટલાક વિષયોનું વિવેચન કરી પોતાના ભાઇ માર્કિસ ઑફ ઉવેલ્સ્લી (ગવર્નર જનરલ) ને સલાહ આપતા હતા. આવા અતિ ઉપયોગી પત્રો તેઓએ પેનિન્સ્યુલર વૉરના નાશકારક છતા ચિત્તાકર્ષક ઘણા સંગ્રામોમાં મનનું એકાગ્ર કરી લખ્યા કહેવાય છે તે સર્વ દૃષ્ટાંતોમા બનેલી સર્વ બાબતોનુ કારણ એ કે તે વખ્તે ચાલતા વિષયના સંબંધમા તેઓ સ્થૂલદેહ તથા તેથી ચાલતી વસ્તુ ભૂલી જઈ કેવળ સૂક્ષ્મ દેહાભિમાની વૃત્તિને ઉત્પન્ન કરવા શક્તિવાન્ હતા. આ ઉપરથી એક સવાલ ઉઠી શકે કે જ્યારે ગૃહસ્થાશ્રમી માણસો કોઇ વખત કોઇ બાબતને સારૂ પોતાની અહંતા સૂક્ષ્મદેહમા દાખલ કરી શકે છે તો ઘણે ભાગે હિંદુસ્તાન તથા તેની આસપાસના પ્રદેશોમા તથા પ્રસંગોપાત બીજા દેશ તથા ખંડમા દૃષ્ટિગોચર થતા સાધુઓ (યોગી તથા ફકીરો) એક કરતા વધારે વિષયોની બાબતમા, તથા વધારે લાંબા વખતસુધી, પોતાની અહંતાને સૂક્ષ્મ દેહમા ધારણ કેમ નહિ કરી શક્તા હોય? વાસ્તવિક તો એમ લાગે છે કે જો તેઓ ખરા વિરક્ત

---

કાગળના અક્ષર પ્રમાણે મેળતા આવ્યા નહિ. ત્યારે સૌને વધારે આશ્ચર્ય લાગ્યુ. આ કૌતુકનો નિશ્ચય કરવા તેઓ વાયવ્ય દિશાતરફ ગયા ત્યા પહેલુ (ક) વહાણ બુડી જવાની તૈયારીમા હતુ તેના સર્વ ઉતારૂને બચાવી લીધા પરન્તુ જે ખલાસીએ (ખ) વહાણના કપતાનની કેબિનમા પરપુરૂષને જોયો હતો તેના મનમા (ક) ના કપતાનને જોતાજ ઉઠી આવ્યુ કે પરપુરૂષ તથા આ કપતાન બંને એકજ છે આ શંકા તેણે પોતાના ('ખ' વહાણના) કપતાનને કહી તેણે પેલા કપતાનને 'વાયવ્ય દિશાતરફ વહાણ ચલાવો' એવુ એક કાગળપર લખવાની વિનતિ કરી. તેમ તેણે કર્યુ કે બંને અક્ષરો મેળવવામા આવ્યા ત્યારે તે એકજ જાતના છે એમ માલમ પડ્યુ અને એમ સાબીત પણ થયો કે પરપુરૂષ તે 'ક' ના કપતાનનો સૂક્ષ્મ દેહ હોય. આમ બાકુ શક્ય ગણાય છે

વૃત્તિવાળા હોય તો તેમ કરી શકતા હશે. જો તેમ હોઇ શકે તો એમ પણ સિદ્ધ છે કે જે વાત આજે બનવી શક્ય છે તે પૂર્વકાળમા પણ શક્ય હશેજ ત્યારે અગાઉના વખતમાં પણ સૂક્ષ્મ દેહાભિમાની યોગીઓ હોવા જોઈએ તથા આજ પણ હશે હવે તેવા સાધુઓમાં જેમ સૃષ્ટિના સર્વ પદાર્થોમા નાના મ્હોટાનો ક્રમ છે તેવો ક્રમ હોય સો તેઓમાના કેટલાક સ્થૂલના સર્વ વિષયો ભૂલી જઇ કેવળ સૂક્ષ્માભિમાની હોવા જોઇએ તેમ બીજાઓ સ્થૂલ સૂક્ષ્મ બન્નેને તજી દઇ પોતાની અહંતાનો પ્રવેશ કારણ શરીરમા કરી શક્યા પણ હોવા જોઇએ. આ વાત ખરી છે એમ કેટલાક જીજ્ઞાસુઓનું માનવું છે તેમા પ્હેલાને સવિકલ્પ સમાધિવાળા તથા બીજા ઉન્નત સ્થિતિના યોગીઓને નિર્વિકલ્પ સમાધિવાળા કહે છે 'સમાનશીલ વ્યસનેષુ સખ્યમ્' એ ન્યાયથી સમજી શકાશે કે સ્થૂલ કરતા સૂક્ષ્મ દેહાભિમાની તરફ આ નિર્વિકલ્પ સમાધિવાળા યોગીઓનુ આકર્ષણ વિશેષ હોય છે. તેથી પણ વિશેષ પોતાના (નિર્વિકલ્પવાનાઓ) મા અંદર અંદર હોઇ શકે છે, એ વાત સ્પષ્ટ છે. જેમ જેમ કોઇ સંસારી માણસ સવિકલ્પ તરફ આવતો જાય છે તેમ તેમ કોઇ કરુણાનિધિ નિર્વિકલ્પ મહાત્માની દૃષ્ટિમાં આવવાથી અનુગ્રહ પામે છે. આવી રીતે પોતાના પુરુષાર્થથી ગુરુકૃપા સંપાદન કરી અનુગ્રહ પામેલો યોગી સવિકલ્પ સમાધિની દશાને પૂર્ણ રીતે પામ્યા પછી પોતાના પ્રારબ્ધ ક્ષય વખત મરણ પામે તો ઘણા વર્ષપર્યંત સ્વર્ગનુ સુખ અનુભવ કરી પુનરવતાર ધારણ કરે છે; તે સારા પવિત્ર વંશમાજ બીજે નહિ :

प्राप्य पुण्यकृतां लोकानुषित्वा शाश्वतीः समाः
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते
अथवा योगिनामेव कुले भवति धीमताम्
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम्.
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम्
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन.

અર્થ—સ્વર્ગલોક પ્રાપ્ત કરી ત્યાં ઘણા સંવત્સરપર્યંત સુખ ભોગવ્યા પછી યોગભ્રષ્ટ થયેલો સંત કોઈ પવિત્ર ધનવાન્ ગૃહસ્થને ઘેર જન્મ પામે છે ને ઉપરાંત વિશેષ જ્ઞાની તો યોગિવૃત્તિવાળા કોઇ સાધુના કુળમા ઉત્પન્ન થાય

૧ કેટલાકના કહેવાપ્રમાણે માત્ર ૨૫ થી ૭૦૦ વર્ષ સુધી સ્વર્ગમા રહી ફરી જન્મે છે કે એવા કલ્પિત સુખમા વધારે વખત વ્યર્થ જઇ સત્ય જ્ઞાન પૂર્ણ રીતે મેળવવાને વિલંબ થાય નહિ.

છે. ત્યાં તેને પૂર્વ જન્મની સંસ્કાર પામેલી બુદ્ધિનો સંયોગ થવાથી મોક્ષને સારૂ પુરુષાર્થ ચાલુ રાખે છે. આ શરૂઆત તીના નિર્વિકલ્પ ગુરૂના જાણવામાં હોવાથી તે તેને બાળકપણથીજ સૂચનાવૃત્તિ પ્રેરવા વગેરે અનેક પ્રકારે તથા વિશેષ પાત્રને તો સાક્ષાત્કારથી પણ પોતાની કૃપા દર્શાવે છે.* હવે વાચકવર્ગને એક વિનતિ કરવાની કે મેડમ બ્લેવાટસ્કીના જન્મવૃતાંતમાં જે હકીકત લખવામાં આવે તે સદરહુ મતની સાબીતિ છે એમ સર્વના મનમાં ઠસાવવાનો આ લખાણનો હેતુ નથી. ભિન્નભિન્ન બાબતના સબંધમાં વાંચનારાએ આગળ કહ્યા તે સિવાયનાં જુદાં કારણોથી કાર્યની ઉત્પત્તિ દર્શાવી પણ શકે પરંતુ આ વિવેચનવિના તેના ચરિત્રમાના કેટલાક દાખલા ગળે ઉતરવા કદાચ અગમ્ય થાય એમ ધારી ઉપરનું લખાણ કર્યું છે.

ત્યારે હવે પ્રથમ કહ્યા મુજબ મેડમ બ્લેવાટસ્કી, વિશેષપાત્ર હોવાથી પોતાની બાલ્યાવસ્થામાં પણ કોઇ નિર્વિકલ્પ સમાધિવાળા મહાત્માની દેખરેખ નીચે હતી, ત ા વખતોવખત તેના દર્શન પણ તેને થતા હતાં એટલુજ નહિ, પણ જરૂરી પ્રસંગે દર્શનિક પુરાવાથી, તે ચમત્કારી બાળાના રક્ષણ સાર ગુરુ પોતે ઉત્કંઠિત છે એમ પણ સિદ્ધ થતું, એ સ્પષ્ટ છે.

---

## ગ્રંથાવલોકન.

ઋતુવર્ણન*:—આ એક નાનું સરખું શૃંગાર પ્રધાન કાવ્ય છે. ઋતુઓના સૃષ્ટિ ઉપર થતા ફેરફાર, જેવા ભવ્યરીતે આર્ય દેશમાં પ્રવર્તે છે, તેવા બીજે કહીં પ્રવર્તતા નથી. છતાં એજ ફેરફારોએ કવિકલ્પનાને સર્વ સ્થલે થોડો ઘણો ખોરાક આપી, પુષ્ટ કરી, ઉંચે ઉંચે ઉડતાં શીખવ્યું છે. પોતપોતાના પ્રતિભા અને સત્ત્વ તે ઉભય ને અનુસરીને પ્રત્યેક કવિએ ઋતુવર્ણન કરતાં સૃષ્ટિ લીલાનો કોઈ અમુક અમુક અંશ ગ્રહણ કરેલો છે. અંગરેજીમાં ટૉમસનનું ઋતુવર્ણન, કેવલ સૃષ્ટિ લીલા અને કુદરતની મઝાનુંજ રસભર્યું ઓપી તાદશવર્ણન છે; ત્યારે કાલિદાસનો ઋતુસંહાર કાવ્ય રચનાના કોઇ શોખીને એકલાં શૃંગારે સમર્પી દીધમાત્ર જેવો છે. નવીનમાં કવિ નર્મદાશંકરે રચેલો ઋતુસંહાર પણ ઋતુ લીલાની શૃંગાર પ્રધાન રચનામાં વિસ્તારેલો છે, ને બહુ રીતે ઉત્કૃષ્ટ નીવડ્યો છે જે ગ્રંથ વિષે આપણે બોલીએ છીએ, તેપણ, તેવોજ પ્રકારનો પ્રયત્ન છે, પણ તેટલો તેહમદ ની-

---

* રચનાર, શુકલ નથુરામ સુંદરજી, વાંકાનેર. કીમત ૦-૧૦-૦

વર્ણેલો નથી. ઋતુઓ માત્રનીજ સૃષ્ટિલીલામાં કાવ્યત્વ આરોપી, આનંદ ઉઠાવી, રસ જમાવવો એતો કોઈ અપૂર્વ અને સ્વાભાવિક ઉગ્ર પ્રતિભાનુંજ કામ છે; એટલે તે માર્ગે ન જતાં, ઘણા ખરા કવિઓ, કોઇ નાયક નાયિકાના આલંબન વિભાવ પરત્વે, ઋતુવર્ણનને ઉદ્દીપન વિભાવમાં રાખી, શૃંગારને પ્રધાનપણે વર્ણવતા ચાલ્યા છે. આમ થવામાં ઋતુવર્ણન તે ગૌણતાને પામે છે, ને મુખ્ય વાત શૃંગાર જમાવવાની થઇ બેસે છે. શૃંગારની કવિતાઓ લખવી તે તો બધાંને આવડે એમ છે; પણ તે રસના સ્થાયિ ભાવને પુષ્ટ કરી, વાચનારના ચિદ્રૂપ રસની સાથે, આલંબનની એકતા કરાવવી, એ સમર્થ મહા કવિનુંજ કામ છે. આ ઋતુવર્ણન ફતેહમંદ નથી એમ કહીએ છીએ તે આવાજ કારણથી. એમાં સ્થાયિ ભાવ બીલકુલ પુષ્ટિ પામ્યો નથી, આલંબન —પ્રોષિતા નાયિકા— ઋતુઓને વર્ણવે છે, ને બળું છું. એવા શબ્દો ઉચ્ચારે છે, ઋતુના ફેરફારોને ગાળો દે છે, એ બધું એ છે, પણ તેથી રતિની જમાવટ બાઝી શકતી નથી. વિપ્રલંભમાં થતી દશ અવસ્થા ઉપર લખનારે નિયમ રાખ્યો હોત તો પણ કાંઇક ઠીક પરિણામ આવત, પણ તેવાત તેઓ પોતાના નાયિકા અને અલંકાર સંબંધી જ્ઞાનની સ્તુતિ કરવામાં ભુલી ગયા હોય એમ લાગે છે. બાકી લખનારને કાવ્ય રચવાની સરલતા સારી છે, ને રસ અલકારનું પણ કાંઈ જ્ઞાન હોય એમ જણાય છે, તેથી કોઈ કોઈ વર્ણન સારાં બનેલાં છે, એમ કહેવુ જોઈએ. ઉદાહરણ તરીકે શરદનો ૨૩ મો, ૪૫ મો, અથવા વસંતનો ૩૭ મો, પદબંધ લખનારની શક્તિના સારા નમુના છે. લખનારે હિંદુસ્તાની કવિઓના કાવ્ય વાંચવા ઉપરથી આ ગ્રંથ રચવાનુ આદર્યું છે. એટલે પદરચનામાં, તે કવિઓની, અભ્યાસથી આવી શકે તેટલી, કાંઠક છાયા આવી છે ખરી, પણ રસ જમાવી શકાયો નથી, એ તો તેમની પ્રતિભાનો – સ્વાભાવિક કવિત્વ શક્તિ ન હોવાનો દોષ છે. જે સારાં વર્ણનો છે તેમાં પણ અમને તો, શક રહે છે, કે તે રચનારના પોતાનાંજ નહિ હોય, કેમકે, ભાષામાં જે ગજાયળ જેવી અશુદ્ધતા છે તેને ને એવાં સારા વર્ણન કે રસ અલકાર જાણવાની શક્તિ, એ બેને, મેળ કેમ ખાય! પૂરાવો પણ નથી તેમ નથી. કુવલયાનંદમાંના वरवैत्रसमानकान्ति ઇત્યાદિ પ્રતીપોદાહરણનું બે એકવાર, લખનારે, અનુકરણ કર્યું છે ( વર્ષા–૩૯ ) તેમ કાલિદાસના ઋતુસંહાર ઉપરપણ દૃષ્ટિ કરેલી છે ( ગ્રીષ્મ—૧૬-૨૧-૨૫-૨૭ ).

# શ્રીમદ્ભગવદ્ગીતા



## અધ્યાય ૪.

(અનુસંધાન પાને ૬૪ થી)

### શ્રીભગવાનુવાચ.

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान् मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥
एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥
स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

### अर्जुनोवाच.

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

### श्रीभगवानुवाच.

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥
अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥
यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ।
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥
जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

મારો ભક્ત છે, વળી સખા છે, માટે (કહ્યો); કેમકે એ ઉત્તમ રહસ્ય છે. અર્જુન કહે છેઃ—(૪) આપનો જન્મ તો અપર છે, વિવસ્વતનો જન્મ પર છેઃ તમેજ પૂર્વે કહેલો એમ કેમ જાણું? શ્રીભગવાન્ કહે છેઃ—(૫) હે અર્જુન! મારા બહુ જન્મ થઇ ગયા, ને તારા પણ; તે બધા મને જાણીતા છે પણ તું હે પરંતપ! જાણતો નથી. (૬) અજ છતાં, અવ્યયાત્મા છતાં, ભૂતમાત્રનો ઈશ્વર છતાં, મારી પ્રકૃતિનો અધિષ્ઠાતા થઇ મારી માયાથીજ હું સંભવુંછું. (૭) જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, ને અધર્મનું અભ્યુત્થાન થાય છે, ત્યારે હું પોતાને સર્જુ છું; (૮) સાધુઓના પરિત્રાણાર્થે, દુષ્ટોના વિનાશાર્થે—ધર્મસંસ્થાપનાર્થે હું યુગે યુગે સંભવુંછું. (૯) જે આ મારૂં દિવ્ય જન્મકર્મ તત્ત્વતઃ જાણે છે, તે, દેહ તજ્યા પછી પુનર્જન્મ પામતાં નથી, હે અર્જુન! મને પામે છે.

વિવેચનઃ—પ્રથમાધ્યાયમાં જ્ઞાનના અધિકારનો નિર્ણય કર્યા પછી, દ્વિતીયાધ્યાયમાં તે જ્ઞાનસ્વરૂપનો વિવેક બતાવી જ્ઞાનયોગ કહ્યો છે, ને તૃતીયાધ્યાયમાં તે જ્ઞાનના માર્ગરૂપ કર્મયોગ સ્થાપ્યો છે. તે જ્ઞાનયોગ અને કર્મયોગ એ ઉભયનું ફલ તો એકજ છે, એટલે લાક્ષણિક રીતે એમ કહીએ કે સાધનભૂત કર્મયોગ અને સાધ્યભૂત જ્ઞાનયોગ ઉભય એકજ છે. એક જેવાજ છે, તો બાધ નથી. એજ વાસ્તવિક તત્ત્વગતિ છે, ને તે एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति એ શ્લોકથી જ્ઞાન કર્મનું ઐક્ય બતાવતાં પ્રતિપાદન કરવાની છે. ત્યારે એજ રહસ્ય સમજાવવા પોતે સાધનરૂપે પ્રતિપાદન કરેલા કર્મયોગની પણ અનેક રીતે પ્રશંસા કરવા; તથા અર્જુનને એમ ભ્રમ થઇ જાય કે તે બે જુદાંજ છે, ને એટલું સમજાયું એટલે વેદાર્થ સમજાઇ ગયો, તેનું નિવારણ કરવા; ચતુર્થાધ્યાય આરંભ્યો છે. વળીપણ આ અધ્યાય સપ્રયોજન છે કેમકે આ બે હેતુ ઉપરાંત ત્રીજો પણ હેતુ છે. અર્જુનને એમ શંકા થાય કે મને આ યુદ્ધમાં પ્રવૃત્ત કરવા છે માટે શ્રીકૃષ્ણ આવી યુક્તિ પ્રયુક્તિ કરી નિષ્કામ કર્મ, અને જ્ઞાનરૂપમાં વ્યક્તિનો અભાવ, ઇત્યાદિ બોધ આપે છે, પણ તે વાસ્તવિક નથી. તો તે શંકા દૂર કરવા આ અધ્યાયમાં એજ યોગમાર્ગનું અનાદિપણું સિદ્ધ કરી આપ્યું છે, ને એક પ્રાસંગિક યુદ્ધમાટે ઉભો કરી કાઢેલો એમ માનવાપણું અસંગત અને ભ્રમરૂપ સમજાવ્યું છે. શ્રીકૃષ્ણ પોતે પરબ્રહ્મરૂપ, ઈશ્વરરૂપ, અંશ, ઇ. બોલે છે કે આ યોગ મેં, અવ્યય એટલે વ્યયરહિત—જન્મ મરણાદિરહિત. પરમ એક રસ બ્રહ્મરૂપ તેણે—પૂર્વે વિવસ્વત્ એટલે સૂર્યને ઉપદેશ્યો હતો, તેણે પોતાના પુત્ર મનુને, ને મનુએ પોતાના પુત્ર ઇક્ષ્વાકુને; એમ પરંપરાએ રાજા—નિમિ જનકાદિ—તથા ઋષિઓ—વ્યાસ, વસિષ્ઠાદિ—એ યોગ

પામી ધર્મપરાયણ થતા હતા; પણ તેજ યોગે આજ આ લોકમાં, માણસોની વૃત્તિ કામાદિથી મલિન થઇ જતાં, ક્ષીણ થઇ લય પામી ગયો છે. છતાં તું પરંતપ, કામક્રોધાદિરૂપ પર એટલે શત્રુ તેને તપ—તાપનાર, વશ કરનાર, અધિકારી છે. એટલે તને કહું છું એવો પરંતપ! એ સંબોધનનો ભાવ છે. એ યોગ ગુહ્ય રહસ્યરૂપ એટલે સર્વથા અનધિકારીઓથી ગોપ્ય છે, અતિ ઉત્તમ પરમ મોક્ષ આપવાવાળો છે, પણ તે તને કહ્યો છે કેમકે તું અધિકારી—પરંતપ—છે, ને વળી મારો ભક્ત છે—મારા ઉપરજ એક ભાવથી લીન થયેલો છે, શ્રદ્ધાથી બંધાયલો છે—ને સખા, સમાન ભાવવાળો, મિત્ર છે. એજ તાત્પર્ય જાણવાનું છે કે જેને તેને આ યોગ સમજાવવાનો નથી, તૃતીયાધ્યાયમાં "અજ્ઞાનીને બુદ્ધિ ભેદ પેદા ન કરવો" એમ કહેલુંજ છે, એટલે જેમ સૂર્યે સ્વપુત્ર મનુને, મનુએ સ્વપુત્ર ઈક્ષ્વાકુને, આપ્યો છે. તેમ પિતા પુત્રવત્ પરંપરાથી, સખ્યભાવે કે ભક્તભાવે શ્રદ્ધાથી, જે સમાહિત હોય, જે અધિકારી હોય, તેનેજ એ યોગ આપવો. આ પ્રમાણે ભગવાને કહ્યું તે અર્જુનને શંકાસ્પદ થતા ગયું, કેમકે હાલમાં (અપર) વસુદેવને ઘેર કૃષ્ણરૂપે જન્મેલાએ પૂર્વે અનાદિકાલથી સ્થિતિ ધરી (પર) એકરૂપે રહેલા સૂર્યને ઉપદેશ કર્યાની વાત કેમ સંભવે? યદ્યપિ, 'મેં અવ્યયે' એમ પ્રથમ શ્લોકમાજ શ્રીકૃષ્ણે કહેલું છે, તે ઉપરથી કૃષ્ણનું બ્રહ્મપણું સ્વતઃ સિદ્ધજ છે, ને અર્જુન તેમ સમજ્યો પણ છે, છતાં આવી શંકા એટલામાટે કરે છે કે કોઇ અજ્ઞાનીને તેવી શંકા પેદા થઈ આવે તો તેનું પણ નિરાકરણ થઈ જાય. આ પ્રશ્નનુ ઉત્તર શ્રીકૃષ્ણ આપે છે, કે મારા તેમજ તારા, બહુ જન્મ થઇ ગયા છે, પણ તે મને ખબર છે. તને નથી, માટે આવી શંકા તું કરે છે, બાકી જો જન્માદિ વ્યવસ્થા તને યથાર્થ અવગત હોત તો સૂર્યને મેં ઉપદેશ શી રીતે કર્યો હશે એ શંકાજ ન ઉઠતે. એજ વાત અર્જુન તથા પરંતપ એવાં બે સંબોધનથી સૂચવે છે. અર્જુન એવું સીમલાના વૃક્ષનું પણ નામ છે, તે વૃક્ષાર્થક શબ્દવડે અહીં અર્જુનને સંબોધ્યો છે તેનું તાત્પર્ય એજ છે કે અવિદ્યાની આવરણ શક્તિથી તારૂં જ્ઞાન વૃક્ષનીપેઠે તિરોભૂત છે તેથી તને મારા અનેક જન્મ તેમજ તારાપણ અનેક જન્મ, અને તારા એમ એકનું કહેવાથી સૂચવેલા જીવમાત્રના અનેક જન્મ, તે સર્વની ખબર નથી. વળી પરંતપ એટલે, પર એટલે શત્રુ, તેમને તપ, એટલે, તાપનાર—મારનાર—એ વડે, આ હું અને આ શત્રુઓ, એમ નાનારૂપાત્મક પરિચ્છેદભાવ, અવિદ્યાની વિક્ષેપ શક્તિનેલીધે, ગ્રહણ કરનાર તું, તે યથાર્થ જ્ઞાન નજ પામી શકે, જન્માદિ જ્ઞાન નજ જાણે, એમ સૂચવ્યું છે 'મારા' અને 'તારા પણ' એમ જન્મ કહ્યા છે, તેથી મારા એટલે પરબ્રહ્મના ને તારા એટલે જીવના આવા બેના જન્મ થયા, ત્યારે જીવબ્રહ્મ વાસ્તવિક રીતે પરમાર્થથીજ

ભિન્ન છે કે એક છે એવિષે શું સમજવું? જે સમજવાનું છે તે અર્જુન અને પરંતપ એ વિશેષણોનો અર્થ આપણે બતાવ્યો તેટલાથીજ સમજાઈ જશે. કેમકે અવિદ્યાની, આવરણ અને વિક્ષેપ શક્તિથી તિરોભૂત જ્ઞાનાદિશક્તિવાળો જે જીવ, તે પરમાર્થે તો અતિરોભૂત જ્ઞાનાદિવાળા બ્રહ્મનીસાથે એકજ છે; પણ અવિદ્યાને લીધે જીવત્વને પામ્યો છે. આમ અર્થસંગતિ સ્પષ્ટ સમજાય છે. છતાં કોઇ* સંપ્રદાયવાળા આજ શ્લોકથી કરીને જીવ અને બ્રહ્મનો પરમ ભેદ છે એમ, તથા બ્રહ્મનાં જન્માદિપણ 'પરમ' વાસ્તવિક છે એમ ઠરાવવા જાય છે, તે વાસ્તવિક લાગતું નથી. જીવ બ્રહ્મની એકતા માનનારા પણ બે પ્રકારે માને છે. એક† એમ માને છે કે જીવગત જે ન્યૂનજ્ઞાનાદિ તે અવિદ્યાકૃત નથી પણ બ્રહ્મરૂપજીવનો પોતાનોજ તિરોભાવાત્મક સ્વભાવ હોવાથી સ્વગત છે. એટલે કે બ્રહ્મનાં ઐશ્વર્ય, વીર્ય, શક્તિ, શ્રી, જ્ઞાન, ને વૈરાગ્ય, એટલાં તિરોભાવ પામી દીનત્વ, દુઃખિત્વ અલ્પત્વ, જન્મબંધિત્વ, અહંતા, અને તૃષ્ણાકુલત્વ એ ધર્મ જીવમાં આવિર્ભાવ પામે છે. બીજા‡ એમ કહે છે કે જીવની ને બ્રહ્મની એકરૂપતા માનવી, અને મૂલથીજ બ્રહ્મ નિર્વિકારી છે તો જીવને સવિકારી માનવો તેથી મૂલના નિર્વિકારીપણામાં બાધ આવશે, માટે મૂલ નિર્વિકારી બ્રહ્મ તેતો સર્વદા નિર્વિકારીજ છે, પણ અવિદ્યાથી કરી જીવત્વાદિ બને છે, એટલે મૂલ ચિદ્રૂપ બ્રહ્મમાં આવિર્ભાવ તિરોભાવ નથી, પણ, અવિદ્યાનાસંબંધે મૂલ ચિત્‌ને જીવત્વાદિ થાય છે એટલે તે આવરણ વિક્ષેપાદિ શક્તિ અવિદ્યાગત છે. એ અવિદ્યાગત શક્તિને નિર્વિકારી ચિત્‌ પોતાનામા આરોપી લે છે એટલોજ જીવ ભાવ છે, એનુંજ નામ અધ્યાસ. અધ્યાસ અનાદિ છે. આવિર્ભાવ તિરોભાવરૂપ, બ્રહ્મ માનનારા કહેશે કે જ્યારે અધ્યાસ અનાદિ છે ત્યારે મોક્ષ કેમ સંભવશે, ને બ્રહ્મનું નિર્વિકારિત્વ—અનાધ્યાસિકત્વ—કેમ સિદ્ધ થશે? બ્રહ્મનું અનાધ્યાસિકત્વ સિદ્ધજ છે. જ્ઞાનરૂપ બ્રહ્મ તે આધ્યાસિક નથી. કેમકે જ્ઞાનાતિરિક્ત ગ્રાહક નથી, માટે આધ્યાસિક માનીએ તો તેનો પણ ગ્રાહક કોણ, તેથી અનવસ્થા થાય છે. માટે એક પરમ લાઘવને અવલંબી જ્ઞાનનેજ સ્વતોગ્રાહી માન્યું છે, ને અધ્યાસાદિ પણ તેથી અતિરિક્ત નથી, છતા તદ્‌ગત નથી, તદ્રૂપ નથી, પણ તદનન્ય છે. તદનન્ય છતાં પણ તદધીન સ્ફુરિતમાન્ છે એટલે દ્વૈતાભાસનો સંભવ નથી. હવે મોક્ષ પણ સંભવ્યો, કેમકે જે જ્ઞાન સ્વતઃ સ્ફૂર્તિમાન્ એકરૂપ નિત્ય એપ્રમાણે સ્વીકાર્યું તે જ્ઞાનમા આધ્યા-

* રામાનુજ. † પુષ્ટિમાર્ગીય શુદ્ધાદ્વૈતી વૈષ્ણવો.
‡ શંકરાનુયાયી કેવલાદ્વૈતવાળા.

સિક જ્ઞાન જે ઉત્પાદિ તેનો અભાવ સમજાયું એટલે મોક્ષ થઈ રહ્યો અર્થાત્ અધ્યાસ અનાદિ છતાં સાન્ત હોવાથી એટલે બાધક નથી. આવિર્ભાવ તિરોભાવરૂપ બ્રહ્મગત ધર્મ પણ અનાદિ તો છેજ, ત્યારે તેમાં પણ મોક્ષ ક્યાં થયો ? બ્રહ્મ પોતેજ આવિર્ભાવ તિરોભાવ ધર્મથી મુક્ત નથી તો એને મુક્ત કરી શકશે કે બ્રહ્મગત ઇચ્છાથી એ વ્યવસ્થા થઈ શકે એમ માનતાં પણ આપ્તકામ બ્રહ્મને ઇચ્છા આરોપવી ઠીક નથી. સ્વતઃપ્રવૃત્ત નિર્નિમિત્ત લીલા માત્રજ ઇચ્છા એમ કહીએ તો સંભવે, પણ તે કરતાં, સ્વતઃપ્રવૃત્ત બ્રહ્મપ્રકૃતિના પરિણામ તથા વિવર્ત એમ આધ્યાસિક અભિન્નનિમિત્તોપાદાનરૂપે કહેવું વસ્તુગત્યા લાઘવયુક્ત છે. આમ પારમાર્થિક વિચાર કરતાં આધ્યાસિક અને અનાધ્યાસિક જીવ બ્રહ્મનું ઐક્યજ આ શ્લોકમાં કહેવું મગજમાં છે, તે તે, "તારાપણું" એમાં પણ કહીને સૂચવેલું છે. જન્મમરણ વાસ્તવિકરીતે સમજાય તો મારા જન્મ ને તારા જન્મ એ ઉભય એકજ છે, છતાં આધ્યાસિક રીતે ભિન્ન છે, તેથી ગૌણત્વ સૂચવવાનેજ 'તારાપણું' એમ કહ્યું છે. આ પ્રમાણે વિવેક ધારણ કરાવ્યા પછી શ્રીકૃષ્ણ કહે છે કે મારા એટલે પરબ્રહ્મરૂપના જન્મ કેવા પ્રકારે સંભવે છે તે જો બ્રહ્મ છે તે અજ છે, અવ્યય છે, અને ભૂતમાત્રને સત્ચિત્આનન્દ સત્તા જ્ઞાન હિતરૂપે દોરનાર—ઈશ્વર—છે, છતાં આજનોજ જન્મ, અન્યનુંજ જન્મ તેનું વ્યય—મરણ, ને પરજ્ઞાનરૂપનુંજ જીવભાવે અજ્ઞાનરૂપ. એ શું ? મૂળપ્રકૃતિના ત્રણ ગુણ સત્ત્વ રજસ્ તમસ્ કહેલા છે. રજોગુણની તીવ્રે પ્રકૃતિમાં ગતિ થવા માંડે છે. પ્રકૃતિ બ્રહ્મથી ભિન્ન નથી એટલે બ્રહ્મને અંતર્ભાવે, બ્રહ્મની પ્રેરણાથી કે તેની ઇચ્છાથી કે તેના ચલાવ્યાથી એમ નહિ, લોહચુમ્બકનીપેઠે સ્વતઃજ રજોંશથી પ્રવર્તે છે. એમ થતાં, પ્રકૃતિના બે વિભાગ થઈ જાય છે, સત્ત્વ પ્રધાના અને તમઃ પ્રધાના. સત્ત્વ પ્રધાનાના પણ ગૌણભૂત રજોંશનેલીધે બે વિભાગ થાય છે, શુદ્ધ સત્ત્વા ને અશુદ્ધ સત્ત્વા. બ્રહ્મથી પ્રકૃતિ જુદી નથી, એટલે શુદ્ધ સત્ત્વા પ્રકૃતિમાં જે બ્રહ્મનો પ્રકાશ તે ઈશ્વર, ને એ પ્રકૃતિ તે માયા. અશુદ્ધસત્ત્વામાં જે બ્રહ્મપ્રકાશ તે પ્રાજ્ઞ, એ પ્રકૃતિ તે અવિદ્યા. તમઃપ્રધાન પ્રકૃતિનો માયાત્મક ઈશ્વરથી પ્રેરણા થઈ બ્રહ્માંડ તથા પિંડના તત્ત્વ તથા પ્રાણ અને અંતઃકરણરૂપ લિંગ અને પંચીકૃત ભૂતરૂપ સ્થૂલ દેહ, હિરણ્યગર્ભ તથા વિરાટ્રૂપ ઈશ્વર સહિત, બને છે. મૂલ જે પ્રાજ્ઞ તે લિંગદેહમાં તૈજસ કહેવાય છે, ને સ્થૂલમાં વિશ્વ કહેવાય છે. પ્રાજ્ઞસહિત તથા ઈશ્વરસહિત જે અવિદ્યા અને માયા તે પિંડના અને બ્રહ્માંડના કારણ દેહ કહેવાય છે. આપ્રમાણે પ્રકૃતિના પરિ-

-શુદ્ધાબ્રસ્થિત મૂલચિત્—બ્રહ્મ—તેજ ઇશ્વર અને તેજ જીવ હવે મૂલની પ્રકૃતિ જ્યારે માયારૂપે થાય ત્યારે તેસહિત બ્રહ્મ તે ઈશ્વર કહેવાય ને તે માયા દ્વારા વ્યષ્ટ્યાદિ જીવોની સૃષ્ટિ ઇશ્વરથી વિસ્તરે. આ વાત સમજાવવાને મૂલ શ્લોકમાં કહ્યું છે કે હું અજ, અવ્યય, સર્વરૂપ, છતાં, જન્મશીલ, મરણશીલ, એક વ્યક્તિરૂપ, એના જીવ ભાવે અવતરું છું તે મારી,—એટલે મારાથી, અભિન્ન જે મૂલ પ્રકૃતિ તેમાંથી મારા અધિષ્ઠાતૃત્વનેલીધે, (મારા કર્તૃત્વ કે પ્રેરકત્વને લીધે નહિ) થયેલી, મારાથી અભિન્ન, એવી—માયા તેદ્વારા, સમજાઉં છું, થાઉં છું. આમ સંગતિ સ્પષ્ટજ છે, છતાં માયા શબ્દનો અર્થ વિશિષ્ટાદ્વૈત મતમાં જ્ઞાન એમ કર્યો છે, મારી ઇચ્છાથી વિસ્તારું છું એમ બેસાડવામાટે; અને શુદ્ધાદ્વૈતમા માયાનો અર્થ કૃપા એમ કર્યો છે, હુંજ 'જીવોને એક લીલારૂપે વિસ્તારવાનો પ્રસાદ કરૂં છું' એમ અર્થ ધરાવવામાટે. ત્યારે અવિદ્યાસંબંધે કરીને જીવત્વ ધરી હું યુગે યુગે અવતરી શકું છું, તેથી મે સૂર્યને બોધ કરેલો એ વાત સંભવિત છે. યુગે યુગે એમ બે વાર કહેવાથી એજ-તાત્પર્ય છે કે જગતને બોધ આપવાસારૂ મારો—બ્રહ્મનો—અવતાર અમુક સમયેજ થાય અમુક યુગેજ થાય એમ નથી;પણ યુગે યુગે જ્યારે જરૂર હોય ત્યારે થાય એમ તાત્પર્ય છે. અર્થાત્ કાળનોપણ નિયમ નથી તેમ દેશનો પણ નથીજ. અમુક દેશમાંજ જન્મ થાય એમપણ શામાટે હોય! શ્રીકૃષ્ણ હવણાંજ કહેશે કે ગમે તે રસ્તે ધર્મ પાળનારાપણ સર્વે મનેજ ભજે છે. ત્યારે એમ આગ્રહ કેમ કરાય કે આપણા દેશમાં રામકૃષ્ણ શંકરાદિ રૂપે જન્મ્યા તેજ અવતાર ને ઝરથોસ્ત, ક્રાઈસ્ટ, મહંમદરૂપે જન્મ્યા તે અવતાર નહિ!! જ્યાં જ્યાં જે વખતે ધર્મસ્થાપનાની જરૂર જેનાથી પૂરાઈ છે તે બધા પરમાત્માના અવતારજ છે એમ શ્રીકૃષ્ણનું કહેવાનું તાત્પર્ય છે. જ્યારે ધર્મનો લય થવા બેસે છે ત્યારે આવા કોઈ મહાપુરૂષરૂપે ભગવાન્ ધર્મસ્થાપી વ્યવસ્થા કરે છે. ધર્મ એટલે વિશ્વનિયમરૂપ અનાદિ ચક્રને અનુસરતો વેદ ઉપનિષદાદિમાં કહેલો ધર્મ, તે જ્યારે ડુબવા માંડે છે,અને અનલોજ્ વસ્તુગતિને અન્યથા સમજી દુષ્ટ પ્રવૃત્તિમાં માણસોવળે એવો ધર્મ ચાલુ થવા માડે છે, ત્યારે યથાર્થ બોધ સમજાવનાર કોઈ મહાત્મારૂપે, કોઈ સર્વંકશ 'આત્મપ્રસાદવાળા ભગવાન્‌રૂપે, હું—પરમાત્માજ—અવતરી યોગ્ય વ્યવસ્થા કરું છું. આ શ્લોકનો આવો આખા વિશ્વના અવતારોપર્યંત બંધ બેસતો પરમાર્થ તજીને સંપ્રદાયવાળા પોતપોતાના આગ્રહથી અન્યોન્યપક્ષે વિરોધ કરે છે. સાધુ, એટલે શંકરાચાર્યે ભાષ્યમાં કહ્યું છે તેમ શુદ્ધ સનાતન ધર્મ પાળનારા ગમે તે, એમ નથી લેતા, પણ શૈવ કે વૈષ્ણવ કે સ્વામિનારાયણના સાધુ એમ લે છે, ને પોતપોતાના દેવ શિવ, કૃષ્ણ, કે સહજાનંદને અવતાર ઠરાવી કેવલ નકા.

મો કલહ કરે છે. તે બધાએ ભલે અવતારું હો, ને હજુ એથી વિશેષ પણ અવતાર થયા છે ને થશે. પણ તેજ અવતાર ને બીજા નહિ એવો કલહ કરવાનો અવકાશજ શ્રીકૃષ્ણના મૂલ વચનમાંથી લેશપણ સમજાતો નથી. આ પ્રમાણે પારમાર્થિક વ્યવસ્થા સમજી શુદ્ધાધિકારીએ વળીપણ વિચારવું કે દુષ્ટોનો વિનાશ કરવા હું જન્મું છું, એમ ભગવાન્ કહે છે ત્યારે તે ક્રૂર હોવા જોઈએ એમ પણ નથી, જેમ માતા પોતાનાં બાલકને લાલન તાડન ઉભય કરવા છતાં ક્રૂર નથી તેમ. વાસ્તવિકરીતે જન્મ પણ નથી ને સાધુએ નથી ને દુષ્ટ નથી—એક અપેક્ષા માત્રથી આધ્યાત્મિક વ્યાવહારિક વ્યવસ્થા છે. આ પ્રમાણે મારો જન્મ અને તે જન્મનાં હેતુભૂત ધર્મસંસ્થાપનાદિ કર્મ એની બધું પ્રાકૃત નથી, પ્રકૃતિના ધર્મ જે વિકારાદિ તે વિકારરૂપ નથી, પણ કેવલ દિવ્ય એટલે પ્રકૃતિથી વિરુદ્ધ, અપ્રાકૃત એટલે કે તત્ત્વતઃ તો આધ્યાસિકજ, મિથ્યા, છે, જ્ઞાનમય એકરસ બ્રહ્મમાં જીવાદિ પરિચ્છેદ ઘટતોજ નથી, એમ—જન્મકર્મની વ્યવસ્થા તત્ત્વપૂર્વક સમજી શકે છે, તેને પોતાને પણ પોતાનું દેહાભિમાન છૂટી જાય છે, જીવ ભાવ ટળે છે, પરિચ્છેદનો નાશ થાય છે, બંધ કપાય છે, ને તેથી બ્રહ્મરૂપતા સમજાય કૈવલ્ય મોક્ષ મળે છે. આ સ્થલે પણ દિવ્ય શબ્દનો અર્થ અપ્રાકૃત એટલે અધ્યાસરહિત એમ કોઈ સંપ્રદાયવાળા લેતા નથી, પણ એટલોજ લે છે કે આવિર્ભાવ તિરોભાવરહિત શુદ્ધ; તથા 'મને પામે છે' એનો અર્થ પણ કૈવલ્ય સમજે છે એમ નહિ, પણ મારા દિવ્ય ધામમાં આવે છે એમ કલ્પે છે; આ ઉભય અસંગત છે, એમ આપણે જે અર્થ સંગતિએ ચાલ્યાં છીએ તે ઉપરથી સહજ સમજાશે. મોક્ષના ઘણા પ્રકાર છેઃ સારૂપ્ય, સાલોક્ય, સાન્નિધ્ય, સાર્ષ્ટિ, સાયુજ્ય, કૈવલ્ય જ્યારે બ્રહ્મ અને જીવનો વાસ્તવિક પરમ ભેદ માનીએ ત્યારે તો મનુષ્ય સાલોક્ય, સાન્નિધ્ય, સાર્ષ્ટિ, એટલાજ મોક્ષ પામી શકે; પણ જ્યારે પરમભેદ ન માનીએ પણ આવિર્ભાવ તિરોભાવાત્મકતા માની બ્રહ્મ જીવનો ભેદ અગ્નિસ્ફુલિંગવત્ ગણીએ ત્યારે સાયુજ્ય મોક્ષ સંભવે; ને છેવટ જ્યારે પરમ ભેદ ન માનતાં પણ અધ્યાસથી ભેદ માનીએ ત્યારે કૈવલ્યરૂપ પરમ મોક્ષ સંભવે. આમ વિચારતાં સહજ સ્પષ્ટ થઈ આવશે કે જે જ્ઞાનીઓ મારું, દિવ્ય એટલે અધ્યાસરહિત જે હું તેના, વાસ્તવિકરીતે ન છતાં પણ વાસ્તવિક જણાતાં, જન્મકર્મનું તત્ત્વ જાણી પોતે પોતાને સમજી શકશે, તે મારા ધામમાં આવશે એમ નહિ. પણ મનેજ પામશે, કૈવલ્ય ભોગવશે—કંઠમણિ ન્યાયથી જ્ઞાનરૂપ એકરસ પ્રેમભર સમાશે.

રહસ્યઃ—વિવસ્વાન્ એટલે સૂર્ય તેને કૃષ્ણ એટલે પરબ્રહ્મ તેણે બોધ કર્યો ને તે પરંપરાથી લોકમાં પ્રવર્ત્યો અને તેજ પાછો અર્જુનરૂપ અ-

વિકારી જીવને સમજવાનો છે. સૂર્યને પરમેશ્વર ભણાવવા ગયા નહતા, કે સૂર્યે મનુને શાસ્ત્ર ગોખાવ્યાં ન હતાં, કે અર્જુનરૂપ જીવને પણ કોઈ ગુરુના મોં સામું જોઇને બેસી રહી ભણવાનું છે એમ તાત્પર્યજ નથી. વ્યવસ્થા એવી છે કે મૂલ અનાદિ સત્ તે અવ્યાકૃત બ્રહ્મ. તેમાંથી સૃષ્ટિનો સંભવ અને પાછો તેમાંજ લય. નામરૂપે વ્યાકૃત સ્થિતિ, તે તથા નામરૂપરહિત અવ્યાકૃત સ્થિતિ તે, એક એક કલ્પ; ને બે મળીને બે કલ્પ—બ્રહ્માનાં રાત્રી દિવસ. બ્રહ્મા એટલેજ વિશ્વમાત્ર. માયાવિશિષ્ટ ચિત્ એટલે ઈશ્વર તે; કે વાયુ એટલે રજોગુણાત્મક પ્રવર્તક ધર્મ વિશિષ્ટ પ્રકૃતિયુક્ત મૂલચિત્—શબ્દબ્રહ્મ તે; બ્રહ્મા. પરમપુરુષ તે નારાયણ ને તેની નાભિમાંથી કમલ થયું તેમાંથી બ્રહ્મા થયા. વેદમાં બ્રહ્મ એટલે અનાદિ અવ્યાકૃતસત્ ને પુરુષ પણ કહે છે. તે ઉપરથી પૈરાણિકોએ પુરુષ અથવા નર એવું નામ બ્રહ્મને આપેલું છે. નરથી ઉત્પન્ન થયું તે નાર અને તેમાં રહી સૃષ્ટિ પ્રવર્તાવનાર તે નારાયણ, ત્યારે નારાયણ એટલે ચાર હાથને ચાર પગવાળો ગોલોકવાસી પુરુષોત્તમ કે વિષ્ણુ કે કૃષ્ણ નહિ, પણ મૂલ અનાદિ અવ્યાકૃત સદ્રૂપ પુરુષ—બ્રહ્મ. તેની નાભિમાંથી કમલ થયું, એટલે, જ્યારે નારાયણરૂપ હાથપગવાળો ઈશ્વર નહિ ત્યારે નાભિ ક્યાંથી ને કમળ ક્યાથી! નાભિમાંથી કમલજ કેમ થયું? થવા દઈએ નહિ ગુલાબ, કે કેમ એક સૂર્ય ફુલ કે તેમાં બ્રહ્માને બધાએ નીરાંતે બેસી તો શકે? પણ નહિ. કમલજ થયું; કેમકે પુષ્પ માત્ર સ્ત્રી તથા પુરુષ ઉભયરૂપ ભ્રાગના સંમેલનથી ઉદ્ભવે છે, પણ કમલ તે બન્નેને પોતાનામાંથીજ પેદા કરી સ્વતઃ ઉદ્ભવે છે; માટે નારાયણરૂપ જેસત્ તેમાંથી સ્વતઃજ વિશ્વોત્પત્તિ સૂચવવા નાભિમાંથી કમલજ થયું એમ કહ્યું છે. હવે સ્પષ્ટ થઇ ગયું કે સ્વયંભૂ જે નારાયણની નાભિના કમલમાં બેઠા છે તે, સદ્રૂપ બ્રહ્મના સ્વતઃ સ્ફુરણથી થયેલા વિશ્વનું રૂપકજ છે. ઉપનિષદોમાં સ્થૂલ રીતે "બહુ થવાની ઈચ્છાથી જોયું" એમ કહેલું છે તેથી પુરાણવાળાએ એમજ ઠરાવ્યું છે કે નારાયણને ઇચ્છા થઇ અને ઈચ્છાથી જગત લીલા કરી; પણ બહુ થવા માટે ઇચ્છાથી જોયું એનો અર્થ માત્ર એટલોજ છે કે સત્ સ્વતઃજ પ્રવૃત્ત થવા માંડ્યું, પણ તે કેવલ જડરૂપ નહતું, જડ ચેતનના અનન્યત્વરૂપ હતું—નહિ તો ઈચ્છા ન સંભવે. એજ અર્થ ईक्षतेर्नाशब्दं એ સૂત્રમાં કરેલો છે. लोकवत्तुलीलाकैवल्यम् એ સૂત્રથી કરી ભગવતે ઇચ્છામાત્રથી લીલારૂપ જગત્ કર્યું છે એમ સમજવાનું નથી, પણ જેમ કાંઈપણ હેતુવિના લોકમાં લીલાદિ થાય છે,તેમ સ્વતઃજ,સ્વભાવથીજ,મૂલ અવ્યાકૃતસત વ્યાકૃત થવા માંડેછે;એમ કહેવાનું છે. આમ સત્–બ્રહ્મ–પોતેજ સ્વતઃ વિવર્તરૂપે તથા પોતાનોજ એક ભાગ પ્રકૃતિ

તેના પરિણામરૂપે જગતનું અભિન્ન નિમિત્તોપાદાન થાય છે, જે વાત પણ ઉર્ણનાભિના દૃષ્ટાંતથી ઉપનિષદોમાં સ્પષ્ટ કરેલી છે. હવે જુઓ કે નારાયણાદિ કલ્પનાને વળગી આવિર્ભાવ તિરોભાવથી બ્રહ્મ જીવનો ભેદ માનવો મિથ્યા છે: કેવલ આધ્યાસિક ભેદ માની વાસ્તવિક સ્વતઃસિદ્ધ એકતાજ 'સર્વથા ઈષ્ટ છે.' પુરાણાદિને પણ ઈષ્ટ છે. આવા મૂલ સત્‌માંથી સૃષ્ટિસર્ગ થતે થતે બ્રહ્માંડનો સ્થૂલ દેહ થાય છે, તેમાં સૂર્યાદિ સંભવે છે, તે સૂર્યદ્વારાજ આ પૃથ્વી પ્રાણવતી છે, તેથી તેનો પુત્ર તે મનુ, ને તે મનુથી માણસોનો વિસ્તાર એમ કલ્પના કરેલી છે. એ સૂર્યને અધીન આ પૃથ્વીમાં મનુષ્યાદિનું થવું તે છે, ને તેથીજ આ મન્વંતરને વૈવસ્વત મન્વંતર કહે છે. જ્યારે નવો મન્વંતર થશે ત્યારે તો સ્વર્લોકાન્ત પ્રલયનેલીધે સૂર્ય પણ નાશ પામી, નવો સૂર્ય ને નવો મનુ, તથા નવી પૃથ્વી થશે. એમજ જ્યારે કલ્પાન્ત પ્રલય થાય ત્યારે સત્યલોક માત્રજ અવશેષ રહેવાના એટલે અનેક સૂર્યમંડલાદિનો પણ તેમાં નાશ થઇ જઇ કેવલ અવ્યાકૃત સત્ રહેવાનું. આવો ક્રમ ચક્રરૂપે ચાલેજ છે, તે ચક્ર તેજ અનન્ત—શેષનાગ!! માણસોનાં મરણ તરફ હવે જોઈએ. મરણ એટલે પ્રાણનું જતા રહેવું. જો પ્રાણ સૂર્યમાં જાય તો પુનરાવર્તન પામતો નથી અર્થાત્ સૂર્યમાં કે તેથી ઉપરના લોકમાં જઈ વસે છે. એટલે મન્વન્તરાન્ત સુધી તો તે મુક્તજ છે. કદાપિ સૂર્યથી પણ પાર જવાય, ને સત્યલોકસ્થ થવાય—જે થવું એ પરમ અભેદરૂપ બ્રહ્મજીવની એકતા થયાવિના બનતું નથી—તો મન્વાન્તરાન્તે પણ પુનઃ અવતરવું ન પડે, અને છેક બે કલ્પસુધી સત્યલોકસ્થ રહીકલ્પાન્તે પુનઃ ક્રમણ કરવાનું આવે ને તેપણ કોઇ સૂર્યરૂપે કે ઈશ્વરરૂપેજ. એમજ ઉત્તરોત્તર. આ પ્રમાણે બ્રહ્મ—સૂર્ય—મનુ—અને જીવ—એમના અન્યોન્ય ક્રમની અપેક્ષા ને વ્યવસ્થા છે. એમ સૃષ્ટિ નિરંતર ચાલ્યાંજ કરે છે, ને વસ્તુગતિ સમજનાર ઉત્તરોત્તર મુક્ત થાય છે. અવતારોની વ્યવસ્થા પણ આ ક્રમમાંજ ઘટાવી લેવી. જે અનાદિ યોગમાર્ગ છે તે બ્રહ્મરૂપે મેં સૂર્યને કહેલો હતો સૂર્યે મનુને ને મનુએ ઈક્ષ્વાકુદ્વારા મનુષ્યોને એવું શ્રીકૃષ્ણ કહે છે તેનું તાત્પર્ય હવે વિચારવું સરલ થશે. અને કલિયુગમાં 'બ્રહ્મ ને જીવ એક છે' એટલું બોલવામાંજ મોક્ષ માનનારા અધમ જીવનાં કુકર્મથી તે યોગ લય પામ્યો છે એ પણ જણાશે. આવી વસ્તુગતિ સમજી યોગસ્થ રહે અર્થાત્ એ વસ્તુગતિને અનુસરે તે સહજમાં મોક્ષ પામે, બીજી રીતે બોલીએ કે જે એ 'વસ્તુગતિનું સાક્ષાત્ કીટભ્રમરવત્ અપરોક્ષજ્ઞાન પામે તે મોક્ષ પામે.' યોગ અથવા ભક્તિ અને જ્ઞાન એ જુદાં સમજવાં એ ભુલ છે, વસ્તુગતિરૂપે તે ઉભય, એકજ છે ને સમજીને પાળ્યાં હોય તો જીવને મોક્ષજ મળે છે એ આ આખા

અધ્યાયનું તાત્પર્ય છે. પિણ્ડબ્રહ્માણ્ડનું ઐક્ય સમજાવી અનાદિ વસ્તુ ગતિ બતાવી છે, ને અધ્યાસ માત્રથી મુક્તથવાથી પિણ્ડબ્રહ્માણ્ડના ઐક્યરૂપ કૈવલ્ય થવાનો માર્ગ સૂચવ્યો છે. યોગનેજ આવી રીતે સમજવાનો છે માટે શ્રીકૃષ્ણ કહે છે કે એ તો ઉત્તમ રહસ્ય છે. એ રહસ્ય આપ્રમાણે વિચારી જીવ ભાવ મિથ્યા સમજી અવતાર મોક્ષાદિ ક્રમ યથાર્થ ઘટાવી જ્ઞાનકર્મ ઉભયની એકતા સાધવી*. આગમા અધ્યાયમાં આ વાત ફરી આવશે.

## સદ્વૃત્તિ.

( અનુસંધાન પાને ૭૧ થી )

સર્વથા સત્પ્રવૃત્તિમાંજ સુખ છે, પરમાર્થ બુદ્ધિનું બીજ છે, આયુષની વૃદ્ધિ છે, જીવ્યાનું સાર્થક છે. એ વાત ખરી છે કે કેવલ પ્રવૃત્તિમાંજ મંડી હદપાર કામ કરવાથી કેટલાક મરી પણ જાય છે; છતાં એમ નિશ્ચય સમજવું કે કામથી જેટલાં મરતાં હશે તે કરતાં નકામથી, આળસથી, વધારે મરે છે. વાસ્તવિકરીતે કાર્ય કરવાથી કોઇ મરતુંજ નથી, મરે છે માત્ર યોગ્ય વ્યવસ્થા ન રાખવાથી--શરીરની શક્તિ ન જાળવવાથી, સારો ખોરાક ન લીધાથી, નિયમિત ન રહ્યાથી, ઈત્યાદિથી. સપ્ર પ્રવૃત્તિમય, અને નિયમિત રીતે ચલાવેલા ઉદ્યમથી કોઇપણ દુઃખી થયું નથી, કે થનાર પણ નથી. પ્રવૃત્તિ એજ ખરા જીવિતનું ભૂષણ છે, એજ જીવવું કહેવાય, બાકીનું બધું જીવતાં છતાં પણ મરણજ છે. માણસની જીંદગી વર્ષનાં પ્રમાણથી લાંબી ટુંકી ગણાતી નથી, તેમાં જેટલું કામ થાય તેના પ્રમાણમાં ગણાય છે. આળસુ માણસો સો વર્ષ જીવે તોપણ મુએલાંજ છે, ઉદ્યોગી માણસ પચીશ ત્રીશ વર્ષ જીવે તોપણ સોવર્ષ જીવ્યા બરાબર છે. જેમ વધારે ઉપયોગી પ્રવૃત્તિ, વધારે ઉચ્ચતર વિચાર, તેમ વધારે વર્ષ જીવાયું, એમજ સિદ્ધ નિયમ છે. જે નિરુદ્યમી, નકામો, માણસ છે તે એક ઝાડનીપેઠે, કે પથ્થરનીપેઠે, જીવે છે; અમુક સ્થિતિમાં પડ્યાં પડ્યાં પણ વધવું એ તેનો સ્વભાવ છે, માટે વધે છે, બાકી વાસ્તવિકરીતે જીવતો નથી. નીતિવચનોમાં પણ કહેલું છે કે એવો માણસ તો તૃણંનલાદજાપિજીવમાનઃ‡ એક જીવવાનો સ્વભાવ છે માટે જીવે છે, વાસ્તવિક જીવતો

* આ બધી બાબતોનો સૂક્ષ્મ વિસ્તાર "સિદ્ધાન્તસાર"માં કરેલો છે માટે અત્રે સારમાત્ર એક રસ્તો બતાવવા સૂચવ્યો છે.

‡ જીવમાનઃ એ જીવ્ ધાતુનું વર્તમાન કૃદંતરૂપ નથી, પણ સ્વભાવવાચક અર્થનું બાબુજ કૃદંતરૂપ છે.

નથી. કામમાંજ મહત્તા છે, શુભ પ્રવૃત્તિવિના કોઇ મ્હોટો થયો નથી, ને મ્હેનતને ગમે તેવા મ્હોટા પુરુષોએ પણ હલકી ગણી નથી. આપણાજ શંકર, કૃષ્ણ, બુદ્ધ, એમના ઉપર વિચાર કરો; 'ઈસ્લામ ધર્મ પ્રવર્તક મહંમદ તેની તરફ, જુઓ, તે કોણ હતો ? એક વેપારી હતો.' આપણો સમર્થ કબીર એક તરફ વેદાન્તનો ઉપદેશ આપતો, ને બીજી તરફ સાળ ચલાવીને ગુજરાન કરતો. યુરોપમાં નવો ધર્મ સ્થાપનાર પ્રખ્યાત લ્યુથર ખેતી કરતો ને ઘડીયાળો પણ બનાવતો. આમ દુનીયાંના ઉપર પોતાનાં નામની છાપ મારી ગયેલા પ્રખ્યાત મહાત્માઓએ પ્રવૃત્તિમય જીવિત ગાળી, પ્રવૃત્તિ એજ પુરુષાર્થ છે, એમાંજ ખરી મહત્તા છે, એમ સિદ્ધ કરી આપ્યું છે. નિરંતર, નિત્ય, સત્પ્રવૃત્તિપરાયણ થવું એ પુરુષોને તેમ સ્ત્રીઓને પણ બહુ આવશ્યક છે. સ્ત્રીઓ પ્રવૃત્તિમાં ન રહવાથી હજારો કુછંદને વશ થઈ જાય છે. પ્રથમ તો એજ મહા દુર્વ્યસન શીખે છે કે નિંદા, કુથલી, ને નકામા કજીઆ, કર્યા કરવાં. પ્રવૃત્તિવિનાના જે પુરુષો હોય છે તે પણ આ બાબતમાં સ્ત્રીરૂપજ છે. આનું કારણ એટલુંજ કે પ્રવૃત્તિપરાયણ ન રહેવાથી તેમનાં મન સાંકડાં થઈ જાય છે, ને તેઓ પોતાના સાંકડા મનદ્વારા બધું જુવે છે; એમ થવાથી કોઇ વાત તેમને રુચતી નથી, ને જેમાં તેમાં હું ને મારું એજ મોખરે આવી તેમને નિરંતર કજીઆ ને કંકાસમાં ઘેરી લે છે. પ્રવૃત્તિવિના એક તરફથી આવું પરિણામ આવે છે તેમ બીજી તરફથી એથી પણ ખરાબ પરિણામ આવી શકે છે. સાંકડા મનને લીધે અભિમાન વધે છે, ને તેમ થવાથી આત્મશ્લાઘા ખુશામત એ બધાં બહુ પસંદ પડે છે, એટલે કે સાધ્વી વૃત્તિવાળી છતાં પણ પ્રવૃત્તિના અભાવેકરી અભિમાની બનેલી સ્ત્રીઓ અનાચારનો ભોગ થઇ પડે છે, ને કુટુંબ ક્લેશ તથા સંકર પ્રજાનું મહાનિદાન નીવડે છે. એક ત્રીજી હાનિ પણ પ્રસિદ્ધજ છે. પ્રવૃત્તિવિના બેસી રહેવું, અર્થાત્ સત્પ્રવૃત્તિમાં રોકાયલાં ન રહેવું, તેથી મનનો બીગાડ થવા ઉપરાંત તનનો પણ બીગાડ થાય છે. ગામડામાં પાણી વહીલાવવાનો, દળવાનો, ખાંડવાનો, વાસણ અજવાળવાનો, ઘરમાં દાણા દુણી સંભાળવાનો, ઇત્યાદિ વ્યવહાર સ્ત્રીઓને—પૈસાદાર કે ગરીબ સર્વે—ને માથે પડેલો હોય છે, એટલે સહજમાં તેમને માથે સખ્ત પ્રવૃત્તિ આવી પડેલી રહે છે, તેથી જેમ તેમનાં મન ઝાઝાં બગડી શકતાં નથી, તેમ શરીર પણ બહુ આરોગ્ય રહે છે. પણ શેહેરોમાં એ બધાં કામ ગરીબ માણસે પણ ચાકરો પાસે કરાવે છે, છેક છોકરાં ધવરાવવા જેવું પુનિત્ર કામ પણ ચાકરોદ્વારા કરાવી એક રીતે બાલકોનાં તન મન અને આત્માની હત્યા કરે છે, સાં

સ્ત્રીઓ સાંકડા મનની હોવા ઉપરાંત, ક્ષયરોગી, ફેફરાના રોગથી પીડાતી, પ્રદરથી ગળી જતી, ફીકી, નબળી, ને નિર્માલ્ય માલુમ પડે છે. માટે તનમન ઉભયની આરોગ્યતાસારૂં પુરુષોને તેમ સ્ત્રીઓને સર્વેને રાતદિવસ શુભ પ્રવૃત્તિ રાખવી એજ પરમ આનંદનું પરમ કારણ સમજી લેવાનું છે.

શરીર અને મન બન્નેની સુખકારીસારૂં પ્રવૃત્તિની જરૂર છે. આપણા પ્રખ્યાત પ્રધાનવર ગ્લેડસ્ટન સાહેબ પાર્લામેંટમાં ભાષણ આપી, આખા દેશના નસીબ ઉપર પોતાના વિચાર ચલાવી, કલમના એક મરોડમાં કરોડોનાં નસીબ ઊંધાં કે ચતાં કરી, ઘેર જઈ શું કરે છે? પોતાના બાગમાં જઇ કુહાડો લઇને લાકડાં ચીરે છે!! મનની પ્રવૃત્તિસાથેજ તનને પણ કસે છે. તનમન ઉભય જો યથાર્થરીતે પ્રવૃત્તિમાન્ ન હોય તો સડી જાય છે. પણ હવે એ ત્રણમાં આત્માને પણ ઉમેરો. તનમન અને આત્મા એ ત્રણે પ્રવૃત્તિમાન્ જોઇએ. તનની પ્રવૃત્તિ અંગકસરતમાં રહેલી છે, મનની પ્રવૃત્તિ વિચાર શક્તિમાં રહેલી છે, આત્માની પ્રવૃત્તિ જ્ઞાનમાં રહેલી છે. જેનો આત્મા કેવલ હું અને મારૂં જોઇનેજ પ્રસન્ન રહે છે, તે આત્મઘાતી છે. જ્ઞાન એનું નામ કે જેમ પોતાનાં સુખ દુઃખાદિથી પોતાને થાય છે, તેમજ સુખ દુઃખાદિથી બીજાને પણ થશેજ, એમ સમજી પોતા જેવાંજ સર્વેને માનવાં--પરમ પ્રેમભાવ પામવો. એવા પ્રેમરૂપ પ્રભુમાં આત્માની એકતા કરવી એજ આત્માની પ્રવૃત્તિ છે. તનમન અને આત્મા એ ત્રણેને પ્રવૃત્તિમાં રાખ્યાથી આરોગ્ય, શાન્તિ, અને મોક્ષ પમાય છે. પણ તે બધાં પ્રવૃત્તિવિના મળતાં નથી, તે પોતે પણ પ્રવૃત્તિરૂપજ છે. અપ્રવૃત્તિરૂપ આલસ્ય તે સંન્યાસ, કે મોક્ષ, કે પરમ જ્ઞાન, નથી. નહિકશ્ચિત્ ક્ષણમપિ જાતુતિષ્ઠત્યકર્મકૃત્ ક્ષણ પણ કર્મ કર્યાવિના, પ્રવૃત્તિવિના, કોઇ રહી શકતું નથી, તો જે તેમ રહેવાં ધારે છે તે મિથ્યાચારી છે, ઢોંગી છે, આળસુ છે. સ્વાર્થી છે, ખરાં અજ્ઞાની છે, શઠ છે. સુખમાત્રનું નિદાન, રહસ્ય, પ્રવૃત્તિજ છે. સંસારમાં, સંન્યાસમાં, મોક્ષમાં, બધામાં પ્રવૃત્તિ એજ રહસ્ય છે એમ વિશ્વક્રમનોજ નિયમ છે. જ્ઞાન પણ પ્રવૃત્તિવિના પ્રાપ્ત થતું નથી. જો કોઇ એકદમ અકસ્માત્જ દાણા ઉગાડી દેવાય, તો અકસ્માત્જ, અપ્રવૃત્તિથીજ, કેવલ આલસ્યરૂપ સંન્યાસથીજ, જ્ઞાન પણ પેદા કરી દેવાય. ઘણાક, પરમજ્ઞાન જે મોક્ષ તે પરત્વે આવી ભુલ કરે છે, ને ઘણા માણસો સામાન્ય જ્ઞાનસંબંધે! પણ એવીજ ભુલમાં પડે છે. કેમ કરીને જ્ઞાનવાન્ થઇએ, કીર્તિ મેળવીએ, એવી લાલસા સર્વ કોઇને થઈ આવે છે. જો કે કીર્તિ મેળવવા જ્ઞાન પામવુંએ લાલસા ઘણી અધમ છે, તે તેવી લાલસાવાળાને ખરૂં જ્ઞાન કદાપિ પ્રાપ્ત થતું નથી;

સરસ્વતી કોઈ દિવસ કાકમાકને વરતી નથી, છતાં તે એવી પવિત્ર છે કે કેવલ કોઈની ઈચ્છાથી પણ જે તેનું નામધોરણ કરે છે તેને પણ થોડો ઘણો લાભ અપ્યાવિના રહેતી નથી. પણ એ સરસ્વતીપ્રસાદરૂપ જ્ઞાન એકદમ આવી જવાનું નથી, જોવાથી, વાંચવાથી, વિચારવાથી, સખ્ત મુહેનત કરવાથી આવી શકે તેમ છે. એનું રહસ્ય પણ પ્રવૃત્તિજ છે. એકાદ બે ચોપડીઓ ઉપર ઉપરથી જોઈ લઈએ ને જ્ઞાની બની જઈએ એમ આળસ માત્રથીજ ફલની આશા રાખનારા ઠગાય છે, ને ખરા અજ્ઞાની નીવડે છે.

પ્રવૃત્તિમાં પડવાથી માણુસને નિયમિત થતાં આવડે છે એ આપણે કહી ગયા છીએ. "પ્રવૃત્તિથી સામાન્યતઃ સુખી થવાય છે, ને પ્રવૃત્તિ એજ આપણો સ્વભાવ હોવાથી તેમાંથી છૂટવું અશક્ય છે. એ પ્રવૃત્તિથીજ આપણા જીવિતમાં અવાંતર લાભો પણ ઘણા થાય છે." નિયમિતપણું આવે છે, વખત કેમ વાપરવો, કામ કેમ પાર ઉતારવું, એ આવડે છે. આટલુંજ આવડે છે એમ નથી, પણ સ્વાર્થરૂપ સાંકડાપણું ટળી આપણો સ્વભાવ ઉદારતા પામે છે ને આપણી સદ્વૃત્તિ એમ બંધાય છે. પ્રવૃત્તિથીજ માણુસ માણુસપણું સાચવી શકે છે, તે સાચવ્યા પછી તેને વૃદ્ધિ પમાડી ઈશ્વરત્વને પામે છે. સદ્વૃત્તિનું નિદાન પ્રવૃત્તિ છે.

પ્રવૃત્તિ એજ માણસને સર્વપ્રકારના વ્યવહારમાટે યોગ્ય કરે છે. સમયને કેમ વાપરવો, કાર્યની કેમ વ્યવસ્થા કરવી, કેમ સાવધાનતા રાખવી, ઈત્યાદિ ગુણો સહજરીતે પ્રવૃત્તિમાન્ માણુસનામાં સ્ફુરી આવે છે. એજ એજ ગુણથી વેપાર ચાલે છે, સંસાર ચાલે છે, રાજ્ય ચાલે છે. વેપારી, ઘરબારી, કે રાજકીય પુરુષ, એ ત્રણેનાં કામ જુદાં જુદાં જણાય છે, પણ તેમના પોતપોતાના કામમાં તે સર્વેને સામાન્યરીતે આવશ્યક એવા ગુણો તો એકજ જાતના છે. રોટલા ઘડી, છોકરાં છૈયાં સંભાળી, સગાં સવાદ ચખિતી, ગૃહિણી; અને ઉત્પાદવ્યયનો નિયમ બાંધી, પ્રજા રક્ષણ યોજી, પ્રીત પામતો રાજા. ઉભય એકજ છે. એવો આજકાલ વહેમ છે કે ભણેલા લોક વ્યવહારમાં કુશલ ન હોય; વ્યવહારવાળા ભણેલાના જેવી અક્કલવાળા ન હોય; ભણેલા રાજકાજમાં જોએ નહિં; રાજકાજમાં નભનારાને ભણવાની જરૂર નથી. વેપારીઓ એમ સમજે છે કે જેઓ ભણેલા છે તેમને તો વેપાર કરતાંજ ન આવડે, ભણેલા એમ સમજે છે કે વેપારીઓને તેમના જેવા વાતો કરતાંજ ન આવડે. કોઈ માણુસ નીશાળમાં માસ્તર હોય, કે કોઈ બે ચાર ગ્રંથનો રચનાર હોય, તો તે બન્ને એક વેપારી અથવા રાજકીય નોકરી કરનારની નજરમાં નકામા માણસજ જણાય છે! તેને એમજ લાગી આવે છે

ટકાવે છે, એટલે ખરેખરી ઉપયોગીજ છે. પ્રવૃત્તિ, પછી તે સારી પ્રથમ વર્ગની જ્ઞાનમય હો, કે છેલ્લા વર્ગની શરીરની મજુરીરૂપ હો, પણ તેજ બધી વાતનું નિદાન છે. પ્રવૃત્તિપરાયણ માણસોજ સુખી છે, ખરા સામર્થ્યવાળા છે. જે નબળા, શક્તિહીન, અધમ લોક છે તે આળસના ભક્તોમાંનાજ હોય છે. જેઓ ખરા પ્રવૃત્તિમાન છે તેમને પોતાના બલ ઉપર વિશ્વાસ હોય છે, ને તેથી તેઓ પરાક્રમી ઉઠે છે; જે આળસુ છે તે પારકાઉપર આધાર રાખે છે, ને નિસ્તેજબાપલી જીંદગી ગાળી પતંગવત્ કહીં ના કહીં કોઇના જાણ્યામાં આવ્યાવિના આટો વીટી થઇ જાય છે. आलस्यंहि मनुष्याणां शरीरस्थो महान् रिपुः । नास्त्युद्यमसमो बंधुः कृत्वायं नावसीदति.

ઉદ્યમ કે પ્રવૃત્તિની આવશ્યકતા અને કર્ત્તવ્યતા કહી ત્યારે પુરુષ પોતે ઉદ્યમ કરીને સુખ પામી શકે એમ સિદ્ધ જણાયું. ઘણાએક એવી તકરાર લાવશે કે જ્યારે ઉદ્યમથીજ બધું બને છે ત્યારે ઉદ્યમ કર્યાછતાં સુખ દુઃખ કેમ ધારવા મુજબ મળતાં નથી? પ્રારબ્ધને આધીન બધી વ્યવસ્થા છે તેમાં પુરુષાર્થ કરવાની વાતજ ક્યાં સમાય છે? આ પણ આળસુ માણસોનીજ તકરાર છે, છતાં તેનું ઉત્તર આપ્યાવિના જવા દેવા જેવી નથી. પ્રારબ્ધ છે તે જગતના મહાકાર્યકારણરૂપ નિયમનો વિભાગ છે, ને તેનાથી કોઇ છૂટી શકે એમ નથીજ નથી. પણ માણસોએ સમજવું જોઈએ કે પ્રવૃત્તિ એજ તેમનું પ્રારબ્ધ છે, પ્રવૃત્તિથી છૂટી જવું એવું છેજ ક્યાં? છૂટી ગયો છું માનનાર પણ ક્યાં છૂટો છે? શું તેનું લોહી ફરતું નથી, તેની આંખ જોતી નથી, તેનો શ્વાસ ચાલતો નથી, તેને ભુખ લાગતી નથી, કે તેનું મન ભમતું નથી? અરે 'કદાપિ એ બધું ન હોય તે એ મરીજ ગયો હોયતોપણ શું સુવેલું શરીર એમનું એમ રહે છે, સડતું નથી, ટુકડા પડી ખદબદતું નથી? ત્યારે બતાવો કે પ્રવૃત્તિવિનાનું સ્થાનજ ક્યાં છે? પ્રવૃત્તિ એજ પ્રારબ્ધ છે. પ્રવૃત્તિ છૂટવા જવું એતો પોતે પોતાને ખભેલે બેસવા જવા બરાબર છે. આપણે ક્યાં એમ કહીએ છીએ કે સુખજ મેળવો, કે દુઃખજ મેળવો, આપણે તો એટલું કહીએ છીએ કે પ્રવૃત્તિમાંજ રહો, પછી, જે થનાર હશે તે થશે. થનાર હશે તે થશે માટે પ્રવૃત્તિજ ન કરવી એવી ભૂલમાં ન પડો, કેમકે પ્રવૃત્તિથી છૂટાતું છેજ નહિ એટલે એવી ભુલમાં પડશો તો નવરા બેઠાં નખોદ વળી જશે. પ્રવૃત્તિનો સુખદુઃખસાથે સંબંધ ગમે તેવો હો, પણ પ્રવૃત્તિ પોતેજ સુખરૂપ છે, પ્રવૃત્તિ એજ આનંદ છે, એનો પરિણામ ગમે તેમ આવો!! પ્રારબ્ધ છે તે પુરુષાર્થરૂપજ છે. થનારું થશે માટે લાવો પડ્યા રહીએ એવી, વસ્તુમતિને ન સમજવાની ભુલરૂપ કોરમન નથી, કે પરમેશ્વર કે ગુરુની કૃપા હશે તો બધુ

એનીમેળે થઈ જરો એવા આંધળા પ્રસાદરૂપ ભક્તિ પણ નથી.' પ્રવૃત્તિ પુરુષાર્થ. એજ વસ્તુમાત્રનો સ્વભાવ છે, પ્રારબ્ધ છે, તેમાં સર્વદા મંડ્યા રહેવું ને તે મંડવામાંજ સુખ સમજવું. ફલ મળે કે ન મળે પણ, પ્રવૃત્તિપરાયણ રહેવું એજ સુખરૂપ છે उद्योगिनं पुरुषसिंह मुपैतीलक्ष्मीः दैवं हिदैवं मितिकापुरुषोवदंति दैवं निहत्य कुरु पौरुषमात्म शक्त्या यत्नेकृतेयदि नसिध्यतिकोऽत्रदोषः ॥

## ગ્રંથાવલોકન.

વીર ધીરની વારતા*:—આ વાર્તાનું પુસ્તક કોઈ રીતે અલૌકિક કવિત્વનું પ્રતિપાદક નથી, કે તેનું વિવેચન આવશ્યક હોય; પણ તે પુસ્તક બીજી રીતે બહુ અગત્યનું જાણી તેના ઉપર અમે બે બોલ બોલવા જરૂરના ધારીએ છીએ. એ પુસ્તકનો રચનાર ટ્રેનિંગકોલેજમાં ભણેલો મેહેતાજી છે; પુસ્તકની વાત રાજકીય છે, એ બે બાબતો ઉપર પ્રથમ વિચાર કરી પછી તે પુસ્તકના કાવ્યત્વ ઉપર વિચાર કરીશું. આજકાલ ટ્રેનિંગકોલેજમાં જે કેળવણી મળે છે તે આથી શું ફલ થઈ શકે છે તેના નમુના તો આપણી નજરે ગણ્યા ગાંઠયા પાંચ સાતેક છે જેનું નામ તો અમને યાદ નથી પણ પુનર્લગ્ન સંબંધી ગ્રંથ બનાવનાર કોઈ દ્વારકાજીવન નામે મેહેતાજી જે હાલ ઋષિરાજ નામે ત્યાગી છે, તેનો ગ્રંથ ઉત્તમ નમુનો છે; તેમ રા. ગણપત રામજારામનાં ગ્રંથો પણ ઠીક ઠીક સારા છે; આ રા દેવ શંકરનો ગ્રંથ પણ એ બન્નેના ભેગો ગણવા જેવો નથી તેમ નથી. પણ એ બધાએ ગ્રંથો, હિંદુસ્તાનનો હંટરકૃત નાનો ઇતિહાસ, તથા પ્રાર્થના સમાજના ધોરણનો સુધારો, એટલા વિચારની પાર જઈ શકતાજ નથી; એ તેમના બનાવનારની કેળવણીનું ફળ છે એવી કેળવણી પામેલાઓનો અમે લેશ પણ અનાદર કરતા નથી. ઉલટા તેમના આવા પણ પ્રયાસથી બહુ પ્રસન્ન છીએ; છતાં એટલું જણાવવાનેજ આ વાત સ્પષ્ટ કરી છે, કે આપણા દેશમાં કેળવણીના આપનારા તો આ કહ્યાં તે મેહેતાજીજ છે ત્યારે આપણી દેશી કેળવણી ક્યાંથી ઉત્તમોત્તમ પંક્તિએ પહોચે ? ને આપણો લેખક વર્ગ પણ ક્યાંથી ગુણગ્રાહકો મેળવી ઉત્તેજિત થાય ? અર્થાત્ અમે એટલુંજ સૂચવવા માગીએ છીએ કે એ ટ્રેનિંગકાલેજોની કેળવણીમાંજ સમૂલ ફેરફાર કરવાની

* રચનાર રા૰ દેવ શંકર ઉદયરામ મેહેતાજી. સારસા. મૂલ્ય. રૂ ૧-૦-૦

આવશ્યકતા છે, અને ખરી વિસ્તારવાળી સજીવ કેળવણી હાલની સાકડી અને એક તરફી કેળવણીને બદલે આપવાની જરૂર છે. એનીજ સાથે યુનિવર્સિટીએ પણ એ કેળવણી જોડે પોતાનો સબંધ સ્થાપી તેનો પ્રવાહ ઠેઠ સુધી ઉછળતો રાખી વધારવાની જરૂર છે એમ થશે ત્યારે વીરા ધીરાની વાતોને બદલે અરુનોદય, કરણઘેલો, સરસ્વતીચંદ્ર, સંન્યાસી,કુસુમમાળા, કે કાન્તા તમે જોઇ શકશો, કાદમ્બરી, ઉત્તરરામ, કે શકુન્તલાને અનુભવી શકશો, બાકી તો વનરાજ ચાવડો, ને વીરા ધીરાનીવાત, કે પ્રતાપટેકનાટક ને છેવટ કાંઇ નહિ તો દીવપસદ ગાયન વાચીનેજ દિવસ ગાળવાના રહેશે

આ એક રૂપે વીરા ધીરાને આપણે જોયા એ વીરા ધીરા પણ છે ત્રણ અવતારી એટલે હવે બીજો અવતાર જોઇએ. એ વાત રાજકીય રૂપક જેવી છે. જે પડદાથી વસ્તુ સ્થિતિને ઢાકી રૂપાંતરે બતાવવાનો પ્રયાસ કર્યો છે તે પડદો બહુજ પાતળો છે, એટલે સમજ પડતી મુશ્કેલ નથી લખનારે હિંદુઓની મૂલસ્થિતિ વર્ણવી છે, મુસલમાનોનો સમય અકબરની ઉદારતા તથા શિવાજીની કીર્તિ સહિત બતાવ્યો છે, ને ઈંગ્લિશ રાજ્યનો સમય લાવી—પછી રુશિયનો સાથે લડાઈ કરાવી, ફતેહમદી જણાવી, રાણીના પાટવી કુમાર અને કોઇ દેશી રાજાની દીકરીના લગ્નમાથી થયેલા પુત્રને હિંદુસ્તાનનુ રાજ્ય સ્વતંત્રપણે સોપ્યુ છે ભૂતકાળનુ વર્ણન બહુજ ખામી ભરેલું છે, ને પ્રાચીન હિંદુસ્તાનની લખનારને ઝાઝી માહીતી ન હોય એમ સ્પષ્ટ જણાય છે, પણ તેમા તે પોતે જવાબદાર નથી, તેની કેળવણી —રા મહીપતરામનો ભરત ખંડનો ઇતિહાસ—જવાબદાર છે. ભવિષ્યકાળનો તેણે જે વરતારો બેસાડ્યો છે તેમા તેણે આપણી ચાલુ રાજકીય હિલચાલો નો સારો સમાવેશ કર્યો છે મતમતાન્તર ભેદ થવા જેવો એ વિષય છે, પણ આ દેશમા અગ્રેજી સત્તાને અધીન, પણ અર્ધનોજ વતની, કોઈ દેશી રાજા મુખ્ય થાય ને તેને દેશી સમાજ—કોન્ગ્રેસ—રાજકાજમા મદદ કરે, એ વિચાર અમે ધારીએ છીએ કે આપણા રાજકીય ઍગ્રેસરોને રુચતો નહિ આવે એમ નથી; ને તેથી ગ્રથકારે ઠીક બુદ્ધિ ચલાવી છે,એમ કહેવામા બાધ પડે નથી. એટલુ તો નક્કીજ છે કે આ લખનારે પોતાને જે જ્ઞાન છે તેટલાનો બૂરો તેટલો સારામા સારો ઉપયોગ કરી સારો ગ્રથ ઉપજાવ્યો છે, ને વિચારપણ ઠીક ચલાવ્યા છે :

હવે વીરા ધીરાનો ત્રીજો અવતાર તપાસીએ, એ ગ્રથનું કાવ્યત્વ કેટલું છે તેનો હીસાબ જોઇએ. એક કાવ્ય ગ્રથ તરીકે એ પ્રયત્ન તદન નિષ્ફલ છે રાજકીય વિલાપને અવતણી જે વસ્તુકલ્પના કરી છે તે અરસિક,

લાંબાં અને અપ્રાસંગિક વર્ણનોથી કરી કંટાળો ભરેલી, તથા અસંગત છે. વીરા ધીરા એ બે એક ભાવસારના છોકરા અવતરેલા પુત્ર છે; તેઓ પૂર્વે બ્રહ્મ રાક્ષસ હતા ને માણસ થયા છે, તે દેવ થવાના છે. બન્ને અને દૈવેનાં એ બે રૂપક છે; પણ તે ભાવસારને ઘેર શા માટે અવતર્યા ને બ્રાહ્મણને ઘેર નહિ. તથા તે બ્રહ્મરાક્ષસ હતાં એમ શામાટે, એ બધું તો ગ્રંથકાર પોતે જાણે! ચંદ્રસેનનું પુષ્કરાવર્તનું રાજ્ય તે પ્રાચીન હિંદુસ્તાન છે. તેના ઉપર, વીરાધી-રાના જવાથી આફતો આવી પરિવર્તન થઈ જાય છે, ને વીરા ધીરા પાછા આવતાં તે દેખી સન્યાસીના મંડલમાં મળે છે. તે મંડલ ને સ્વર્ગની વ્ય-વસ્થાની ખબર પડે છે, ને સ્વર્ગમાંથી દેવ—અંગરેજો—અવતરી આ દેશને તારે છે, તથા વીરાધીરા સહિત સન્યાસી મંડલને સ્વર્ગે લઈ જાય છે. આ વસ્તુ સંકલના છે. પણ તેને અમે અત્રે આપી તેટલી સંગતિથી પણ ગ્રંથકારે ગોઠવી નથી; તેથી અસ્તવ્યસ્ત અને અસંગત જેવી જણાય છે. વીરાધીરાની કલ્પના ગ્રંથના ગૌરવમાં પ્રધાન છે, છતાં છેક ગૌણ જેવી તથા જાણે વિનાકારણજ ઉભી કરી હોય એવી, કર્તાની ગરબડને લીધે થઇ ગઈ છે. લાંબાં લાંબાં અસંબદ્ધ વર્ણન, અપ્રાસંગિક કથાને ભારણે, તેથી કરી આવો વિક્ષેપ થયો છે. વળી ધીરાનું કાંઈજ ઝાઝું પરાક્રમ દર્શાવ્યું નથી, કેવલ વીરાનું પરાક્રમ પુરાણનાં ગપ્પાંની પેઠે વર્ણવ્યું છે. જે પડ-દાથી મૂલ વસ્તુને ઢાંકી છે તે છેકજ ઝીણો એટલે નહિ જેવો છે, તેમ તે વસ્તુને જે રૂપે બતાવવા પ્રયત્ન કર્યો છે તેમાં પણ ચિત્ર યથાર્થ જામ્યું નથી, એ બધી ખામીઓથી ગ્રંથમાં કાવ્યત્વ આવી શકતું નથી, પણ અહીંઆંએ ગ્રંથકારે પોતાની સામગ્રિનો પોતાથી બને તેટલો સારામાં સારો ઉપયોગ કર્યો છે એમાં શક નથી.

આ પ્રમાણે સર્વે રીતે તપાસતાં એ ગ્રંથ અમને બહુ આશાજનક, તથા લખનારની શક્તિમાં સારા બીજ છે જે કેળવવાથી વધારે શુભ પરિણામ આપે, એમ સૂચવનારો લાગે છે; અને હિંદ અને બ્રિટનીઆ જેવા પ્રકારનો છે તેથી સર્વેને તે વાચવા તથા મનન કરવાની ભલામણ કરીએ છીએ.

રાજસિંહને વિમળ દેવી*:—નાટકો, બનેલા કે કલ્પિત બનાવને, લોકોની નજર આગળી થતા બનાવી, ભૂતકાળને વર્તમાનમાં લાવી, સદાચાર, અને સુખ, મહત્તા, ઇત્યાદિ શુભ સંતતિ, એ ઉભયનો કારણ કાર્યરૂપ સંબંધ બતાવી, સન્માર્ગે પ્રેરવાનાં સાધન છે. દૃશ્યકાવ્ય છે. આ નાટ-કનો નાયક પ્રતાપી ઉદેપુરના પ્રતાપ વંશનો રાણો રાજસિંહ છે તે ખરો વીર છે, અને ક્ષત્રિયરત્ન છે. તથા પ્રતિનાયક ઔરંગઝેબ છે

* રચનાર રા. વાઘજી આશારામ ઓઝા, મોરબી. કીમત ૨ રૂ—૦—૮.

# વિજ્ઞાપના.

લખાણ—આ પત્રને માટે સર્વેએ છુટથી કરવું—એવી અમારી અસલથીજ પ્રાર્થના છે; પણ તે દરેક પણ માસની તા૦ ૧૦ મી પહેલાં આવશે તોજ તે પછીના માસમા દાખલ થઇ શકશે. લખાણ તથા પત્ર, ચોપાનિયાં વગેરે સંબંધી વ્યવહાર પ્રિયંવદાના તંત્રી-નડિયાદ, એ સરનામે રાખવો. પત્રના લવાજમ તથા વ્યવસ્થા બાબત અમને લખવું. "મળેલું" એમ લખ્યાવિનાનાઃ જેટલા વિષયો આ પત્રમાં આવ્યા છે કે આવે છે તેનો કોપીરાઇટ તંત્રીનો છે. માટે તે છાપવા છપાવવાનો કોઇને હક નથી.

---

લવાજમ પોસ્ટની ટીકીટોથી વાળવામાં આવે તો તે ટીકીટો માત્ર ॥ આનાવાળીજ હોવી જોઈએ. દર રૂપીએ એક ટીકીટ વટાવની, પણ વાળવા ચુકવું નહિ. વળી પહોંચ મંગાવનારે ॥ આનો વધારે વાળવો.

---

જાહેરખબરો—બાર એક વખતનો:—આખા પાનાના રૂ ૩). ॥ પાનાના રૂ ૨). ।। પાનું અથવા બે ઇંચ જગાનો રૂ ૧) દરેક લીટીનાં રૂ ૦)। લાંબી મુદતમાટે ઓછા ભાવ ઠરાવવામાં આવશે. ૨૦ મી પહેલાં જે જાહેરખબરે નહિ મળે તે તે પછીના માસમાં જગાં હશે તોજ આવી શકશે—નહિ તો ને પછીનામા આવશે.

મુંબઈ—પુસ્તક પ્રસારક મંડળી<br>મુમ્બાદેવી ગોકળ વાડી. } રામદાસ કાશીદાસ મોદી.<br>વ્યવસ્થાપક

—ધર્મ-અર્થ-કામ ને મોક્ષ એ ચારે પ્રસંગોપાત્ત જેમાં ચર્ચાય છે એવું—

પુસ્તક ૪ ૫ અંક ૫

માર્ચ સન ૧૮૮૯.

# પ્રિયંવદા.

# PRIYAMVADA.

*A Social and literary Monthly Magazine*

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥ भ. गी. ४. ३८ ॥

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।

आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ भ. गी. ६. ५ ॥

અર્થ—આ જગતમાં જ્ઞાન (પરમજ્ઞાન) સમાન પવિત્ર બીજું કાંઈ નથી (તે પ્રાપ્ત કરવામાં) આત્માવડે આત્માને તારવો, પણ આત્માનો નાશ ન કરવો, કારણ કે આત્મા એજ આત્માનો બંધુ છે ને રિપુ પણ છે (અર્થાત્ પોતે પોતાનો મેળે સન્માર્ગ ન લે, તો આત્મા આત્માનો રિપુ થયો, ને લે, તો બંધુ થયો.)

અનુક્રમણિકા.



તંત્રી—પ્રોફેસર મણિલાલ નભુભાઈ દ્વિવેદી, નડિયાદ.

વ્યવસ્થાપક—પુસ્તક પ્રસારક મંડળી—મુંબઈ.

મુંબઈ;

સુબોધપ્રકાશ પ્રેસ.

## શ્રીમદ્ભગવદ્ગીતા.

( અનુસંધાનપાને ૭૦ થી. )

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥
ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥
काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥
चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥
न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥ १४ ॥
एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥
किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥

અક્ષરાર્થ:—(૧૦) રાગ ભય અને ક્રોધથી મુક્ત થયેલા, મન્મય, અને મારો આશ્રય કરી રહેલા, બહુ, જ્ઞાનતપથી પૂત થઇને મદ્ભાવને પામ્યા છે. (૧૧) જે મને જેમ પ્રપન્ન થાયછે, તેમ તેને હું ભજુંછું; હે પાર્થ! મનુષ્યો સર્વથા મારા વર્ત્મનેજ અનુવર્તે છે (૧૨) કર્મની સિદ્ધિ ઇચ્છનાર દેવતાદિને યજે છે, આ માનુષ લોકમાં, કેમકે, કર્મ સિદ્ધિ ક્ષિપ્ર થાય છે (૧૩) ચાતુર્વર્ણ્ય મેં સર્જ્યું છે, ગુણકર્મના વિભાગવડે કરીને; તેનો કર્તા તથા અકર્તા મને અવ્યયને જાણ. (૧૪) મને કર્મ લેપતાં નથી, મને કર્મફલની સ્પૃહા નથી; એમ જે મને સમજે છે તે, કર્મથી, બંધાતો નથી. (૧૫) એમ જાણીને પૂર્વના મુમુક્ષુઓએ કર્મ કરેલાં છે; માટે તું પણ કર્મજ કર, પૂર્વનાએ, પૂર્વતરના (પ્રમાણે) કરેલું છે. (૧૬) કર્મ શું? અને અકર્મ શું? એમાં કવિઓ પણ મોહ પામી ગયાછે, તેથી તને કર્મ (તથા અકર્મ) સમજાવું છું, જે સમજીને અશુભથી મુક્ત થઇશ.

વિવેચન:—માગં દિવ્ય જન્મકર્માદિ સમજનાર મદ્રૂપ થાયછે, કેનસ મમજી, મુક્તિ પામેછે એમ કહ્યું તેજ વધારે સ્પષ્ટ કરવા મોક્ષ વ્યવ-

સૃષ્ટિનો અનાદિ ક્રમ રહેછે. જે, રાગ ભય ક્રોધ ઇત્યાદિથી મુક્ત છે; અર્થાત્ લોક વિત્ત અને પુત્ર એ ત્રણ એષણા તે રાગ, ભોગમાત્રમાં બધાઇ રહી તે જતા રહેશે તો શું થશે એવી દીનતા રાખવી તે ભય, અને વિષયમાત્રનો ઉચ્છેદ કરાવનાર વિરાગરૂપ જ્ઞાનમાર્ગ તે કેમ સારો હોય એવી મતિ તે દ્વેષ. એ ત્રણેથી જે જૂદા થઈ ગયાછે; ને સાધન સંપન્ન હોઇ, તત્ અને ત્વમ્ પદાર્થનો શ્રવણ, મનન, નિદિધ્યાસનથી અપરોક્ષ ઐકભાવ સમજી મન્મય, એટલે મારામય, હુંજ, થયેલા છે; તથા મારામય થવાથી પ્રારબ્ધ માત્રનો ભોગથી ક્ષયકરતા, કેવલ મારાજ આશ્રયમાં વર્તેછે, પોતાપણું–અહંતા–તજી સર્વમાં આત્મભાવ સમજી કેવલરૂપ છે; તે આવા જ્ઞાનરૂપી તપથી, જ્ઞાન એજ તપ છે તેનાથી, પૂત એટલે પવિત્ર થઈને, માયાકૃત મલિનતાનો અધ્યાસ મટાડીને, મારા ભાવને પામેછે. મારાભાવને પામેછે એટલે મારૂં ભગવત્નું જેવું શરીર છે તેવું ભાગવત શરીર પામેછે એમ નહિ, પણ મન્મય એટલે હુંમય, હુંજ, થઈ રહેછે; અવશ્ય કૈવલ્યરૂપ છે. આ પ્રમાણે બનવું કાંઈ અશક્ય પણ નથી, કેમકે એવી રીતે બહુએ જ્ઞાનીઓ કૈવલ્ય પયાછે. ત્યારે, એવી શંકા થાય કે પરબ્રહ્મને આવો સમવિષમભાવ શોકે જે જ્ઞાન તપ આદરે તેટલાજ મુક્ત થાય, બીજા ન થાય? એ શું? એકે વધારે ને એક ઓછો એવું વૈષમ્ય ઈશ્વરને—બ્રહ્મનેકેમ ઘટે? તેનું નિવારણ કરેછે. સૃષ્ટિમાં જંતુમાત્ર મનેજ—પરબ્રહ્મનેજ–ભજે છે; હુંજ સર્વમય છું. એટલે મારાથી બહાર કશું નથી, તો કર્મ માત્ર કરતાં પણ, સર્વે મનેજ–ભજે છે. મારો વર્મ એટલે માર્ગ, તે માર્ગે અનુવર્તે છે, ચાલે છે, પ્રવર્તે છે. જે જંતુ મને જે રૂપે ઉપાસે છે તેને હું તે રૂપેજ ભજું છું એટલે આનંદ આપું છું. આગળ હવેથીમાં આવશે કે ચતુર્વિધાભજન્તે માં ઈત્યાદિ, પણ અત્રેજ એ બાબત્થા સૂચવી દીધી છે, કે જે માણસ જે પ્રકારે મને ભજે, ને જેવું ફલ ઇચ્છે તેને તેવું ફલ હું આપું છું. જ્ઞાનીને મોક્ષ, અર્થીને અર્થ. રોગીને નીરોગિતા, ઈત્યાદિ. આમ કર્મ તથા જ્ઞાન ઉભય રીતે સર્વે મનેજ ભજે છે, એટલે કોઈપણ, મારે મન, સમવિષમ નથી; પરબ્રહ્મરૂપ સર્વમયતાથી કોઇ અતિરિક્ત નથી, ને તે સર્વમયમાં સૌ પોતપોતાનાં અભીષ્ટ ફલ, યથાકર્મ, પામે છેજ, એટલે બ્રહ્મમાં કાંઈપણ વૈષમ્યનો અવકાશ સર્વથા નથી. આવી પારમાર્થિક અર્થસંગતિ સ્પષ્ટજ છે. શ્રીશંકરાચાર્યાદિને ઇષ્ટ છે, છતાં આધુનિક સંપ્રદાયવાળા વળી આ શ્લોકને પણ સુધી નાંખી પોતાનો કક્કો ખરો કરવા મથે છે. શુદ્ધાદ્વૈતવાળા લખે છે કે 'જે મને જેમ પ્રપન્ન થાય છે.' તેમાં 'જે' એટલે પુષ્ટિમાર્ગ પ્રમાણે પ્રવર્તનાર અધિકારી એમ અર્થ લેવો. આમ અર્થ શામાટે અને શા આધારે

લેવો તે અમે સમજતા નથી; મૂળ શ્લોકમાં, મૂળના શ્રીકૃષ્ણરૂપ બ્રહ્માત્મમાં પુષ્ટિમાર્ગની વાતજ ક્યાં છે ? આ વાત તો ઠીક છે, પણ વળી વિશિષ્ટાદ્વૈતવાળા એથી પણ આગળ જાય છે, અને જે, ઇત્યાદિનો અર્થ એમ બતાવે છે કે "જે લોકો મારા રૂપને જે રીતે ધારે છે તે રૂપ હું તેમને બતાવું છું" ! આવો અર્થ કરીનેજ સંતોષ ન માનતાં 'વર્ત્મ' શબ્દનો અર્થ પણ કપોલકલ્પિત ઉડાવી દે છે કે વર્ત્મ એટલે સ્વશીલ,–'મારા વર્ત્મનેજ અનુવર્તે છે' એટલે "મારા સ્વભાવના સ્વરૂપનાં દર્શન પામે છે" !! સર્વથા એટલે પણ સર્વ પ્રકારે, સર્વરીતે, ગમે તે માર્ગેપણ, એવો અર્થ ન કરતા એમ લગાવે છે કે સર્વથા એટલે 'સર્વેન્દ્રિયોવડે' ! આ પ્રમાણેની અવ્યવસ્થા કરી, મૂળના શબ્દ તથા અર્થને મચડી નાખી જેમ તેમ પોતપોતાનું બંધ બેસાડવા બધા મથે છે, તેમા શુદ્ધાધિકારીએ ફસાઈ પડવું નહિ, ને યથાર્થ જે સંગતિ છે તેજ લક્ષમા ઠસાવવી એ સંગતિને અનુસરીનેજ આપણે સંભવામિ યુગે યુગે એના અર્થમા રામકૃષ્ણ વલ્લભ રામાનુજાદિ નહિ પણ વિશ્વમાત્રમાના મહાત્માઓને અવતારરૂપે બતરથાપ્યા છે, તે હવે પૂર્ણરીતે શ્રીકૃષ્ણનાં વાક્ય સાથે પોહચી શકાશે. આ પ્રમાણે પરબ્રહ્મમા વૈષમ્યનો સંભવજ નથી એમ નિરાકરણ કરી, એની એજ વાત વિશેષ સ્પષ્ટ કરવા સારૂં, જુદા જુદા દેવને ભજનારા, રામકૃષ્ણાદિનેજ ઉપાસનારા, સર્વે, મનેજ–પરબ્રહ્મનેજ–ભજે છે એમ સકારણ સમજાવે છે એજ કારણ 'કેમકે' એ અવ્યયથી સૂચવે છે: કર્મની સિદ્ધિ એટલે તેનું ફલ ઇચ્છનારા પામર જંતુ કર્મમાંજ લીન થઈ, તે તે ફલના અભિમાની દેવતા માત્રને ભજી, કર્મફલ પામી સંતુષ્ટ થાય છે; વળી કર્મસિદ્ધિ થવી તે ક્ષિપ્ર એટલે જલદી થઈ શકે તેવી છે; પણ નિષ્કામ જ્ઞાનમાર્ગે ફલની અપેક્ષા ન રાખી પ્રવર્તવાથી જે કૈવલ્ય થવું તે બહુ કઠિન છે, ને વિલંબવાળું કામ છે, આવા કારણોથી લોકો જુદા જુદા દેવને ઉપાસે છે, કેવલ જ્ઞાનરૂપ બ્રહ્મભાવ ગ્રહતા નથી, પણ તેથી કરીને તેઓ, મારા કરતા, પરબ્રહ્મ કરતા, કોઇ અન્ય દેવનેજ ઉપાસે છે એમ નથી, બધાએ દેવ મારારૂપજ છે; તેથી સર્વે મનેજ ભજે છે, પણ પોતપોતાનાં સકામ નિષ્કામ કર્માનુસાર ફલ પામે છે. શ્રીમદ્ભાગવતમાં પણ કહેલુંજ છે કે आकाशात्पतितंतोयं यथागच्छतिसागरं सर्वदेवनमस्कारः केशवं॰ प्रति गच्छति ॥ વળી, આટલુંજ થાય છે એમ નથી; કર્મની ફલ

---

● કેશવ—એનો અર્થ કે એટલે જલમા શયન કરનારા–નારાયણ એ નારાયણ તેજ પરબ્રહ્મ–પરસત્ જેનું આપણે હવણાંજ રહસ્યમા સમજ્યા છીએ ... પછી સંપ્રદાયવાળાને તેનો અર્થ વાસુદેવ એવો કરવો હોય તો

આપવાની શીઘ્રતાને લીધેજ લોકો જુદા જુદા માર્ગ સેવે છે એમજ નથી, પણ એમ છે કે સર્વે પોત પોતાના સ્વભાવના ગુણાનુસાર પ્રવર્તે છે, ને તેથી પણ ભિન્ન ભિન્ન ઉપાસનામાં વળે છે. ગુણ અને કર્મ તે બેનો યથાર્થ વિભાગ કરીને મેં ચાતુર્વર્ણ્ય સર્જ્યું છે. ગુણ એટલે સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણ; તે ગુણત્રયી જે પ્રકૃતિ, જે જગત્નું (બ્રહ્માધીન) ઉપાદાન કારણ છે, તે દ્વારાજ ચાતુર્વર્ણ્ય એટલે ચાર વર્ણાદિ અવસ્થા છે. સત્ત્વગુણવાળા બ્રાહ્મણો કહેવાય છે; સત્ત્વને ઢાંકી દઈ રજઃપ્રધાન તે ક્ષત્રિયો કહેવાય છે; એમજ તમસ્ને ઢાંકી દઈ રજઃપ્રધાન તે વૈસ્ય કહેવાય છે. જે કેવલ તમઃપ્રધાન તે શૂદ્ર કહેવાય છે. ગુણો પોતે સ્વતઃઆમજ પ્રવર્તે છે, ને તેથી ચાર વર્ણનાં પદાર્થ પ્રાણી મનુષ્યો સર્વ દેશમાં ને સર્વ કાલમાં ઉદ્ભવે છે; પણ અમુક અમુક વ્યક્તિને તે તે રૂપે થવાનું તે તેના કર્માનુસાર બને છે. આમ છે એટલે સ્વાભાવિક ગુણ અને પોતે કરેલાં કર્મ એ ઉભયના અનુસારે જતુમાત્ર નિર્માય છે. ને પોતપોતાનો માર્ગ આદરે છે. ત્યારે એ બધાને એમ સર્જનાર તો બ્રહ્મજ ઠરે, કેમકે 'મેં સર્જ્યું' એમ કહેલું છે; તો તેમ સમજવાનું નથી. ચાતુર્વર્ણ્ય એવા શબ્દપ્રયોગમાં એનું ઉત્તર છે, એ શબ્દનો અર્થ ચાર વર્ણ એટલોજ છે, પણ સ્વાર્થિક ષ્યઞ્ પ્રત્યય ચતુર્વર્ણ એ શબ્દને લગાડી ચાતુર્વર્ણ્ય શબ્દ કર્યો છે તેની મતલબજ એ છે કે ચતુર્વર્ણ સ્વાર્થથીજ, સ્વકૃત વ્યવસ્થાથીજ, બ્રહ્મકૃત વ્યવસ્થાથી નહિ, પોતપોતાનાં ગુણ કર્મથીજ થયેલા છે. પરબ્રહ્મમાં કર્તાપણું ઘટતુંજ નથી ને તેથીજ તેને વૈષમ્ય કે નૈર્ઘૃણ્ય પ્રાપ્ત થઇ શકતાં નથી; જે અર્થ શ્રીવ્યાસજીએ પણ वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथाहि સૂત્રમાં સંગ્રહ્યો છે. પોતપોતાનાં કર્મની અપેક્ષાએ વિષમતા થઈ આવે છે એમાં બ્રહ્મને કર્તૃત્વ છેજ નહિ; જો કર્તૃત્વ આરોપીએ તો વિષમતા ને નિર્દયતા પ્રાપ્ત થાય, ને તે કર્તારૂપ બ્રહ્મમાં ને આપણામાં કશો ફરક રહે નહિ. કર્મ અનાદિ સાન્ત છે, એટલે વૃક્ષ બીજ

---

ભલે કરે. સર્વ બ્રહ્મરૂપજ છે, એટલે તેમ સમજેનોએ બાધ નથી; પણ દુરાગ્રહ કરવો વ્યર્થ છે. સંપ્રદાયનો તો એવો રીવાજજ છે; કહે છે કે પુરુષોત્તમ તેજ ખરા બ્રહ્મ અને બ્રહ્મ તેતો તેમનાથી ઉતરતા! અક્ષરતે બ્રહ્મ ને અક્ષરાતીતને પુરુષોત્તમ! એક 'પુરુષોત્તમ' એ શબ્દનેજ આડો અવળો મરડી નાંખી સંપ્રદાયોમાં ઘોટાળો વાળ્યો છે. પુરુષ એવું નામ બ્રહ્મનું છે (જુઓ પુરુષ સૂક્ત). એજ નામ સાંખ્ય મત પ્રમાણે જીવનું છે. ત્યારે હવે વેદમાંનો પુરુષ તે સાંખ્યમાંના પુરુષથી ઉત્તમજ છે; પુરુષોત્તમ છે, પણ પોતે પોતાનાથી તો ઉત્તમ કેમ હોઇ શકે? પુરુષોત્તમ તેજ બ્રહ્મ, તેથી અલગ કેમ હોઈ શકે?

ન્યાયે, સંસારપણ નાનાવિધ પ્રાણી પદાર્થથી વિચિત્રરૂપે, અનાદિજ છે. પ્રભુનું તેમાં કર્તૃત્વ નથી ભાસકત્વ માત્ર છે એજ વાત સ્પષ્ટકરી કહરવે શ્રીકૃષ્ણ ઉચ્ચારે છે કે એ ચાતુર્વર્ણ્યનો કર્તા એટલે ભાસકરૂપે અને અકર્તા એટલે વૈષમ્ય નૈર્ઘૃણ્યરહિત સર્વગય કૈવલ્યરૂપે, હુંજ છું ને તેનોજ હોઈ શકું કેમકે 'અવ્યય' છું, કર્તા ને અકર્તા કોઈપણ નથી વળી, મારામાં સૃષ્ટિ માત્ર છે મારામાંજ વિસ્તરી છે, છતાં તે વિસ્તારરૂપ કર્મ મને અવ્યયને લેપતાં નથી, બંધમાં નાખી શકતાં નથી, કેમકે હું તેમનો કર્તા નથી. જેમ મને કર્તૃત્વ રૂપે અહંભાવ નથી, તેમ ભોક્તારૂપે ચિત્તભાર નથી, કેમકે મને કર્મના ફલની ઇચ્છા નથી. आप्तकामस्यकास्पृहा હું જે સર્વગય આપ્તકામ—તેને ફલ હોયજ ક્યાં? અને શાનું હોય? માટે અહંતા, મમતા, ઉભયરૂપી પરિચ્છેદ મારામાં નથી તેથી મને કર્મનો બાધ આવેજ નહિ, તે બધાં મારામાં છે, મારા વડે છે, પણ મેં કરેલાં નથી, એટલે હું નિર્લેપ, સર્વમય, એકરસ, કેવલ, બ્રહ્મ છું આ પ્રકારે પોતે પોતાના કર્માદિની વ્યવસ્થા સમજાવી દીધી અને કર્મ કર્યાં છતાં પણ બંધ ન થાય એવો પોતાનોજ સ્વભાવ સમજાવી દીધો તે ઉપરથી હવે બ્રહ્મથી ભિન્ન નં છતાં પણ આધ્યાસિક ભિન્નત્વ સમજનાર જીવરૂપી મનુજને કહે છે કે કર્મની આવી વ્યવસ્થા સમજી રહસ્ય અનુભવી, પ્રાચીન મહાત્માઓએ કર્મ કરેલાં છે તું પણ તેમજ કર કેમકે એ માર્ગ અનાદિ છે પૂર્વજોએ કરેલું, તે પૂર્વતરના કરવા પ્રમાણે, પૂર્વતરે કરેલું તે પૂર્વતમના કર્યા પ્રમાણે એમ અનાદિ છે અહંતા મમતા તજી, ફલાભિસંધિ તજી, નિષ્કામ કર્મ કરનારને કર્મનો બંધ થતો નથી, ને કૈવલ્ય સ્વતસિદ્ધ સમજાય છે બ્રહ્મમયતા બની રહે છે ત્યારે અનાદિરૂપે પ્રતિપાદિત કરેલા કર્મમાર્ગની તેમ જ્ઞાનમાર્ગની, યથાર્થ રહસ્ય સમજાય તો એકતા સિદ્ધ થઇ, પણ તે કર્મ એટલે શું તે હજુ બરાબર સ્પષ્ટ થઈ શક્યું નથી, માટે તે સમજાવવાનો આરંભ શ્રીકૃષ્ણ કરે છે કર્મ એટલે શું, અર્થાત્ કરવાનું તે શું? ને અકર્મ એટલે શું? નહિ કરવાનું તે શું? એ વાતનું તત્ત્વ સમજવામાં કવિઓ—મહાસમર્થ જ્ઞાનીઓ—પણ મોહ પામી જાય છે. યથાર્થ સમજી શકતા નથી, એટલાજમાટે તેનો વિવેક તને હું સમજાવું છું. કે અશુભ, એટલે સંસાર બંધ તેથી તું કર્મ કરવા છતાં પણ મુક્ત થાય કોઇ કહે છે કે દેવદર્શન યજ્ઞયાગ તેજ—કર્મ, ને ખાવું પીવું ફરવું તે અકર્મ, કોઇ કહે છે પ્રવૃત્તિમાત્ર તે કર્મ ને પડી રહેવું તે અકર્મ, કોઈ અકર્મનેજ સંન્યાસ માને છે, કોઈ કર્મનેજ મોક્ષરૂપ સમજે છે, ત્યારે તત્ત્વ શું છે? કર્મ ને અકર્મ તેના વિવેકથી તે સ્પષ્ટ થશે (અપૂર્ણ)

# ગુલાબસિંહ.

(અનુસંધાન પાને ૭૫ થી.)

## પ્રકરણ. ૯

નિરાશ થઇને લાલાજી જેવો રમાના ઘરની બ્હાર આવ્યો કે તુરતજ રામલાલ જે ત્યાં ઉભોજ હતો તેણે એનો હાથ ઝાલ્યો, લાલો એને ધુત્કારીને ખીજાજમાંજ બોલ્યો "તું ને તારી જીભ બેએ મને કેવલ બાયલો બનાવી દુઃખના દરીઆમાં ડુબાવ્યો છે. ફીકર નહિ, હજુ કાંઈ વહી ગયું નથી. હું ઘેર જઇને તરતજ એના ઉપર લખીશ, એની માફ માગીશ, એ મને માફ કરશેજ."

રામલાલના મનની વાત સહજમાં પાર્ખી શકાય એવો એનો સ્વભાવ ન હતો. લાલાના ખીજાજથી જરાકવાર ક્ષોભ પામેલા પોતાના મોંને હાવકું રાખી, લાલાને એકવાર તો એણે બધો ઉભરો કાઢવા દીધો. પછી ધીમે ધીમે એને ટાઢો પાડી, પલાળવા માંડ્યો. વાતમાં ને વાતમાં એને દીલાસો આપતા આપતાં બધી વાત કાઢી લીધી; કાઢી લઇને પણ રામલાલને કાંઇ ખરાબ મતલબ તો થોડીજ હતી, એ નઠારો માણસ નહતો, જવાનીના તોરમાં નીતિમર્યાદા જેવી શિથિલ હોય છે તેવી એનામાં નહતી, પાકો અનુભવવાળો દુનીયાદારીનો માણસ હતો. વિચાર કરી મોઢું ઠેકાણે રાખીને બોલ્યો " લાલાજી, એ નર્તકી તારી પત્ની થાય એમાં હું રાજી નહતો, પણ એવું તો મેં સ્વપ્ને પણ ધાર્યું નહતું કે તું એને તારી માશુક કરીશ. એ બેમાંથી તો ગમે તેવું અવિચાર ભરેલું પણ પરણવાનુંજ, હું શું, અનીતિ ભરેલા આડકતરા સંબંધ કરતાં, પસંદ કરું. પણ જરા ધીમો પડીને વિચાર કર, હવણાંને હવણાં શું વહી ગયું છે, પાયછે, વિચારીને થશે."

"પણ વિચાર તે ક્યારે થશે ? અહીંઆતો ઘડીએ ગુંટ ભરાયૂ છે. હાલે રાતે તો ગુલાબસિંહને જવાબ આપવોજ પડશે. એ અવસર ચુક્યા તો પછી રામરામ."

"એ તો નવાઈની વાત ! એવું શું છે, જરા સમજાવશો ખરા ?"

લાલાજી પણ હતા તો તરમિજાજેજ, પ્રેમના ઉછાળામાં તપીજ ગયેલા હતા, એટલે ખુલ્લેદીલે જે વાત પોતાની અને ગુલાબસિંહનીવચ્ચે બની હતી તે કહી દીધી, માત્ર પોતાના પૂર્વજ સંબંધી તથા ગુપ્તસંઘસંબંધીની વાત, કોણ જાણે કેમ, દબાવી રાખી. આ વૃતાંત જાણવાથી રામલાલને જે જોયતું હતું મળ્યું. વાહરે વાહ, શી ઉંડી સમજ અને અનુભવથી બુદ્ધિમાન રામલાલે

એ ઉપરથી વિચાર બંધ બેસાડ્યો. એની વાત કરો અનુભવી માણસ તા- કબુલ કરે. આ નર્તકી અને એનાથી ઘરાઇ ગયેલો પેલો જાદુગર બેએ ઠીક ખેલ રમવા માંડ્યો છે! શી યુક્તિ રચી છે! ધામે રહીને લાલાને લઈ લેવાનો પ્રશ્નપણ કેવો ઉઠાવ્યો! લાલો પણ એકાએક ઠીક સમજી ગયો! શું એમ બનવા દેવાય. એક ગુલાબસિંહે જરા મોઢું ઠેકાણે રાખીને કહ્યું કે બસ કાલ પછી તમે જાણો ને તમારી વાત જાણે, માટે લાલાને ફસાઈ પડવા દેવાય! "જો લાલાજી આટલું કર. એમાં તારું જાન જવાનું નથી. તોરો જવાબ આપવા ઠરાવેલો વખત વીતી જવા દે. જ્યાં ત્યાં છે તો એક રાતનોજ આંતરો? ગુલાબસિંહ જોઇએ શુ કરે છે. એ કહે છે કે તું ગમે ત્યાં હોઈશ ત્યાં પણ તને આવતી કાલની મધ્યરાત્રી પહેલાં હું મળીશ. તો ઠીક છે, ચાલને આપણે દીલ્હી મુકીનેજ રસ્તો માપીએ. એને એગ તો બતાવી આપવુંજ જોઇએ કે તું જાતે જે વાત ઇચ્છેછે તેમાં પણ વગર વિચારે ઝંપલાવવા રાજી નથી. કાલના દિવસ પછી તારે ફાવે તો એને લખજે, મળજે, ગમે તે કરજે; પણ આ બે રાતો તો જવાદે. હું માત્ર આટલુંજ માગુંછુ".

લાલો આ સાંભળીને જરા ઠેકાણે આવ્યો. પ્રેમના તરંગે ચડ્યો હતો ત્યાંથી જરા હેઠો બેઠો. એના મિત્રની તકરારો એને વાજબી લાગી, નિરુત્તર બની ગયો. પોતાને ખાતરી તો થઇ નહિ, પણ શંકા થઇ ખરી. અધુરામાં પૂરું કરવા એજ વેળે બંદાપણ ત્યાં આવી ચઢ્યો. લાલાને જોતાંજ બોલ્યો" કેમ હજુ પણ પેલી સરદારની છોકરી ઉપર તમારું ધ્યાન છે કે?"

"કેમ, તમે કેમ છો?"

"એને મળ્યો ને બધી વાતચીતપણ કરી. આવતે આઠમે દહાડે તો એને તમે બંદેહુસેનની બીબી થયેલી જોશો તમારા પેલા ગુલાબસિંહને કહેજો કે બંદાના કામમાં તે બે વખત આડો આવ્યોછે, એમાં માલ નહિ. બંદો ખરો શાહુકાર છે, તે વ્યાજસુધાંત મુદ્દલ પાછું વાળવા ચૂકે તેવો નથી".

"વેહેવારમાં એવાત ઠીક છે" રામલાલે કહ્યું " કોઇના અપકાર માટે અપકાર કરવો એમાં તો એ વાત ઠીક નથી, વાજબીએ નથી. ગુલાબસિંહ તમારા લગ્નની વાતમાં આડે આવેલો કે કાંઇ બીજામાં? તમારું કામે તો આટલે બધે આવ્યુંછે, ત્યારે એણે શું બગાડ્યુ હોય?"

"એ તો એ રંભાનેજ પૂછજોને એટલે સમજાશે. ઓહો, લાલાજી તમારા આગ્રહ એ મ્હોટી સતીને સાક્ષી થાયછે. અરે, બા પણ આપણે એમાં કાંઇ નથી, તમે પણ જે થાય તે કરીલોને. ચાલો ત્યારે રામરામ".

"એ અકકલના દુસ્મન" રામલાલે લાલાને ધપ્પો મારીને કહ્યું "જરા ડાહ્યા થા. બોલ હવે તારી રમાનું તે શું ધાર્યું?"

"એતો જુઠો છે"

"ત્યારે તરતજ એના ઉપર પત્ર લખવાનો કે?"

"ના ના, જો મને એમજ ખાતરી થાયકે એ એક પેચજ રમેછે, તો હું એને જરાપણ દિલગીર થયાવિના લાત મારીને ઉભો રહુ, પણ હાલ તુરત તો હું એના ઉપર નજર રાખીશ, ને ગમેતેમ પણ ગુલામસિંહ મને ખાડામા ઉતારે તે તો નહિંજ બનવા દઉં ચાલ આપણે તરતજ દીલ્હીથી રવાના થઇએ".

## પ્રકરણ ૯૦

ગમલાલ અને લાલાજી પાધરાજ નીકળી પડ્યા. મુકામે ઉપર જઇ પોતાનો પત્તો જેવો નેવોભાળવી ઉત્તરતરફ કોઈ ગામડામા જવામાટે નીકળ્યા. શેહેરમાથી એક બહુ જલદી ચાલનારી સાઢણી લઇલીધી, અને બને તો જલદીથી હરિદ્વાર તરફ જવાનો નિશ્ચય કર્યો તેઓ ઝટપટ મુસાફરી કરતા હિમાલય તરફ આવી પહોચ્યા, રસ્તામા કાંઈ ગફલત થવાથી, હરિદ્વાર તો બાજુ ઉપર રહ્યું, પણ કોઇ અજાણ્યા પ્રદેશ ઉપર આવી ઉભા, એક આખી રાત તેમણે મુસાફરી કરી હતી, સવારમા સૂર્યના કિરણોથી હિમાલયના શ્વેત શિખર રગબેરગ ભવ્ય આકૃતિધારી રહ્યા હતા, એ જોઇને વિરામ લેવા થોભ્યા પણ કયા વિરામ પામે! ચારે તરફ જગલ અને ઝાડી વિના બીજુ કાંઇ નજરે આવતુ નહતું ઉચાઉચા પહાડના શિખરો તરફ દૃષ્ટિ વળતી હતી, પણ ત્યા ઠરતી નહતી લાલાજીને મનમા ગભરામણ થવામાડી, પણ રામલાલ—દુનીયાદારીમા કુટાઇને કઠણ થયેલો ગમલાલ એમ ગભરાય એમ નહતું આમતેમ નજર કરતા એણે કેટલેક દૂર ધૂમ્રપતાકા જોઇ, અને ત્યા જઇ તપાસ કરતા કોઇ વનવાસીની ઝુપડી શોધી કહાડી. ત્યાથી થોડા જળફળ પામીને બન્નેપણ જરા તાજા થયા, પણ હવે જવુ કયા? એટલી એક ઝુપડીમા તેમનો સમાસ થાય એમ હતુ નહિ, તેમ ગમલાલ જેવા ખાધેલ પીધેલ ગૃહસ્થને એ સ્થળમા વિશ્રાન્તિ લેવાનુ મનપણ હતુ નહિ પૂછપરછ કરતા એમ જણાતુ કે ત્યાથી થોડે દૂર એક સાધુઓનો મઠ છે, ને તે મઠમા આજકાલ ઘણા ગૃહસ્થોનો અવર જવર થાય છે, કેમકે સમીપમાજ આવેલા જ્વાલામુખી શિખરના નવા ફાટી નીકળેલા દિવ્ય અગ્નિના દર્શન કરવા અસંખ્ય જાત્રાળુ આવે છે, તેથી ત્યા સારૂં ખાનપાન મળશે. આવો વૃત્તાન્ત જાણવા ઉપરથી લાલાજી તથા રામલાલ બનેને જ્વાલામુખી સુધી જવાની

ઇચ્છા થઇ, અને કેવલ રમત ગમત માટેજ બહાર નીકળ્યા હતા એટલે ત્યાં સુધીપણ ટપ્પો મારી આવવાનું મનમાં આવ્યું. પણ રામલાલ એમને એમ ઝંપલાવે એમ નહતું; જોકે લાલાજી જેવા ચિત્રકારનું હૃદય તો ક્યારનું એ પર્વત અને વનોપવનની લીલામાં લીન થઇ ગયું હતું, આનંદમાં નિમગ્ન થયું હતું, ને વિસ્તાર પામી પ્રાકૃત વાતને વીસરી ગયુ હતું. રામલાલે પેલા પહાડી ભીલને પૂછી જાણી લીધું કે આ જ્વાલામુખી ઉપર જવાથી કાંઇ હરકત થનાર નથી; ને પછી સાંઢણી મઠ તરફ હકારી.

મઠના એક ઓરડામાં બન્ને બેઠા છે, મોં આગળ ફુલ, ફલાદિ, મીઠાઈ, ઠંડુ જલ, પાનસોપારી, એક મ્હોર ભેટ મૂકવાથી રજુ થઇ ગયાં છે. એ બધાંનો ઉપભોગ કરતે કરતે રામલાલ બોલ્યો "કેમ લાલા! તારા ગુલાબસિંહનું એક વચન તો હવે મિથ્યા થયુ! સાંજતો પડી ચૂકી છે, હવે કેવી રીતે એ તને મળનારો છે!"

"એમ શું! હજી તો સાતમો દિવસ વીત્યો નથી."

"અંહ! ભલેને ગુલાબસિંહ મ્હોટો ત્રવિરાજ હોય, પણ તું તો કાંઇ પરિક્ષિત નથી, જે સાતમા દિવસની વાટ જોઇને બેઠો છે. તું તારા અભિમાનેજ લેવાય છે. હું તો મારી જાતને કાંઈ એવડી બધી અગત્યની માનતો નથી, કે મારે માટે વિશ્વના નિયમોજ બધા ફેરવવાની ઈશ્વરને તસ્દી લેવી પડે."

"વિશ્વના નિયમ ફેરવે શામાટે ને તે ફરે પણ શામાટે? તું સમજ્યો છે તે કરતાં તત્ત્વદૃષ્ટિ વધારે ગહન છે. એમાં કાંઇ વિશ્વક્રમને ફેરવી નાખવાની, વાત નથી, પણ તે ક્રમમાં જે થનાર છે, તે આગળથી જાણવાની વાત છે."

"તું તો હજુ પણ એનો એજ રહ્યો; તને આ ભૂત વળગ્યું છે તે હજુ નીકળ્યું નથી. ગુલાબસિંહ મ્હોટો ભવિષ્યવેત્તા થઇ આવ્યો!! બધાં ભૂતપ્રેત એનેજ તાબે હશે, નહિ!!"

આવી વાત ચાલે છે એટલામાં એક જણે આવીને ખબર કરી કે જ્વાલામુખી તરફ ચઢવાને ઘોડા તૈયાર છે, તથા ભોમિયો પણ ખોટી થાય છે. બન્ને જણા કમર કસીને ઉભા થયા. ચાલતે ચાલતે છેક સંધ્યાકાલ થઇ ગયો તે વખતે જ્વાલામુખીમાંથી ઉઠતા ભભૂકા સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગ્યા. જેમ જેમ સૂર્યનો પ્રકાશ ખસતો ગયો તેમ તેમ ચોતરફ, ધીમે ધીમે ઝીણા શ્યામ રંગની છાંટની પેઠે વૃદ્ધિ પામતા અંધકારથી ઘેરાયલો અગ્નિનો ભભૂકો વધારે પ્રદીપ્ત જણાવા લાગ્યો: ખાઉં ખાઉં કરતો લાંબી જીભના લપકારા કરી

આસમાનને પણ ગળી જવા ઉડવા લાગ્યો. લાલાના હ્રદયને વિશ્વ લીલામાં લીનતા તો થઈજ હતી, હવે એના હ્રદયમાંનો દિવ્યઅંશ આ દિવ્ય તેજરૂપ થઈ ઉંચે ઉંચે ઉડવા મંડ્યો. એને નાના પ્રકારનાં દર્શનો થવા લાગ્યાં. એ સ્થાનની ભૂમિ જીવનમય જણાવા લાગી, વિવિધ સત્ત્વના અસ્તિત્વની એને પ્રતીતિ થવા માંડી. આમ આત્માનુભવના આનંદમાં મસ્ત લાલાજી અને સૃષ્ટિ-લીલાને સાદી નજરે જોઇ ભડકાનું વિકરાલ ભડકાપણુંજ નિરખતો રામલાલ બન્ને ચાલ્યા જાય છે. સૂર્યાસ્ત થયો. રસ્તો પણ સાંકડો આવ્યો; માથા ઉપર ચંદ્રનાં કિરણ ઝળકવા લાગ્યાં. રૂપેરી જ્યોત્સ્નાપ્રવાહમાં સ્નાન કરી અગ્નિદેવને સાક્ષી રાખી પૃથ્વી અને સ્વર્ગ એકરૂપતઃ પામવા લાગ્યાં—આનંદમાં નાચવા લાગ્યાં. ઘોડા મૂકી દેવા પડ્યા, અને લાલાજી તથા રામલાલ ભોમીઆને આગળ કરી પગે ચાલતા જ્વાલા તરફ જવા લાગ્યા. રામલાલ ભોમીઆને વિવિધ વાતો પૂછતો હતો, પર્વત ઉપર કોણ આવે છે, કેમ આવે છે, ક્યાં સુધી જઈ શકાય છે, જ્વાલામુખીથી કાંઈ ભય છે કે નહિ ઇત્યાદિ અનેક ચર્ચા ચાલતી હતી. ભોમીઓ પોતાને મળતા પૈસાથી આનંદ પામી જાત્રાળુઓની પ્રશંસા કરતો હતો, ને નાના પ્રકારની કહાણીઓ જ્વાલામુખીના સંબંધે કહેતો હતો. એવાજ પ્રસંગમાં તે બોલ્યો કે "એક-વાર કાશીના કોઇ શ્રીમંત લોક અહીં આવ્યા હતા, તે એવા તો બહાદુર હતા કે ઠેઠ જ્વાલાના મુખ આગળ જઇને બેઠા હતા. અમે પાછા ઉતરી ગયા, ત્યારે તેમાંના એકની શાલ ઉપર રહી ગઇ હતી તે લેવામાટે મને મોકલ્યો; પણ રાતની વખતે અહીં આવવુ તે કાંઇ રમતવાત ન હતી. પૈસો બધું કરાવે છે, માટે લાલચને માર્યે હું અહીં આવ્યો, ને શાલ લીધી પણ જેવો પાછો ફરતો હતો, તેવોજ જ્વાલાનો ભભૂકો વધવા લાગ્યો, વધી વધીને જાણે બધી ડુંગરી ઉપર છવાઇ ગયો અને આકાશને પણ વીંટાઇ વળ્યો. હું તો અધમુવો થઇ ગયો. પણ તેવામાં એજ જ્વાલામાંથી એક કોણ જાણે શું એ ઉભું થયું, ને મારા તરફ આવ્યું. પણ તે મારી પાસે થઇને જાણે હું છુંજ નહિ એમ મને ગણકાર્યા વિના ક્યાંનું ક્યાં અદૃશ્ય થઇ ગયું! બા! તે દિવસથી હું લોભીને લોભી ઓકરૂં છું, ને મેં ફરીથી એકલા અહીંઆં આવવાના સોગન ખાધા છે."

"કેમ લાલા! જ્વાલામાંથી નીકળેલું એ ભૂત તારો શંકાઅસિંહ તો નહિ હોય કે!"

લાલાજીનું ધ્યાન તો ક્યાંનું ક્યાં ગુમ ગયું હતું. એને રામલાલની મશ્કરીપર ધ્યાન ન હતું. પણ આવી ગમત રમત કરતા એ તદ્દન જણ

છેક ટોચસુધી આવી પૂહોચ્યા, એથી આગળ જવાય એમ ન હતું. એમની નજરે જે દેખાવ પડ્યો તેનું વર્ણન કરવુંજ અશક્ય છે. ભવ્યતાને ભવ્યતાજ ઓળખે છે. સામાન્ય લોકની દૃષ્ટિએ ભવ્ય, ભયંકર, ત્રાસદાયક, જણાતા પદાર્થો પણ કેટલા ઐશ્વર્યથી, આનંદથી, મહત્તાથી, ભરપૂર હોય છે. પોતાની મહત્તામાંજ માણસના મનના સાંકડાપણાને મેળવી લે છે, ને પોતે જેમ ભવ્યરૂપે સર્વમય છે, તેમ માણસને પણ એક વાર સર્વાત્મભાવ પમાડી દે છે!! પર્વતરૂપ ભવ્ય યોદ્ધાના શ્યામ શરીર ઉપર કૌમુદીનો શ્વેત જામો ઝુલીરહ્યો છે, તેનો છેડો પણ જણાતો નથી, ને સાંધો કે સીમાપણ દૃષ્ટિએ આવતી નથી. એ યોદ્ધાના મસ્તકઉપર અનંત રંગ બેરંગી મણિમય મુકુટરૂપે અગ્નિજ્વાળા નાચી રહી છેઃ—અગાધ અનંત, ગૂહાગારથી સરસરાટ ઉપડી, થન થન નાચતી તે યોદ્ધાનાં વીર્ય અને પરાક્રમને સ્વર્ગસુધી પ્રકાસતી ચાલી છે. એ મુકુટ, એ જામો, એ યોધ્ધો, બધાંને જોઇને પરમ પ્રેમરૂપ ધવલ હિમલતા પણ સહજ સરાગી થઇ છે, ભવ્ય યોદ્ધાના પ્રેમનું પ્રતિબિંબ પામી છે!! લાલાજી દિઙ્મૂઢજ બની ગયો છે, રામલાલ પેલા ભોમીઆ જોડે તડાકા મારે છે.

પણ એ ગડગડાટ શાનો થયો!! પૃથ્વીજ ડોલવા લાગી, કડડડ કરતોને એક જ્વાલાનો ભભૂકો રાક્ષસીરૂપે ઉડ્યો, અને તેમાંથી ગાઢ ધૂમ્રગોટ ચોતરફ છવાતાની સાથે, એક વિકરાલ પથ્થર આવીને રામલાલના મોં આગળ પડ્યો; પડતાની સાથે ચુરેચુરા થઇ ચોતરફ પથરાની રેતીનોજ વરસાદ વરસાવી રહ્યો!! ભોમીઓ મૂઠીઓ વાળીને નાઠો, અને રામલાલ તથા લાલાજીને જેમબને તેમ નાસવાની બૂમ પાડતો નાસતોજ ગયો. રામલાલ લાલાનો હાથ પકડી ભોમીઆની પાછળ ધાયો, પણ એક બીજો ધૂમ્રગોટ છુટતાની સાથે લાલાજીનો હાથ, ગભરાટમાં ને ગભરાટમાં રામલાલથી મૂકીદેવાયો, ને બંને વિખુટા પડ્યા. લાલો આમ તેમ દોડવા લાગ્યો, રામલાલની બુમોને આશરે આશરે આગળ ધસવા લાગ્યો, પણ વળી એક નવો ધડાકો થયો, ને ધુમને બદલે અગ્નિ પોતેજ વિસ્તાર પામી લાલાની ચોતરફ વીંટાઇ વળ્યો. ગાભરોને ગાભરો લાલો એક ખડક ઉપર ચઢી ગયો, પણ શું કરવું તેનો વિચાર પણ ચલાવી શક્યો નહિ! જે તરફ જુવે તે તરફ જ્વાલાનું મુખ વિકાસિત થઇ એને સામુંજ આવે!! જેમ તેમ આંખ મીચીને એક તરફ જરા કોરું દેખી એણે ઝંપલાવ્યું, પણ તે રસ્તો તો જ્વાલાના મુખ તરફ હતો; મુખથી દૂર જવાને ન હતો. એ મુખ હવે વિકરાલ પિકાસી રહ્યું છે, ભડકા ઉપર ભડકાને ગોટ ઉપર ગોટા, લપકી રહ્યા છે! અહો દિવ્યવિસ્તાર, આશું! એક અગ્નિરૂપ

જ્વાલારૂપ, મહાસત્વ એ જ્વાલાની રાચેથી નીચે ઉતરે છે, એક બીજો ધૂમ્રગોટ ને ગંધકની દુર્ગંધ એમાં ઉછળે છે. લાલો બેભાન થઇ, ધબ દઈને જમીનપર શબવત્ પડી જાય છે !! (અપૂર્ણ).

## ગ્રંથાવલોકન.

૧ ચંદ્રપ્રભાચરિત*:—કવિ શંકરલાલની વિદ્વત્તાથી કોણ અજાણ્યું છે? તેમ વૈદ્ય છતાં પણ શાસ્ત્રરસમાં આનંદતા રા૦ જટાશંકરને પણ કોણ નથી જાણતું? એ ઉભયે આ ગ્રંથ આપણને આપ્યો છે ને તેના ઉદ્દેશ પરત્વે બહુ અપ્રતિમ છે, વિદ્યાદાનનું પુણ્ય, સદાચારનું માહાત્મ્ય, સંગનું બલ, પતિપત્ની આદિધર્મ, સ્ત્રીકેળવણી, આદિ અનેક વિષયોનો પરમબોધ એ પુસ્તકમાં છે; ને તેને એક વાર્તાના પ્રસંગોમાં ગોઠવી બહુ રસિક બનાવ્યો છે. વાર્તા કાદંબરીનું અનુકરણ છે એમ કહેવાની તો જરૂરજ છે; કાદમ્બરીમાં જેમ મુખ્ય નાયક નાયિકાના ત્રણ અવતાર છે, તેમ આમાં પણ સર્વ પાત્રોના છે. વસ્તુનુંજ અનુકરણ કર્યું છે, એટલું નથી, પણ "ભાષાનુંએ અનુકરણ કરેલું છે. ઉભયથા શાસ્ત્રી શંકરલાલની કુશલતાથી સારો" પરિણામજ આવ્યો છે: જો કે મૂળનો ચૈમત્કાર તો નથીજ નથી. અમને આશ્ચર્ય લાગે છે કે કવિપદભૂષિત શ્રી શંકરલાલજી કથા રચવામાં લાંબાં લાંબાં ભાષણ, તથા શુષ્ક બોધ, અને પ્રાચીન સમયની વાત કરતાં છતાં અર્વાચીન સંગતિઓનો સેલભેલ એમ કેમ કરી બેઠા હશે ? મહાકવિ બાણનું અનુકરણ કરતાં તેની ભાષાને અનુસરવાનો યત્ન પણ એવોજ ગરબડ ભરેલો જણાય છે. બાણનાં વચનોને અનુસરી આનંદ કે ખેદ ઉભય સમયની શૂન્યતાનું વર્ણન કવિશ્રીએ આવું કરેલું છે "કેમ જાણે મૂઢ હોય, કેમ જાણે ગ્રહ ગૃહીત હોય, કેમ જાણે ભૂતાવિષ્ટ હોય......" ઇત્યાદિ આવા અલંકારો આનંદ પ્રસંગને લગાડવા એ, અમને તો, રસભંગ જેવુંજ લાગે છે; ને સહૃદયો બાણ કવિને પણ આવા પ્રમાદમાટે ક્ષમા ન આપે એમ અમે માનીએ છીએ; છતાં કવિ પોતે આવી અવ્યવસ્થામાં કેમ દોરાયા હશે! એવા સંસ્કૃતજ્ઞ પંડિતે કાઠીઆવાડી દેશ્યશબ્દો પણ ભાષામાં શામાટે આણ્યા હશે!

પ્રખ્યાત બાણકવિના અપૂર્ણ આપેલો વિદ્વદ્વર રા૦ છગનલાલ પંડ્યાએ અપૂર્વ ભાષાંતર કર્યું. ત્યારપછી, લોકોમાં એવોજ વા વાયો છે કે બધાજ બાણ

* રચનાર શીઘ્રકવિ શાસ્ત્રી શંકરલાલ; તેના સંસ્કૃત પરથી ગુજરાતીમાં છપાવી પ્રકટ કરનાર રા. જટાશંકર વિઠ્ઠલજી વૈદ્ય મુંબાઇ. કીમત રૂ ૧-૦-૦.

બની જાઇએ. ક્ષુદ્ર લેખકો, જે કેવલ અનુકરણ કરી પારકાના ઉચ્છિષ્ટ ઉપર જીવે છે ને તેથીજ અલ્પાયુ હોય છે, તેમનાં હવાતીઆંના વિષે અમે મૌનજ ધારણ કરી રાખ્યું હતું, પણ પંડિતવર શીઘ્રકવિને પણ તે માર્ગે જવાનો વિચાર થયેલો જોઈ કાંઇક બોલવા ઇચ્છિએ છીએ. અલંકાર સહિત વર્ણન કરવું ને તેને વળી હૃદયાલ્હાદક કરવું, એ મહાકવિનું કામ છે: બાણનું કામ બાણજ કરી શકે એમ સર્વ વિદ્વાનોનું મત છે. છતાં કથાના વસ્તુવિસ્તાર પરત્વે એટલું લક્ષમાં રાખવાનું છે કે લાંબાં વર્ણનો વચમાં આવી પડે તે સર્વદા અપ્રાસંગિક અને તેથી દોષરૂપજ ગણાય છે. વાર્તાનો ઉદ્દેશ વસ્તુસ્ફોરણથીજ નીતિ સમજાવવાનો છે, ત્યાં ભાષણરૂપ વર્ણનો દોષજ છે. બાણકવિની "કાદમ્બરી" માંતેમ ગણીએ તોપણ ગણી શકાય, છતાં તે મહાકવિનો પ્રસાદ કાંઈક એવો રમણીય છે, કે તેના લેખમાં વસ્તુસંકલના ગૌણત્વ પામી, વાક્ચાતુર્યજ મુખ્યત્વ પામે છે, ને તે રીતે સાદ્યંત હૃદયાલ્હાદકત્વ સ્વતઃજ સિદ્ધ થઇ આવે છે. કાવ્યકલાના સમુદ્રનું મંથન કરી ચૌદે ચૌદ રત્ન ઉદ્ધારવાનોજ બાણનો હેતુ છે. વસ્તુ સંકલના તેના વિચારમાં ગૌણ છે: એટલે કાદમ્બરી ગ્રંથ ઉત્તમોત્તમ કાવ્યચાતુર્યનો અપ્રતિમ નમુનો છે. ત્યારે, એક સામાન્ય વસ્તુસંકલનાને મુખ્યતા આપી કથારૂપે વર્ણન કરનારા, વર્ણનાદિ પરત્વે બાણ થવા જાય એ સ્પષ્ટ રીતે દોષજ છે; ને બાણોચ્છિષ્ટનું પિષ્ટપેષણ કરવાનાં વેવલાં વીણતાં હાસ્યાસ્પદજ છે.

અમે એમ કહેવા નથી ઇચ્છતા કે શીઘ્રકવિ શંકરલાલના "ચંદ્રપ્રભાચરિત્ર" માં આમજ થયેલું છે: એમાં તો, કવિશ્રી ખરેખરા કવિજ છે, એટલે બાણનું અનુકરણ કરવામાં, યદ્યપિ પૂરેપૂરા જયવાન્ નથી થયા તોપણ, બહુ રીતે પ્રશંસાપાત્ર થઇ પાર ઉતર્યા છે: પણ સરસ્વતી યજ્ઞમાં પતંગવત્ ઝંપલાવનાર પામરોને સમજવાનું છે કે 'કાદંબરી' નું અનુકરણ કરવું કેટલું કઠિન છે, પ્રા અશક્યજ છે, ને કદાચિત્ થાય, તોપણ દોષયુક્ત થઈ શકે તેમાટે, કેટલું વિચારવાળું છે. કવિ શંકરલાલનો ગ્રંથ ઘણો રમ્ય, સદ્બોધપૂર્ણ, તથા રસિક છે, અને સર્વ સ્ત્રીપુરુષોને મનનીય છે.

૨ આર્યકીર્તિ[૧]:—વેદકાલના આર્યલોકોનાં ધર્મ તથા આચારવિષે આ ગ્રંથમાં બહુ સારો વિસ્તાર કરેલો છે. અર્વાચીન સમયમાં પાશ્ચાત્ય શોધકોએ સંસ્કૃત ભાષાના વિચાર ઉપરથી વેદાદિવિષે જે જે નિર્ણય બાંધ્યા છે તે સર્વેનો આ ગ્રંથમાં સારો સમાસ કરેલો છે. શ્રીનારાયણે આ પુસ્તક યોજી આપણા વાચકવર્ગને પ્રાચીન વિચારનું સ્વરૂપ, હાલના સમયમાં જેવું સમજાયું છે તેવું, સમજાવવાની બહુ ઉત્તમ પ્રયત્ન કર્યો છે; ને સર્વ આર્યોને એ ગ્રંથ મનન કરવા

૧ રચનાર શ્રીનારાયણ હેમચંદ્ર. જુનાગઢ. કીમત ૦-૮-૦

જેવો છે. એ ગ્રંથમાંનો વિષય બહુ ગંભીર, મહત્તાવાળો, તથા વિવાદાસ્પદ છે, એટલે અમે અમારા અભિપ્રાયો એ ગ્રંથમાંના સિધ્ધાન્તોવિષે અત્રે દર્શાવી શકીએ તેમ નથી, અન્યત્ર તે દર્શાવીશું, પણ હાલના યુરોપીય પંડિતોએ જે નિશ્ચય કર્યો છે તે પરિપૂર્ણરીતે, આ એકજ પુસ્તકથી લક્ષમાં આવે તેમ છે, માટે સર્વ વિચારવાન્ સજ્જનોને એ પુસ્તક ઉપયુક્ત છે. ભાષાપરત્વે, પાછા શ્રીનારાયણ પોતાના અસલ સ્વરૂપ પરજ ગયેલા છે એ જોઈ અમે મોદિત છીએ.

૩ સંન્યાસી ૧ :—આ એક અતિ ઉત્તમ વાર્તા છે. તે રચનારે એમાં જે અગાધ ચાતુર્ય વાપરી ઉત્તમ, નિઃસીમ, પરિશુધ્ધ, ને તેથી દિવ્ય, પ્રેમની જે પ્રતિમા એમાં ખડી કરી છે, પ્રેમનું ઈશ્વરત્વ પ્રતિપાદન કર્યું છે, તથા તે ઈશ્વરની ધર્મમય પ્રેરણાથી અતિ દુષ્ટ જીવિતમાં પણ ભવ્ય પરિવર્તન થતાં સમજાવ્યાં છે, તે અમે પ્રતિ મનુષ્યને મનન કરવાની ભલામણ કરીએ છીએ; ને ગ્રંથકાર થવા ઇચ્છતા તરુણોને અવશ્યે વિચારવા સોંપીએ છીએ. આ ગ્રંથની ભાષાની શિથિલતા વિષે તથા તેના વિષયની ગૂઢમહત્તાવિષે આપણા પ્રસિદ્ધ વિદ્વદ્વર રા. નરસિંહરાવે વાર્તિક લખી અમને પરમાનંદ પમાડ્યો છે, ને તેમના વિવેચન સાથે અમે અનુમત થયા છીએ, તેથી અત્રે વિશેષ કહેવા ઇચ્છતા નથી.

૪ ઇન્દ્રજિતવધ* :—આપણા ગુર્જર ગ્રંથકારોમાં જે પ્રથમ પંક્તિના લેખક છે તેમનાં નામ ફક્ત આંગળીના વેઢાથી નહિ પણ આંગળીઓ માત્રથીજ ગણી શકાય તેટલાંએ પૂરાં નથી. આમ થવાનાં કારણો ઘણાં છે, તેમાં મુખ્ય તો ઉત્તેજનનો અભાવ એજ છે; એટલે જે વિદ્વાનોને લખવાનો એક શોખજ પડી ગયો છે, લખવાનું વ્યસનજ લાગ્યું છે, તે ફક્ત ગાંઠનું ગોપીચંદન કરીને પણ એ કામ બજાવે છે. પણ એવા ખરા વિદ્યાવિલાસી જનોમાંથી ખરા લેખક નીકળી આવે છે. આવા લેખકોમાં રા. દોલતરામ પણ ઉંચી પદવી ધરાવે છે એમ તેમના કાવ્ય ઉપરથી સિદ્ધ થાય છે. ઇન્દ્રજિત રાવણનો પુત્ર હતો, ને તેનો રામની સાથે યુદ્ધ કરતાં વિનાશ થતાં તેની સ્ત્રી સુલોચના સતી થઈ હતી એ કથા આપણા લોકોને સુપ્રસિદ્ધજ છે. એને આધારે આ કાવ્ય રચાયલું છે. સાહિત્યદર્પણમાં વિશ્વનાથ કવિએ કાવ્યનું લક્ષણ આપ્યું છે, તે પ્રમાણે ઐતિહાસિક વસ્તુને લઇ તે ઉપરથી જુદાજુદા છન્દાદિમાં સર્ગબદ્ધ ગ્રંથ કરવો, ને તેમાં વન, ઋતુ સમય, વિહાર યુદ્ધાદિવર્ણન

૧ બંગાલી ઉપરથી ભાષાંતર કર્તા શ્રીનારાયણ હેમચંદ્ર.

* રચનાર રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યા. નડીઆદ મૂલ્ય રૂ ૧-૦-૦

આણવાં એ પ્રમાણે આ કાવ્ય 'કાવ્ય' એ નામને યોગ્યજ છે; તથા ગૂજરાતીમાં એવાં કાવ્યનો પરિચય નથી તે કરાવવાને સારા નમુનારૂપ છે. સંસ્કૃતમાં રઘુ, કુમાર, શિશુપાલવધ, ભટ્ટિ, કિરાત, ઇત્યાદિ મહાકાવ્યો પ્રસિદ્ધ છે, તેવું આ પણ એક મહાકાવ્ય છે, છતાં તે પ્રાચીન કાવ્યોને કેટલે અંશે મળતું આવેછે એ વિચારવાનું છે, ઉપદેશ આપવામાટે લખાણમાત્રની પ્રવૃત્તિ છે, પણ તેમાંએ કવિતા પ્રથમ પંક્તિ ધરાવે છે, કેમકે કાન્તાની પેઠે સરસતા પેદા કરી પ્રેમાનંદમય મૃદુતાદ્વારા, સરલ હૃદયમાં બોધ વિસ્તારે છે. ઇંદ્રજિતવધનો બોધદાયી અંતતો સુપ્રસિદ્ધજ છે, એટલે રા. દોલતરામે તેને પોતાની શક્તિથી કેવો દીપાવ્યોછે તેજ જોવાનું છે. ને તેવિષે આપણે સ્પષ્ટ કહીએ કે તેને દીપાવવામાં ને સતીઓનું સતીપણું શોભાવી આપી શૂર અને પ્રેમનો પવિત્ર મહિમા ચીતરવામાં તેઓ સારી ફતેહ પામ્યા છે. રામલક્ષ્મણ હનુમાન, રાવણ, ઇંદ્રજિત--સીતા, મંદોદરી, સુલોચના ઇત્યાદિ પાત્ર વર્ગની મહત્તા વિષે કાંઇ વિચારવાનું છેજ નહિ, પણ તે તે પાત્રની મહત્તા કાવ્ય રચનારે પણ યથાર્થ સાચવી પોતાના કાવ્યકલ્પનારૂપ તરંગને ઠીક દોર્યોછે એ તેની પ્રતિભાનો ઉદાર પ્રકાર જોઇ આપણે તેને અભિનંદવાનોછે.

કાવ્યમાં રાત્રી, પ્રભાત, વન, વિલાસ, યુદ્ધ આદિ વર્ણનો આવેજ છે, ને તે વર્ણનોની મુખ્યતા એજ, કાવ્ય ને ઇતિહાસથી જુદું પાડે છે, નહિતો રામાયણ ભારતાદિને પણ કાવ્યમાં ગણાત. કાવ્યમાં ઐતિહાસિક વસ્તુ બહુ નાનું અને ન્યૂન વિસ્તારવાળું હોઇ અપ્રધાન રહે છે, ને તે વસ્તુને અવલંબી ચાલેલી કવિની પ્રતિભા બહુ પ્રધાન રહે છે; ઇતિહાસમાં એથી ઉલટું હોય છે. ત્યારે કાવ્યનું કાવ્યત્વ સંપાદન કરનાર ધર્મ કેવલ કવિગત પ્રતિભાજ છે, ઐતિહાસિક વસ્તુનું યાથાત્મ્ય એ નથી, તો સહજ પ્રશ્ન થાય છે કે ઇંદ્રજિતવધને જે કાવ્યત્વ આપણે આરોપીએ છે તે તેના રચનાર કવિની પ્રતિભાના પ્રભાવથીજ કે ઐતિહાસિક વસ્તુની મહત્તાથી? જો વસ્તુમાહાત્મ્યથી કાવ્યત્વ કહેવા જઇએ, જેમ ઘણા લોકો કરે છે, તો તે ભુલ છે; કેવલ પ્રતિભાની મહત્તાથી કાવ્યજ કહીએ તો તે વાસ્તવિક છે. "ત્યારે ઇંદ્રજિતવધમાં જે પ્રતિભાનું પ્રતિબિંબ છે તે કેવું છે એજ જાણવાની વાત છે. પ્રતિભા એટલે સ્વાભાવિક કાવ્ય રચવાની શક્તિ. વિશ્વનાં વસ્તુ પદાર્થાદિને તો સર્વે જુએ છે," વિચારે છે, પણ તેમાંથી કાંઇક નવીજ ચમત્કૃતિ કાઢી આનંદ અનુભવવો ને ઉપજાવવો તે પ્રતિભાનું કામ છે. એક મહાકાવ્ય રચવા માંડયું હોય અને તેમાં રાત્રી પ્રભાત આદિ વર્ણન કરવામાંઆવ્યાંહોય તેને રીત પ્રમાણે વર્ણવી જવાં અને જે વસ્તુને આલંબન ગણી કાવ્ય પ્રવર્ત્યું છે તેની અને વર્ણનના રસની એકતા

કરવામા લક્ષ ન રાખવુ એ સારી પ્રતિભાનો નમુનો ન કહેવાય. ઉદાહરણ તરીકે લઇએ તો સર્ગ દશમામા જે પ્રભાત વર્ણન છે તે ખરેખરૂં શુદ્ધ પ્રતિભાનુજ કાવ્યત્વ છે એમા શક નથી, છતા આલંબનગત વીરરસ, તેને ગૌણત્વ પમાડી, કેવલ શાન્તરસ પ્રધાન થઇ ગયું છે, એ કવિની પ્રતિભામા દ્વૈતભાવ થયેલો સૂચવે છે, તે તે પ્રતિભા બરાબર એકતાનતાને પામેલી ,નથી એમ, આપણને જરા વાર જણાવે છે પણ પ્રતિભા જાતે નથી એમ નથી પ્રતિભા તો છેજ છે ને તે રા૦ દલપતરામના ઋતુવર્ણનમા જણાવેલી છે તે કરતા પણ ઉચા પ્રકારની છે, એ એજ સર્ગની રચનાથી પણ સહૃદયને સમજાશે એજ પ્રમાણે ઉત્તમ પ્રતિભાના ઉદાહરણ જોવા હોય તો પાચમો સર્ગ સૈન્યરચના, ચૌદમો સર્ગ-સુલોચના વર્ણન, તથા બીજા સર્ગો સીતામદોદરી સવાદ, સુલોચનાવિરહ ઈત્યાદિમા પુષ્કળ મળી આવે છે, ને રા૦ દોલતરામની શુદ્ધ કાવ્ય શક્તિ આપણને જણાવે છે સ્વાભાવિક પ્રતિભાને પણ સસ્કારની તો જરૂરજ છે હીરો હીરો છે તે વાત ખરી છે, પણ તેને ઓપી સાફ કરવાની જરૂર છે, તેમ ન થાય તો તેનુ હીરાપણુ નકામુ જેવુ થઈ રહે છે, પ્રતિભાના આનદમા નિમગ્ન થઇ આ કાવ્યમા કવિએ જે કાવ્ય રચ્યા છે તે રસ અલકારાદિથી ભરપૂર છે, પણ તેમા તેમના તરગ એટલા બધા ઉપરાઉપરી દોડી રહ્યા છે, ને કાંઇ નવીન પ્રકારનું- અસાધારણ- કાવ્યત્વ ચમકાવી દેવાની કવિની ઉત્કઠાને લીધે એવા સચવાઇ પડયા છે, કેટલાક પદ્યો કેવળ ક્લિષ્ટ થઇ ગયા છે, ને અર્થનો બોધ સ્ફુટ રીતે કરતા નથી એટલુજ નહિ, - પણ કોઇ કોઈવાર તો બહુ મનન કર્યા છતાએ સ્પષ્ટ થતા નથી. કાવ્યમાના જામેલા રસને પડતો મૂકીને શબ્દો કે અલકારોની ક્લિષ્ટતાને બધ બેસાડવા માટે ચોળી રહી દુ ખ વેઠવુ પડે એ રસજ્ઞ વાચનારને તો કડવુ ઝેર જેવુ લાગે, અને કવિપણ જો ખરો રસજ્ઞજ હોય તો એવી ભુલમા કદાપિ ન ઉતરે એટલાજમાટે કાવ્યોમા પ્રસાદગુણને આવશ્યક ગણ્યો છે, ને શાન્ત,કે શૃગાર કે કરુણપ્રધાન કાવ્યમા તો તે જીવન રૂપ છે એમ પણ વાસ્તવિક રીતે માનેલુ છે સાહિત્યકારોના વચન પ્રમાણે બોલીએ તો 'કાવ્યાર્થ તો દક્ષિણની સ્ત્રીઓના સ્તનની પેઠે છેક ખુલ્લો થઇ જતો હોય તેપણ કામનો નહિ તેમ ગુજરાતની સ્ત્રીઓના સ્તનની પેઠે છેક ગૂઢ હોય તે પણ કામનો નહિ, પણ મારવાડની સ્ત્રીઓના સ્તનની પેઠે કાઇક ગૂઢ ને કાંઈક નહિ ગૂઢ એવો હોય તેજ ખરો" રા૦ દોલતરામની ઘણી રચના બહુજ ક્લિષ્ટ છે, ને તે ઠેકાણે ઠેકાણે જણાઇ આવે છે, કેવલ નજ સમજાય એવી ક્લિષ્ટતા લેતા કરતા કાઈક સમજાય તેવી ક્લિષ્ટતાનો એકજ નમુનો બતાવીએ

દિવ્યપરી મુખ ગૌર ધરી જ્યમ અંબર શ્યામવિષે વિલસે છે,
રાત સમે નભમિષ્ટ સરોવરમાં સમ પંકજ નૃત્ય કરે છે;
તોપણ પાંખડી સર્વ સહિત મિંચાય ઉદિત થયો જ્યવ ભાનુ,
આજજ આ ગઢલંક વિષે ક્યમ આમ અહો વિપરીત જણાયું !

આ પદ્ય ચંદ્રવર્ણનનું છે ને કવિની ઉક્તિ છે. એમાં સારી પ્રતિભા પ્રેરિત રસ છે એમ કોણ નહિ માને? ચંદ્રને ગૌરમુખી પરિ કલ્પી શ્યામ અંબરમાં—આકાશ તથા વસ્ત્રમાં—વિચરનારી કહી, વળી તેનેજ નભ સરોવરનું પંકજ કર્યું, ને તે યથાર્થ નૃત્ય કરતુંજ કહ્યું ને તેથી સરોવરપણુ જરૂર મિષ્ટજ, નહિ તો પંકજ નાચે શામાટે? આમ શબ્દે શબ્દે રસ પૂરીને આ પદ્યને કવિએ શુભ પ્રતિભાના પ્રતિબિંબરૂપે ઝળકાવ્યું છે એમાં સંદેહ નથી; પણ એજ પ્રતિભા કેવી આંબળી નાંખી છે, તેને કેવી મચડી નાંખી છે ને ક્લેશ પેદા કરી રસ ભંગ કર્યો છે એ સંસ્કાર હોય પણ નજરે પડી ખેદ પમાડ્યાવિના રહેતો નથી. મુખ્ય ક્લેશ તો એજ થાય છે કે ચંદ્રનું ઉદય થઇ પ્રાતઃકાળે અસ્ત થવું તેને પંકજના નાચવા તથા મીચાવારૂપે વર્ણવ્યું છે. ને તે રાતમાં તથા સૂર્યોદયથી થયું એમ વૈપરીત્ય બતાવી વિભાવના કે વિશેષોક્તિ કરી છે. વળી ચંદ્રને પંકજની ઉપમા આપી છે પણ ચંદ્ર જે ઉપમેય તેનું ઉપમાનમાંજ અધ્યવસાન પણ અતિશયોક્તિમાટે રાખેલું છે. આવા અલંકાર સાધવાતરફ કવિનું લક્ષ ગયું છે. પણ એમ કરવામાંથીજ ક્લેશ પેદા થયો છે. વસ્તુગત્યા જ્યાં સંબંધ બંધ બેસી શકે ત્યાં આવી કાર્ય કારણ ભંગરૂપ કલ્પના એક ચમત્કારમાટે યોજી શકાય. સૂર્યથી કરી પંકજનું મીચાવું, કે રાતમાં તેનું નાચવું એ બન્ને વસ્તુગતિજ નથી, છતાં કવિઓ સ્વતંત્ર છે, તેમ પણ કલ્પી શકે, પણ તે ક્યારે? જ્યારે આલંબનગત રસના નિર્વાહથી એ ઊંચી કલ્પના ગતાર્થ હોય ત્યારેજ. લંકામાં શું સૂર્ય ઉદય થતાં ચંદ્ર અસ્ત પામતો ન હતો? કે તે વાતને "આજજ" એમ કેમ થયું એમ કવિ બતાવે છે? આજજ એ શબ્દથી એમ સૂચના થઇ જાય કે આલંબનગત કોઇ એવો રસાંશ હશે કે જેથી આમ વૈપરિત્ય સમજાય, અને જે પંકજ—ચંદ્ર—છે તે અથવા ભાનુ કે ઉભય કોઇનું રૂપક માત્રજ હશે, લાક્ષણિક જેવાં હશે. પણ આમાંનું કશું એ છેજ નહિ, છતાં વિનાકારણ આવી વિપરીત કલ્પના એક અલંકારના લોભથી કરીને કવિએ પરમ ક્લેશ ઉત્પન્ન કર્યો છે. ક્લેશ નહિ પણ વિરોધજ થયો પણ ગણાય. એ વિરોધ ટાળવા આપણે ધારીએ કે ભાનુ તે રામચંદ્ર હોય ને પંકજરૂપ ચંદ્ર તે ઈ-

આવા પ્રકારના સંસ્કારદોષ તો અનેક છે. માટે શું પ્રતિભા નથી? જેમ કલંક સહિત પણ નિષ્કલંક ચંદ્રપ્રભા દીપે છે. તેમ રા. દોલતરામની પ્રતિભારૂપ કૌમુદીપણ અસંસ્કારરૂપ કલંક સહિત છતાં નિષ્કલંક શોભે રાત્રીથીજ દિવસ શોભે છે, અંધારામાંજ અગ્નિ વધારે દીપે છે, તેમ ક... ત્વપણ કાંઇ અસંસ્કારમાં છુપાયેલું વધારે દીપી ઉઠે છે—તે સ્વાભાવિક રીતે કવિતામાં સિદ્ધ છે એમ થાય છે. સંસ્કારદોષ છે તે ઉચ્ચાભિલાપી થવાથી ટળે એમ છે; છેક પ્રાકૃત લોકની ખુશી સંપાદન કરવા તરફ વળવાથી, એટલે કે સહેલા શબ્દો વાપરવા જવાના લોભથી, એકાદ તડપડ પરીધરી જેવા પ્રાસના લોભથી, થઇ આવે છે. પણ ઉચ્ચાભિલાપી ખરા પ્રતિભા પુંજક કવિઓ અપ્રાકૃત અલૌકિક સુંદરતા—રસ—ના પૂજક છે, ને તેમણે તો કદાપિ લૌકિક પ્રાકૃત ધર્મ લેવોજ જોઇએ નહિ. આમ શુદ્ધ પણ કાંઇક સંસ્કાર હીન પણ પ્રતિભા તો સર્વથા આ ઇંદ્રજિત કાવ્યમાં ઝળકીજ રહેલી છે. તે તેથીજ તેને કાવ્યત્વ તથા તેના રચનારને કવિત્વ બન્ને સાથેજ પ્રાપ્ત થાય છે, ને યોગ્ય છે.

એસિવાય, સૈવ્યસેવકધર્મ (શાસ્ત્રી શંકરલાલનું) હજરત મહંમદનું જીવન ચરિત, માઅનેછોકરાં, સીતાવનવાસ (શ્રીનારાયણ હેમચંદ્રનાં); સદ્ગુણી વહુ (રાૈ૦ વનમાલી લાધા મોદીનું ભાષાન્તર*); રાજ્યપદ્ધતિ અંગ્રેજી તથા ગૂજરાતી (રા. મલ્હાર ભીખાજી બેલસરેની) એટલા ગ્રંથો પણ અમને અભિપ્રાયમાટે મળેલા છે તે સર્વે બહુ સારા છે, ને વાંચવાયોગ્ય છે. શ્રીનારાયણના ત્રણે ગ્રંથનો વિષય બહુ ઉત્તમ છે, તેમ રા. બેલસરેનો ગ્રંથપણ દેશની રાજ્યવ્યવસ્થા સમજવાની આવશ્યક જરૂર પૂરી પાડનારો તથા ઉપયોગી છે.

---

ઝેર કાજળી ! ! ક્યાંથી એ શબ્દ આવ્યો? ઝેર એટલે વિષ તેકા એવી વિભક્તિને પ્રત્યય અને જલીતે જલ એમ કાંઇક સંગતિ મેળવીને વિષ-જલ એવો શબ્દ કવિએ કલ્પ્યો હશે! ચતુરાઇ ખુબ કરી !! શબ્દ વિભાગ ઝેર+કા+... નેપ એ નથી લાગતો પણ ઝેર+કાજલી એમ લાગે છે તે ભાષા વિચાર... રાવણ વંશ કલંકેલું.

* આમાં પ્રથમ બે ઉદ્ધાપીજું ભાષાન્તર પણ થયેલું છે, જે વિષે અમે એક... દ્રિય અને ઉર અથવા એવાજ ર છીએ. વિષય ઉત્તમજ છે એતો નિર્વિવાદ છે. ...ત્વરૂપ ગ્રામ્યતા થઇ છે તે વાત જ સરખાવટ કરી જોતાં પૂર્વેનું જે ભાષાન્તર છે ...રહિત છે, માટે સહૃદય વિચારી લે... અને શબ્દો એ ગ્રામ્ય શબ્દો વાપ...

# વિજ્ઞાપના.

લખાણ—આ પત્રને માટે સર્વેએ છુટથી કરવું–એવી અમારી અસલથીજ પ્રાર્થના છે; પણ તે કે જે પણ માસની તા૦ ૧૦ મી પૂર્વે આવશે તેજ તે પછીના માસમાં દાખલ થઇ શકશે. લખાણ તથા પત્ર, ચોપાનિયાં વગેરે સંબંધી વ્યવહાર પ્રિયંવદાના તંત્રી–નડિયાદ, એ સરનામે રાખવો. પત્રના લવાજમ તથા વ્યવસ્થા બાબત અમને લખવું. "મળેલું" એમ લખ્યાવિનાના જેટલા વિષયો આ પત્રમાં આવ્યા છે કે આવે છે તેનો કોપીરાઇટ તંત્રીનો છે, માટે તે છાપવા છપાવવાનો કોઇને હક નથી.

---

લવાજમ પોસ્ટની ટીકીટથી વાળવામાં આવે તો તે ટીકીટ માત્ર ૦॥ આનાવાળીજ હોવી જોઈએ. દર રૂપીએ એક ટીકીટ વટાવની પણ વાળવા ચુકવું નહિ. વળી પૂર્વ ભાગ મગાવનારે ૦॥ આનો વધારે વાળવો.

---

જાહેરખબરો—ભાવ એક વખતનો:—આખા પાનાના રૂ ૩). ૦॥ પાનાના રૂ ૨) ૦। પાનું અથવા બે ઇંચ જગાનો રૂ ૧॥ દરેક લીટીના રૂ ૦)॥ લાંબી મુદતમાટે ઉધડ ભાવ ઠરાવવામાં આવશે. ૨૦ મી પૂર્વે જે જાહેરખબર નહિ મળે તે તે પછીના માસમાં જગા હશે તોજ આપી શકાશે–નહિ તો તે પછીનામાં આવશે.

મુંબઈ–પુસ્તક પ્રસારક મંડળી,
કાળકાદેવી ગોકળ વાડી.

રામદાસ કાશીદાસ મોદી.
વ્યવસ્થાપક

ધર્મ-અર્થ-કામ ને મોક્ષ એ ચારે પ્રમાણમાં જ્યાં ચર્ચાય છે એવું-

પુસ્તક ૪ ૬ અંક ૭



# પ્રિયંવદા.

એપ્રિલ સને ૧૮૮૯.

PRIYAMVADÁ.

*A Social and literary Monthly Magazine.*

नहिज्ञानेनसदृशंपवित्रमिहविद्यते ॥ भ. गी. ४. ३८ ॥

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।

आत्मैवह्यात्मनोबन्धुरात्मैवरिपुरात्मनः॥ भ.गी.६.५॥

અર્થ—આ જગતમાં જ્ઞાન (પરમજ્ઞાન) સમાન પવિત્ર બીજું કાંઈ નથી. (તે પ્રાપ્ત કરવામાં) આત્માવડે આત્માને તારવો, પણ આત્માનો નાશ ન કરવો, કારણ કે આત્મા એજ આત્માનો બંધુ છે ને રિપુ પણ છે (અર્થાત્ પોતે પોતાની મેળે સન્માર્ગે ન લે, તો આત્મા આત્માનો રિપુ થયો, ને લે, તો બંધુ થયો)

અનુક્રમણિકા.




તંત્રી—પ્રોફેસર મણિલાલ નભુભાઈ દ્વિવેદી, નડિયાદ.

વ્યવસ્થાપક—પુસ્તક પ્રસારક મંડળી—મુંબઈ.

મુંબઈ;

સુબોધપ્રકાશ પ્રેસ.


પ્રગટ થઈ ૧ ના ૨ ૦)૭ પ્રિયમ્વદાઓ પોસ્ટેજ મળીને-ગામ પરગામવાળા પાસે એકસ—અગાઉથીજ લીધામાં આવે છે

## नरतन-गोकुळ विषे.

( મળેલું. )

નરતન ગોકુળમાં ગિરધારી-ખેલ કરે જુઓ ખાસા,
પૂરણ બ્રહ્મ કરે પરિપૂરણ-આહિર ભક્તની આશા-નરતન ગો.
પ્રથમ પાપમતી હણી પુતના-ચિંતાનું ઝેર ચુશીને,
ટાળ્યો પછી તરણાવત ટંટો-રાજી કીધો છે ઋષીને-નરતન ૧
ભક્તિ જસોદાયે બાંધ્યા છે ભુધર-પ્રેમને દામણે વહાલો,
દ્રુપદ મમપદ ઝાડ ઉખેડ્યા-લીલા કરે નદલાલો-નરતન ૨
વાદ વછાસુરનો વધકીધો-સમતા કોટી કેરે ધાયે,
મોહ બગાસુર મોહને માર્યો-તપશાતણા તટ માંહે-નરતન ૩
આળસ દૈત અઘાસુર આવ્યો-સાધન બાળક સહાયા,
એક ઘડીમાંહે એ દૈત માર્યો- અર્ભક જીવતા આવ્યાં-નરતન ૪
ભણતર બ્રહ્માનો ગર્વ ગળ્યો છે-છોભા પડ્યા ગુણસિદ્ધ,
ધુન્ય વૃંદાવનમાં ચારે ધેનો-દયારૂપી દિનબંધુ-નરતન ૫
કરુણા કુંવારિકા વ્રત કરે છે-સીતળતા રત સારી,
અભય કદંબે ચઢી આલબેલો-નહાતી હરી વ્રજનારી-નરતન ૬
દુર્જન મેઘ ચઢ્યા દુઃખ દેવા-ધ્યાન ગોવરધન ધાર્યો,
ઋષિરાજ, પ્રભુ ગોકુળ રાખ્યું-ઈંદ્રનો ગર્વ ઉતાર્યો-નરતન. ૭

---

## श्रीमद्भगवद्गीता.

( અનુસંધાન પાને ૧૦૫ થી. )

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥
कर्मण्यकर्म यःपश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥
यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुःपंडितं बुधाः ॥ १९ ॥

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥
निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥
यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समःसिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥ २२ ॥
गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥
ब्रह्मार्पणं ब्रह्महवि र्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

**અક્ષરાર્થ:**—(૧૭) કર્મનું તેમ વિકર્મનું અને અકર્મનું (તત્ત્વ) જાણવાનું છે, કર્મની ગતિ ગહન છે (૧૮) કર્મમાં જે અકર્મ જુએછે ને અકર્મમાં કર્મ જુએછે, તે, મનુષ્યોમાં બુધ્ધિમાન, યુક્ત, અને સર્વકર્મ કરનાર, છે. (૧૯) જેના સર્વે સમારંભ કામસંકલ્પ વર્જિત છે તેવા, જ્ઞાનાગ્નિથી દગ્ધકર્મવાળાને બુધ લોક પંડિત કહેછે (૨૦) કર્મફલનો આસંગ તજી નિત્યતૃપ્ત અને નિરાશ્રય એવો તે કર્મમાં અભિપ્રવૃત્ત છતો પણ કાંઈ કરતો નથી. (૨૧) નિરાશ અને યત-ચિત્તાત્મા તથા સર્વપરિગ્રહરહિત (એવોતે) માત્ર શારીરકર્મ કરવાથી કિલ્બિ-ષ પ્રાપ્ત કરતો નથી (૨૨) જે યદૃચ્છાલાભથી સંતુષ્ટછે, દ્વંદ્વાતીત છે, અને સિદ્ધિ કે અસિધ્ધિ ઉભયપરત્વે સમ છે, તે કરતો છતો પણ બંધાતો નથી. (૨૩) સંગરહિત, મુક્ત, અને જ્ઞાનસ્થચિત્તવાળાનાં યજ્ઞાર્થે કરેલાં કર્મ સમગ્ર લય પામે છે (૨૪) અર્પણ બ્રહ્મ, હવી બ્રહ્મ અગ્નિબ્રહ્મ, હોમવું બ્રહ્મ, ને તે કરવાનું બ્રહ્મમાંજ, બ્રહ્મકર્મસમાધિથી કરીને.

**વિવેચન:**—કર્મ શું અને અકર્મ શું ઇત્યાદિ વિવેક કરવામાં પંડિતો પણ ગુંચવાઇજાયછે માટે તે હું તને સમજાવું, જેથી તારો અશુભથી મોક્ષ થાય એમ આગળ શ્રીકૃષ્ણે કહ્યું છે એ કર્મવ્યવસ્થા હવે સ્પષ્ટરીતે સમજાવેછે. કર્મ એટલે ક્રિયા માત્ર એમ સમજવાનું છે, અમુક ધર્મ, કે અમુક દેવદર્શનાદિ કે યાગયજ્ઞાદિ, કે ભજનકીર્તન તેટલુંજ કર્મ એમ નહિ. મન, વાણી, કાયા એસર્વથી જે જે ક્રિયામાત્ર બને તે બધાં કર્મ. કર્મનો શાસ્ત્રીયરીતે અર્થ કરીએ તો એટલોજ થાયકે કારણસમુહ; કેમકે જે જે કામ કરાયછે થાયછે તે બધાં હવે-

પછી થનાર કોઇ બીજા કાર્યનાં કારણ છે અને (ભૂતકાળમાં થઇ ગયેલાં કોઇ કારણોનાં કાર્ય છે). આટલી સમજ કર્મશબ્દના અર્થ પરત્વે લક્ષમાં રાખવાથી શ્રીકૃષ્ણ જે કહેછે તે બહુ સારી રીતે સમજવામાં આવશે. સામાન્યરીતે કર્મ એટલે વેદોક્ત વિધિ (જેમકે સ્વર્ગ કામનાવાળાએ જ્યોતિષ્ટોમ કરવો) અને વિકર્મ એટલે વેદોક્ત નિષેધ (જેમકે કલંજભક્ષણ કરવું નહિ). તેમજ અકર્મ એટલે કાંઈપણ નકરવારૂપી મૌનાદિ. એ ત્રણેનું રહસ્ય ઘણું ગહન છે માટેજ તેમનું તત્ત્વ યથાર્થ સમજવાનું છે. કર્મની ગતિ અર્થાત્ કર્મની વ્યવસ્થા બહુ સૂક્ષ્મ અને તેથી ન સમજાય તેવી છે માટે આ ત્રણ વિભાગ જેમ સામાન્યતઃ સમજાય છે તેમ સમજાયા એટલે કર્મનું તત્વ સમજાઇ ગયું એમ ન જાણવું. ઉદાહરણ તરીકે,કોઇ વેદોક્ત વિધિરૂપ યજ્ઞાદિ કરતો હોય અને નિષેધરૂપ કર્મ ન કરતો હોય. ને તેટલાથીજ પોતે બહુ ધાર્મિક છે એમ અભિમાન કરતો હોય, અથવા કોઇ મૌન ધારણ કરી ફરતો હોય, વા સંન્યાસી કે જ્ઞાની થયો છુ એમ અભિમાન રાખી વેદોક્ત વિધિનિષેધ પાળતો ન હોય, તો આવા યજ્ઞાદિકર નાર કે ન કરનાર તે સર્વે કર્મનું રહસ્ય સમજતાજ નથી, પણ શબ્દમાત્રથી ઠગાઇ કેવલ મિથ્યાચારમાં ભમે છે એમજ જાણવું. આ પ્રમાણે અમે લખીએ છીએ તેથી કોઇને નવાઈ લાગશે. પણ તેમ નથી. કર્મની ગતિ બહુ ગહન છે, માટે તેનો વિવેક કરવાનેજ શ્રીકૃષ્ણે સ્પષ્ટ રીતે અમે કહીએ છીએ તેવોજ આશય સ્ફુટ કરવા માંડ્યોછે. કહે છે કે જે કર્મમાં અકર્મ જુએછે અને અકર્મમાં કર્મ જુએછે તે બુદ્ધિમાન્ છે. કર્મ એટલે વિહિત પ્રતિષિદ્ધ એવાં જે કાર્યમાત્ર તેને જે મનુષ્ય યથાર્થ રીતે અકર્મ- ન કરવારૂપ નથી કરાતાં એમજ-સમજેછે, તેમ અકર્મ એટલે સંન્યાસાદિ તેને પણ જે કર્મરૂપે સમજેછે, તેજ બુદ્ધિમાન્ છે. આત્મા સર્વદા અક્રિય અકર્તા અવિકૃત છે તેને કર્મ નથી અકર્મ પણ નથી. નાવમાં બેઠેલો માણસ નાવની ગતિ તીર ઉપરનાં વૃક્ષાદિને આરોપેછે, તેમ શરીર ગુણાદિની ગતિ (કર્મ) જીવ તટસ્થ આત્માને આરોપે છે; કર્મમાં અહભાવ ધરેછે અર્થાત્ પોતેજ અકર્મ છે તે સક્રિય સકર્મ એમ અહંભાવથી માને છે, ને દેહાદિનાં કર્મ પોતામાં આરોપે છે, એ ખોટું છે. આનો વિવેક સમજી, ગુણોજ ગુણથી પ્રવર્તે છે એ વાક્ય હૃદયમાં ઠસાવી, જે પુરૂષ કર્મ કરે,તે કર્મ ન કરતો હોય તેવુંજ છે;કેમકે પોતે અહંભાવ તજ્યો છે એટલે દેહ દેહનાં કર્મ કરે છે તેમાં પોતે જે અક્રિય છે તેને લેવા દેવા નથી. આમ તત્ત્વ વિચારતાં કર્મ પણ અકર્મજ છે. એજ રીતે સંન્યાસાદિ જે અકર્મ ગણાય છે તે પણ કર્મજ છે; કેમકે હું સંન્યાસી એવો અહંભાવ હોય ત્યાં સુધી તે અકર્મ નથી, પણ કર્મ છે, ને પણ ખરાબ કર્મ

છે. વળી અકર્મ સંભવતુંજ નથી, કેમકે સંન્યાસ કરનાર પણ શાનો સં-ન્યાસ કરી શકે છે? ખાવાનો, પીવાનો, ફરવાનો, બોલવાનો, વિચારવાનો, શ્વાસપ્રશ્વાસનો, રક્તક્રમણનો, શાનો સંન્યાસ કરે છે? આમાંની એક વાતનો ત્યાગ બનતોજ નથી, કદાપિ પણ તે અટકાવાતી નથી, કેમકે સર્વદા કર્મ કર્મ ને કર્મ એતો વસ્તુ ગતિજ છે. અપ્રવૃત્તિ એવી વસ્તુ ગતિજ છે નહિ. દેહેન્દ્રિયાદિ કદાપિ પણ અકર્મ થનારાં નથી; અકર્મ તો કેવળ તે સર્વનો અન્તર્હિત સાક્ષી આત્મા તે છે. ત્યારે અમે સંન્યાસી થયા છીએ એમ અભિમાન ધારી, જે કદાપિપણ અકર્મ ન થઇ શકે એવાં દેહેન્દ્રિયાદિને અકર્મ માનવાં અને જે સર્વદા અકર્મ આત્મા તેને 'હું અકર્મ છું' એમ અહંભાવ રાખી સુકર્મ કરવો, એ મહાભ્રમ છે. વાસ્તવિક રીતે તો કર્મ કદાપિ છૂટવાનું નથી; પણ તેમાં અહંભાવ તજવો એટલુજ રહસ્ય છે. આમ વિચારવાથી અકર્મ પણ કર્મ થઇ રહેશે. ત્યારે હવે સ્પષ્ટ થઇ ગયું કે કર્મ (એટલે વિહિત તેમ નિષિદ્ધ બન્ને) પણ અકર્મ છે, ને અકર્મ પણ કર્મ છે, ને જે એમ સમજે છે, તેજ ખરા બુદ્ધિમાન્ એટલે જ્ઞાની છે, યુક્ત એટલે યોગી છે, અને સર્વ કર્મ કરનાર એટલે મ્હોટા યજ્ઞયાગાદિ કે સંન્યાસાદિ સર્વ કર્મનું જે અતિ અમુલ્ય ફલ તેનો સમજનાર તથા ભોગવનાર છે. આ પ્રમાણે કર્મ વિકર્મ ને અકર્મની વ્યવસ્થાનું રહસ્ય છે. કોઈ ટીકા આ ઠેકાણે કર્મ અને અકર્મ નો બીજી રીતે અર્થ કરે છે. નિત્ય કર્મ જેવાકે સંધ્યાવન્દનાદિ, તેનાસ્મરત્વે એવો પ્રસિદ્ધ નિયમ છે કે તેને કરવાથી લાભ નથી, પણ ન કરવાથી હાનિ છે. આ વાતને લક્ષમાં રાખી કહે છે કે કર્મ એટલે ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલું નિત્યકર્મ તેનેજ અકર્મ એટલે ખાસ લાભ કરનારકર્મ નથી એમ જે સમજે, તથા એજ નિત્યકર્મ જે લાભ આપનાર નથી એટલે અકર્મ છે, છતા તે ન કરાયતો હાનિ છે માટે તેને અકર્મ છતાં પણ કર્મ સમજે, તે બુદ્ધિમાન્. આ પ્રમાણે કર્મનો અર્થ કર્તવ્ય એવો લેઇ, નિત્યકર્મ પરત્વેજ યોજના કરે છે, ને બીજાં કર્મો પડ્યાં મૂકે છે! આવી સંગતિ કરવાથી કાંઈપણ ફલ મળતું નથી; ને કશો અર્થ સિદ્ધ થતો નથી; ઉલટી અવળી વાત સિદ્ધ કરાય છે, કેમકે જ્યાં કર્મમાત્રની વ્યવસ્થાનો પ્રસંગ ચાલે છે, ત્યા એકલા નિત્યકર્મસંબંધેજ વ્યવસ્થા કરવી કેવલ તુચ્છ છે, ને તેમાં પણ એક નિત્યકર્મનેજ કર્મ તથા અકર્મ ઉભય કોટીમાં સમજવું ને તેનેજ કાકાક્ષિન્યાયે આમ તેમ આમ ઘસડીલાવી ચુંથવું એ અર્થ કરનારની અર્થસામગ્રીનું દુર્બલત્વ સૂચવે છે. ત્યારે વાસ્તવિક તત્ત્વ આપણે કહ્યું તેમ સર્વ કર્મ પરત્વે વ્યવસ્થા સમજાવવાનુંજ છે. એજ પ્રકારની કર્માકર્મની વ્યવસ્થા શ્રીમદ્ભાગવતના એકાદશસ્કન્ધના તૃતીયાધ્યાયમાં પણ આપેલી છે.

એનેજ વિશેષ સ્પષ્ટ કરે છે. જેનાં સર્વે સમારંભ, એટલે સર્વે કર્મમાત્ર, કામ અને સંકલ્પવર્જિત છે, અર્થાત્ આ કર્મનું અમુક ફલ થાઓ, એનો હું ભોક્તા છું, કર્તા છું, ઇત્યાદિ કામના અને સંકલ્પથી મુક્ત છે, એક પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત કર્તવ્યરૂપેજ કર્તવ્ય છે, બાકી તેમાં ફલેચ્છા કે કર્તૃત્વ ભોક્તૃત્વ કાંઇ મારે છે નહિ, એમ જેનો નિશ્ચય છે, તે હજારો કર્મમાં પ્રવૃત્ત હોય તથાપિ તેને તે કર્મ કારણરૂપ થઇ બંધનમાં નાખી શકતાં નથી. પોતે તે કર્મનો અભિસંધિ તજ્યો છે, એજ જ્ઞાનરૂપી અગ્નિથી કર્મરૂપી બીજ બળી ગયાં છે, એટલે તે વાવેલાં છતાં પણ ફલનાર નથી. આવા જે જ્ઞાની હોય તેનેજ બુધ એટલે બ્રહ્મવિદ્વરિષ્ઠ પરમહંસો ખરા પંડિત ગણે છે. પંડા એટલે સમ્યક્ જ્ઞાન, તે જેને હોય તે પંડિત. બીજા વેદપારંગત, શ્રોત્રીય, અગ્નિહોત્રી છતાં કે સર્વ ત્યાગ કરી સંન્યાસાભિમાની છતાં પણ પંડિત ગણાય નહિ. એવા પંડિતો કર્મફલનો આસંગ એટલે કર્તૃત્વ ભોક્તૃત્વરૂપ સંબંધ તે તજી સર્વદા યત્કિંચિત્ પ્રાપ્ત ફલથી તૃપ્તિ માને છે; માનેજ, કેમકે તેમણે કર્તવ્યતા માત્રમાંજ આનંદ ગણ્યો છે, તેના ફલનો હીસાબ બાંધ્યો નથી, એટલે જે ફલ પ્રાપ્ત થાય તેથી તૃપ્તજ રહે. જેટલી આશા તેટલીજ નિરાશા એવો નિયમ છે; એટલે જેને આશાજ નથી તેને નિરાશા ક્યાંથી હોય ? સર્વદા તૃપ્તિજ હોય. નિરાશા એજ પરમાનંદ છે. એવા પંડિતોને ભૂત ભવિષ્ય છેજ નહિ, કેવલ વર્તમાનજ છે, કેમકે કર્તવ્યતા રૂપેજ કર્તવ્ય કર્મને સમજવામાં તેમનો આનંદ છે. એવાની તૃપ્તિનો ભંગ કદાપિ થતો નથી માટેજ તેમને નિત્યતૃપ્ત કહેવાય. નિત્યતૃપ્ત હોય તે નિરાશ્રય પણ હોયજ. દેહેન્દ્રિયાદિનો કર્મ કરવાનો સ્વભાવજ છે, માટે પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત કર્તવ્યમાં તે દોરાયછે, તેમાં હું જે અકર્તા છું તેને કાંઇ સંબંધ નથી એવો, જેનો નિશ્ચય બેસી ગયો છે; અર્થાત્ દેહેન્દ્રિયાદિરૂપ પોતાનાં આશ્રયસ્થાન છે, તેને પણ નિરાશ્રય ગણે છે, તેમા અભિમાન ધરતો નથી, તે નિરાશ્રય કહેવાય. આવો નિત્યતૃપ્ત અને નિરાશ્રય જ્ઞાની, અનેક કર્મ કરે તોપણ કાંઇ કરતો નથીઃ સકર્મ છતાં અકર્મ છે, અકર્મ છતાં સકર્મ છે. પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતાં કર્મ કરવાથી તેને કશો બાધ નથી. આવું પરમનૈરાશ્ય અવલંબી જે નિરાશ છે, અને કર્તારૂપી અહંભાવથી તેમ ફલરૂપી મમત્વભાવથી જે મુક્ત છે, અર્થાત્ જેનાં આત્મા (જીવ) અને ચિત્ત સર્વથા નિર્મૂલ થઇ ગયાં છે, યોગસ્થ-યત-છે, જે યતચિત્તાત્મા છે, ને તેથીજ સર્વ પરિગ્રહ રહિત છે--આ મારૂં, આ પારકું, આ ભોગ્ય, આ ત્યાજ્ય ઇત્યાદિ પરિગ્રહ જેને નથી--તે પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતાં શારીરકર્મ કરે તેથી

તેને કાંઇ પણ કિલ્બિષ એટલે દોષ લાગતો નથી. શારીર એટલે શરીરને માટે કરવાં પડે તે કર્મ કદાપિ પણ બાધક નથી, પણ તે જ્યારે નિરાશ અને યતચિત્તાત્મા તથા પરિગ્રહરહિત થઇ કરાય ત્યારે. શારીરકર્મ, કદાપિપણ અટકે તેવાં નથી, જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી તે દેહનું પ્રારબ્ધ પણ છે, ને તેથી તેનાં કર્મ પણ છે, એટલે શારીરકર્મ કદાપિપણ તજાય નહિ; તેને જે તજ્યાં ગણે તેજ મૂઢ જાણવો. માટે અભિમાન રહિત પ્રારબ્ધવશ શારીરકર્મ કરતાં કાંઇ પણ બાધ નથી, ઉલટું ન કરવાનો આગ્રહ માનવામાં પ્રાપ છે. વારંવાર એનું એજ પ્રતિપાદન કર્યું છે, તેથી કહેછે કે કર્મને કર્મ જાણીનેજ કર્યું છે, ફલાભિસંધિ તો છે નહિ, એટલે યદૃચ્છા અર્થાત્ પોતાની મેળે જે લાભ થાય તેટલાથીજ સર્વદા જેને સંતોષ છે, ને સુખ દુઃખ શીત આતપ, ઇત્યાદિ દ્વન્દ્વભાવ જેના મનને કાંઇ વિક્ષેપ કરી શકતા નથી, તેથી જે દ્વન્દ્વાતીત એટલે દ્વન્દ્વભાવથી પાર ગયેલો છે; ને વિમત્સર એટલે જે મળે તેથી ઉદ્ધત કે ન મળે તેથી ઇર્ષ્યાયુક્ત નથી, ને તેથી સર્વ ઉપર મિત્રભાવ પૂર્ણ મહાયોગી છે, ને આમ હોઇ સિદ્ધિ કે અસિદ્ધિ ઉભયમાં એકરૂપેજ છે; તેવો કર્મમાં નિતાન્તવ્યસ્ત હોય તો પણ ખરો સંન્યાસીજ છે, કદાપિ બંધનમા પડતો નથી. કોઇ એમ શંકા કરે કે આ પ્રમાણેનો જે ધર્મ કહ્યો તે તો સંન્યાસીને ઉદ્દેશી કહ્યો પણ ગૃહસ્થને એમ કેમ ફાવે, તો તેનું સમાધાન એવું છે કે આવી શંકા વાસ્તવિક નથી. સંન્યાસીની કે ગૃહસ્થની વાત જ નથી, કેવલ નિરભિમાન કર્મપરાયણતાનો વિવેક છે, એટલે સાભિમાન સંન્યાસ કરનાર સંન્યાસી પણ ગૃહસ્થજ છે, ને નિરભિમાન ગૃહસ્થાશ્રમ કરનાર ગૃહસ્થ પણ સન્યાસીજ છે. એજ વાત સવિશેષ સ્પષ્ટ કરે છે, ને ગૃહસ્થમાત્રને એનો એજ નિયમ ધ્યાનમાં રાખવાનો સૂચવે છે. 'સંગરહિત, એટલે અભિમાન રહિત, ને તેથીજ મુક્ત એટલે પરમ જ્ઞાનસ્થ અને નિરંતર એવાં જે ગૃહસ્થ છે તેમનાં પણ કર્મમાત્ર લય પામે છે, અર્થાત્ ફલ નથી, બંધનમાં નાખતાં નથી. તેઓ ગૃહસ્થ છે એટલે તેમનાં કર્મ છે; આપણે યજ્ઞનું રહસ્ય તૃતીયાધ્યાયના વિવરણ વખતે સ્પષ્ટ સમજી આવ્યા છીયે. તે પ્રમાણે આખું બ્રહ્માંડ એક યજ્ઞ છે, તેમ પિંડ પણ એ રૂપજ છે, એટલે બ્રહ્માંડ તથા પિંડ પરત્વે કરવામાં આવતાં કર્મમાત્ર યજ્ઞાર્થજ, યજ્ઞરૂપજ છે; તેમાં ફલાભિસંધિ તજીને તે કરાય એટલે નિર્બાધ છે. એજ કર્મરૂપ મહાપ્રવૃત્તી બ્રહ્મમયતા વર્ણવી કર્મ રહસ્યનો વિવેક સમાપ્ત કરે છે, કે કર્મ માત્ર બ્રહ્મ થઈ ... શરક ભોક્તાનો ભેદજ મિથ્યા જેમ એક કર્મ-

રૂપ બ્રહ્મ માત્રજ રહ્યું, એટલે બ્રહ્મ ભાવથી કર્મ સમજનાર, સર્વદા બ્રહ્મજ છે, મુક્ત છે, કદાપિ લેપાતો નથી. આ ઠેકાણે નકામી છીદકરનારા ઉદ્યમ એટલે કર્મ અને પ્રારબ્ધ એટલે એની મેળે થનાર નસીબ તેની ભાંજગડોમાં ભમતા લોકો ને વિચારવાનું છે કે કર્મ એજ સર્વ રહસ્યનું રહસ્ય છે, કર્મ એજ પ્રારબ્ધ છે,કર્મ એજ બ્રહ્મ છે. 'થનાર હશે તો થશે માટે હું તો કાંઇ કરનાર નથી' એવો વિચારજ ખોટો છે, પાપ છે, કેમકે થવું, થયું.ને થતુ; કર્મ કર્મ ને કર્મ; પ્રવૃત્તિ પ્રવૃત્તિ.ને પ્રવૃત્તિ; એજ બ્રહ્મરૂપ છે, ખરી વસ્તુગતિ છે, વિશ્વનો નિયમ છે. માત્ર તેમાં અભિસંધિ તજવી એટલુંજ આપણે સંભાળવાનું છે; ને તેથી સુખી થવાય તેમ છે, મોક્ષ પમાય તેમ છે. ત્યારે એજ રહસ્ય હવે શ્રીકૃષ્ણ કર્મની બ્રહ્મમયતા કહી બોધેછે. સામાન્ય યજ્ઞમાં અર્પણ કરનાર, અર્પણ કરવાનું, અર્પણ કરેલું લેનાર, તે અર્પણાદિનો ફલ પામનાર, તેનો ફલ આપનાર, એમ અનેક વ્યવસ્થા આપણે જોઈએ છીએ. યજ્ઞ એ અર્પણજ છે. જે વિશ્વરૂપ મહાયજ્ઞ છે, તેજ કર્મમય છે, કર્મ છે. એ યજ્ઞનાં તમામ અંગો બ્રહ્મ છે, માટે કર્મ બ્રહ્મ છે; ને એવી બ્રહ્મબુદ્ધિ એજ સર્વ રહસ્યનું રહસ્ય છે. આમ જ્યારે કર્મની બ્રહ્મતા છે ત્યારે ભૂત ભવિષ્ય ને વર્તમાન ત્રણે કાલમાં કર્મનો બાધ નડવાનો સંભવજ રહ્યો નહિ. અર્પણ અર્થાત્ જેમાં અર્પાયતે, જે અર્પાયતે, જેથી અર્પાયતે,—અગ્નિ, કુંડ હવિષ્, સ્રુવ્ ઇત્યાદિ એ સર્વ બ્રહ્મજછે; હોમવાનું દ્રવ્યપણ બ્રહ્મ છે; હોમ લેનાર અગ્નિ પણ બ્રહ્મ છે; હોમ આપનાર અધ્વર્યુ તથા તેનો પ્રેરક યજમાન તે પણ બ્રહ્મ છે; એ હોમ જવાનો [illegible] બ્રહ્મપદેજ છે; અને આ બધું બ્રહ્મરૂપજ હોઇ બ્રહ્મમયતા વિસ્તરે છે તેનું કારણ બ્રહ્મસમાધિ છે, અર્થાત્ બ્રહ્મનું યથાર્થ સમજાઇ યજ્ઞ–કર્મ–બ્રહ્મની એકતા સમજાઇ છે, કર્તા કરણ કાર્ય એવ ત્રિપુટી માત્ર બ્રહ્મમય થઇ છે, એટલે કર્મમાત્ર કદાપિ પણ બ્રહ્મસ્થને નડે તેમ નથી. અકર્મજ સકર્મ છે સકર્મ અકર્મ છે. આ શ્લોકને બ્રાહ્મણો બ્રહ્માર્પણ એ નામથી ઓળખે છે; ને જમવા બેસતા જલાંજલિથી બ્રહ્માર્પણ સંકલ્પ કરે છે, ત્યારે બોલે છે. હવે સમજો, કે એક જમતાંજ નહિ, પણ કર્મમાત્ર કરતાં ખરા બ્રાહ્મણને એટલે બ્રહ્મ સમજનારને બધું બ્રહ્માર્પણજ હોવું ઘટે. બ્રહ્મભાવમાં અકર્મ નથી, તેમ કર્મપણ નથી, સર્વદા કર્માકર્મ એકજ છે, અહંતા માત્રજ દુઃખરૂપ છે, તેથી જ્ઞાનીઓએ નિરંતર બ્રહ્માર્પણજ રાખવું એ અર્પણજ મહાયજ્ઞ છે. આ શ્લોકનો આવો અદ્વૈતરૂપ પરમાર્થ તઙ કેટલાં એક અર્પણ, હવિ, [illegible] અગ્નિ સર્વેનું માત્ર ભાવાર્થજ ગણે છે, આપના કેટલાએકતો છેક લાક્ષણિક [illegible] જ ગણે છે, પણ એ ઉપાયે અર્થસંગતિ

અત્રે ઘટી શક્તી નથી કેમકે શ્રીકૃષ્ણના ઉપદેશની સંગતિ વિચારતાં એવા અર્થથી ઉપક્રમ અને ઉપસંહારનો ભંગ થશે. ( સંપૂર્ણ. )

---

## ધર્મ-કુટુંબ-રાજ્ય.

---

આપણા દેશમાં 'સુધારા'નો પ્રવેશ જે સમયથી થયો છે ત્યારથી તેનાં અનેક રૂપાંતર થઇ ચુક્યાં છે. જ્ઞાતિભેદ તોડવા રૂપે, ધર્મને નામે ચાલતો મૂર્તિ પૂજા ધર્મ ઉચ્છેદવા રૂપે, સ્ત્રીઓને ભણાવવા તથા છૂટ અપાવવારૂપે, બાલલગ્ન બંધ પાડવા રૂપે, અને છેવટ પુનર્લગ્નને ઉત્તેજન આપવા રૂપે, આપણે સુધારાને જોયો છે. આ બધી બાબતમાં આરંભે કાંઈ કાંઈ ઠરેલું, પણ પરિણામે ફતેહ મેળવેલી નહિ, ને ઉલટો પાછો પડેલો, એ વાતનો સર્વ પ્રસિદ્ધ છે. સર્વ દેશમાં સુધારા સંબંધે એવોજ નિયમ છે કે લોકો પોતાની લાગણીથી સત્યાસત્યનો નિર્ણય કરી જે વાત ગ્રહણ કરે તેજ ખરા સુધારારૂપે નીવડી શકે. નીતિનો અથવા સત્યનોમાર્ગ કદાપિ પણ બલાત્કારથી પળાવી શકાતો નથી; કેમકે માણસનું હૃદયજ એવું છે કે તેને કોઇપણ પ્રકારના દબાણમાં રાખો તો તરત કોઈ અન્યરૂપે, તે દબાણની હદબહાર, દર્શન દેશે. આવો સ્પષ્ટ નિયમ છતાં સુધારાવાળાઓ જ્યારે તે રીતે બોધ આપી જય મેળવવામાં ફાવ્યા નહિ, ત્યારે દબાણની મદદ લેવા ગયા—કાયદો કરીને સુધારો કરાવવા બેઠા. એ વાત પણ વ્યર્થ ગઇ; જવીજ જોઇતીજ હતી. આટલે સુધી આપણે આવ્યા છીએ, પણ હજુ સુધારાનો શ્રમ કાંઇ લેટકી પડ્યો નથી. એવા દેશહિતૈષી સુધારકોને ખરેખર ધન્યવાદ હો કે જેઓ અનેક સંકટો વેઠીને પણ પોતાને ઈષ્ટ કરેલે માર્ગે પરમાર્થ કરવા તનમનધનથી આગ્રહ પૂર્વક મંડ્યાં રહે છે. મનાં આગ્રહ, ઉદ્યમ અને તન્મયતા, સદ્બુદ્ધિ, એટલાં તો સર્વથા સ્તુતિપાત્ર છે; તેમના અભિપ્રાય સર્વમાન્ય નથી એ તેમનો દોષ નથી.

આપણા આર્યમંડલના ઉપર સુધારાએ જે જે હુમલા કર્યા એ નિષ્ફલજ ગયા છે પણ પાછું આસર્ના સુધારાએ એક આશ્ચર્ય જેવું નવું રૂપ પકડ્યું છે. આપણો દેશ વર્તમાન સમયમાં સ્થિરતાને બદલે ચંચલતામાં પડેલો છે. તેની આસપાસની સ્થિતિજ એવી આવી પડી છે કે એમ થયાવિના તેને છૂટકો નથી. આપણું રાજ્યકર્તાઓની નીતિ તેમાં વિશેષે કરીને આપણને આ ચંચલતામાં નાંખે તેવી છે. એમ ક્યાં[illegible]ના દેશનું કલ્યાણ, તથા તેની સાથે

ઉપર દેશીઓનું લક્ષ સારી રીતે ખેંચાયું છે, ને તેનાં બહુ લાભકારક પરિણામ
આવવાની આશા છે. મૂલનું જે સુધારા તરફ વલણ હતું તેણે હાલ આ
પ્રમાણે રૂપાંતર પકડયું છે તે એટલું તો સારૂં, બેપરકર, તથા ઉચ્ચ પ્રકારનું
છે કે તેની પુરેપૂરી મહત્તા સમજાવવાને શબ્દો પણ જડી શકતા નથી. એ
વાતની સત્યતા તો એટલામાંજ સિદ્ધ છે કે સુધારા પરત્વે અનેકધા છિન્ન ભિન્ન
અભિપ્રાયવાળા સર્વે આ રાજકીય સુધારા પરત્વે એકમત અને એક સંપ છે.
પણ આવી રાજકીય સુધારણા જે વખતે ઉભી થઇ છે તે વખતે અસલના
સુધારાએ અર્થાત્ સંસારી સુધારાએ જે રૂપ ધર્યું છે તે બહુ આશ્ચર્યકારક છે.
જ્યાંસુધી સુધારાને સુધારાને નામેજ ચલાવવામાં આવતો હતો ત્યાંસુધી
તો તેમાં મતભેદ કે મારામાર ગમે તે થતાં તેથી દેશને નુકસાન થવાનો સંભવ
હતો નહિ. પણ વર્તમાન સમયે 'સુધારા' એ જે રૂપ પ્રકાસવાનાં ચિન્હ
કરવા માંડ્યાં છે તે દેશને હાનિકારક છે, કેમકે જે રાજકીય પ્રવૃત્તિ જાગ્રત
થઈ છે, તેની સામે, એ સુધારાની હીલચાલ ગણાય છે. રાજકીય બાબતમ-
દેશીઓ આટલા આગળ પડી અમુક હક્કો માગે એ વાત ઘણા પરદેશીઓ
એને તેમજ કેટલાક સ્વાર્થી દેશીઓને રુચતી નથી. તેથી તેઓ રાજકીય
બાબતમાં આપણી પ્રવૃત્તિને અયોગ્ય જણાવવા એવી દલીલ લાવેછે કે ત-
મારો સંસારસુધારો સારો નથી માટે તમારી રાજકીય માગણીઓ અસંભ-
વિત છે, ને કબુલ રાખવામાં આવે તોપણ તેમને લાભ કરનારી નથી.
પચાસેક વર્ષ થયાં સુધારાને નામે જે હોહા થઇ ગઇ તેને આ પ્રમાણે આ-
પણી સામે આપણને પાછા પાડવાના હથીઆરરૂપે આજ આપણા પ્રતિપ-
ક્ષીઓ વાપરવા બેઠા છે, એ આપણીજ અણસમજનું ફલ છે, એમ સહજમાં
સમજી શકાશે. પણ હજુ તે અણસમજને સુધારવી નહિ અને વધારે
વધારે ઉંડા ગુંચવાતા જવું એ કેવું જોખમ ભરેલું છે, તે વિચારવાનું છે.
સરકાર પાસે સુધારાને નામે કાયદા કરાવવા જવું એ ઘણી ભય ભરેલી વાત
છે; અને આપણી નબલાઇનો, ગેરવાજબી પુરાવો છે. આપણા પ્રતિપક્ષીઓ
ગાડા હોય તો હવે એક બીજી વાત પણ ઉમેરે નહિ. સાથે લાગા એમ પણ
બોલતો ઠીક કે તમે સંસારસુધારામાં પછાત છો, તેમ ધર્મસુધારામાં પણ
પછાત છો, માટે જે માગો છો તે રાજકીય સુધારાને નાલાયક છો!

પણ વિચારવાનું છે કે જેમ ક્રીશ્ચીઆનધર્મ એજ ધર્મમાત્રનો મુકુટ-
મણિ નથી તેમ પાશ્ચાત્ય સંસારનીતિ તેજ સંસાર નીતિમાત્રની શિરોમણિ
નથી. ને એમ નથી સારે આપણે આપણો સંસાર કે આપણો ધર્મ પાશ્ચાત્ય
ધોરણોને મળતો ન આવે માટે ખોટો કરાતા માનવો તે અમે સમજી શકતા
નથી. આપણો ઘરસંસાર તેમજ ધર્મ પાશ્ચાત્ય સંસાર તથા ધર્મ જેવો

નથી એ તો અમે પણ કબુલ કરીએ છીએ, પણ તેમ છે એટલે તે ખોટોજ છે એ કેવી રીતે સાબીત થાય છે તે અમે જોઇ શકતા નથી. પાશ્ચાત્ય ધર્મ અને પાશ્ચાત્ય સંસાર એ એના જે જે પરિણામો પાશ્ચાત્ય દેશમાં આવ્યા છે, ને તેમને લીધે, આપણે સ્વપ્નમા પણ નહિ સાભળેલી એવી કુંટુંબમાં તથા મડળમા જે પીડાઓ પેદા થઈ આવી છે, તે વિચારી જોતાં, અમને અમારો સંસાર તથા ધર્મ અનેક રીતે સારો લાગે છે વળી, પાશ્ચાત્ય દેશને અનુકૂલ એટલે કે તે દેશના હવાપાણી વિચારી રચાયલો મસાર તથા ધર્મ પણ જ્યારે આવા માઠા પરિણામ લાવ્યો છે, ત્યારે જે દેશના હવાપાણી તે મંસાર તથા ધર્મને પ્રતિકૂલ છે અથવા અનુકૂલ નથી, ત્યા તે સસાર તથા ધર્મ કેટલાં વધારે માઠા પરિણામ લાવશે એ વિચારવુ મુશ્કેલ નથી. આમ છતાં પણ સુધારાવાળા આપણા સસારને ખોટો ખોટો કહી વિનાકારણ વખોડે છે. પારકે હાથે લાડવો મ્હોટો જણાય, પોતાનો લાડુ નાનો લાગે ને કડવો પણ લાગવા માડે, છતા મ્હોટો જણાતો લાડુ ખાનારને પૂછ્યું હોય તો સંભાળાય, અમે એમ બીલકુલ ક્હેવા નથી માગતા કે આપણું જે હોય તેને તેમનું તેમ પકડી રાખી હબસીની મૂઠી બનાવવુ, આપણામાં તેમ પારકામા જેટલું સારૂં હોય તેનો સગ્રહ કરી સારો રસ્તો ઉતારવો એતો અમારી સર્વ વાતનુ તાત્પર્યજ છે, છતા પારકુ દીઠાથી આપણુ તમામ ખોટુંજ અને જગલી એમ જે આપણે લઈ બેઠા છીએ તેની સામે અમારે કમર કસીને તકરાર ઉઠાવવી પડેછે ત્યારે એટલું તો સિદ્ધજ છે કે આપણા દેશના હવાપાણી વિચારતા તથા આપણા દેશના રિવાજે એ આજ પર્યંત જે સારો દેખાવ આપણને નિરતર અપાવ્યો છે તે લક્ષમા રાખતાં પરદેશી ધોરણો એકદમ દાખલ કરાવવા સુધારો લઇ મંડવો એ ભુલજ છે. વળી નીતિ કદાપિ પણ કાયદા કરીને અમલમા આણી શકાતી નથી, એ વાત લક્ષમા લેતા, સુધારાને નામે ઉગવેલી ભુલને કાયદાદ્વાના ખરી કરાવી અમલમ મૂકવવા જવુ. એ કેટલું વધારે ભુલભરેલું ગણાશે? એજ હીસાબે હાલમા ચાલી રહેલી પીનલકોડને સુધારનાની અરજીને તપાસો. મૂળમા દશ વર્ષની ઉમરે બળાત્કાર ગણવાનુ કાયદો લખે છે, તેને એકદમ બાર વર્ષપર લવરાવવામાં શુ મતલબ છે? જુઓ પ્રથમ તો આપણા દેશના હવાપાણીજ બારવર્ષ લગી બાલાઓને છૂટી રાખવી સહીસલામતી ભરેલુ ગણવા દેતા નથી,* બીજુ શાસ્ત્રકારોપણ તેથીજ કરીને બાર વર્ષ પૂર્વે પરણાવી દેવાનો આગ્રહ કરે છે, ત્રીજુ ચ લતો વ્યવહાર પણ ૧૦ અને ૧૨ ની વચ્ચે ઘર માડવાનો છે, ચોથું એ

* મહા પ્રમાણભૂત પાશ્ચાત્ય વિદ્વાન્ ડીક્વૉટ્ર ફેઝીસનો ગ્રંથ જુઓ, હ્યુમન ગ્પીશીઝ પાનું ૪૧૫–૧૮.

રીવાજથી કદાપિપણ હાનિ થઇ જાણી નથી. અર્થાત્ એ રીવાજને બાલલગ્નમાં ગણાય નહિ;—આટલાં આટલાં કારણો છે ત્યારે હવે તે કાયદાને ફેરવવામાં લાભ ક્યાં રહ્યો ? લાભ તો નહિ પણ હાનિનો સંભવ વધારે આવ્યો કેમકે સંસારના પવિત્ર સંબંધોમાં પોલીસની સત્તાની આભડછેટ પેસાડી કુટુંબકલેશ ઉભો કરવા વખત આવવાનું થયું. આમ એક ભુલથી બીજી, ને બીજીથી ત્રીજી, ત્રીજીથી ચોથી, એમ ભુલ'ી ભુલે આપણે ચેકડા મારતા જઇએ છીએ પણ વિચાર કરતા નથી કે સુધારો શામાં કરવાનો છે, ક્યાં કરવાનો છે, ને તેની ખરી જરૂર છે કે નથી.

જ્યાં સુધી સુધારાની વાતો આટલેજ અટકેલી હતી ત્યાંસુધી તો ઠીક હતું; પણ હવે તે સુધારાવાળાએ કરેલી ભુલનો લાભ લોકો લેવા લાગ્યાછે, ત્યારે તો ભુલને સુધારવી આવશ્યક છે. આપણો સંસાર કે ધર્મ બીલકુલ એવાં નથી કે જે રાજકીય ધોરણો આપણે માગીએ છીએ તેમાટે તે આપણને નાલાયક કરે. ઇંગ્લંડ જેવા રાજકીય બાબતમાં પ્રથમ પંક્તિએ ગણાતા દેશમાં પણ સંસાર તથા ધર્મની બાબતમાં કેટલાક લોકો એટલા બધા પછાત છે કે તેટલે દરજ્જે આપણા દેશના કેળુ લોકો ક્વચતજ પછાત હશે; છતાં ઇંગ્લંડમાં ઉંચું રાજકીય ધોરણ ચાલી શકે ને અહીંઆં તેટલું ઉંચું નહિ પણ તેથી ઘણું ઉતરતું પણ ધોરણ ચાલી ન શકે એ આશ્ચર્યકારક વાત છે. આપણા પ્રતિપક્ષીઓ આજકાલ આપણને આની આ વાત સમજાવવા બ્હાર પડે છે. ને તેના પૂરાવામાં આપણા સંસારની ને ધર્મની નહિ જેવી કોઇ કોઇ ખામીઓને સુધારાવાળાઓએ જે મહારૂપ આપી દીધું છે તેને આગળ લાવી આપણને સતાવેછે. અમે તો એટલે સુધી માનીએ છીએ કે સુધારાવાળાઓએ વધારી મૂકેલે રૂપેજ કદી આપણો સંસાર ભ્રષ્ટ હોય તોપણ જે રાજકીય ધોરણ આપણે માગીએ છીએ તેને તે બાધકર્તા નથી કેમકે તેવોજ દાખલો ખુદ ઇંગ્લંડનોજ આપણી નજર આગળ છે; પણ જ્યારે એ ભ્રષ્ટતા કેવલ કલ્પિત ઠરે ત્યારે તો આપણા પ્રતિપક્ષીઓની તકરાર સર્વથા નિર્માલ્યજ ગણાય ! !

અમે એમ નથી કહેતા કે ધર્મ સંસાર રાજ્ય એ ત્રણ અન્યોન્યનો સંબંધ રાખતાં નથી. અમે તો એમજ સ્પષ્ટરીતે માનીએ છીએ કે ધર્મએજ સર્વ વ્યવહારનું ધોરણ છે એટલે ધર્મ પ્રમાણે સંસારને તે પ્રમાણેજ રાજ્ય એવો સર્વથા નિયમ છે; છતાં આટલું લખવાની મતલબ એ નિયમને અવળો કરવાની નથી, પણ એ નિયમને ચુંથી નાંખી સુધારાવાળાની ભુલથી જે ગરબડ ઉભી થઈ છે તે સમજાવી યથાર્થ વાત સિદ્ધ કરવાની છે.

# બાવો બોલ્યા તે સત્ય.

(એક સમયોચિત ચાબકો)

એક રજવાડાના કારભારી આગળ કોઇ વિદ્વાને વેદાંતની ચર્ચા કરતાં કહ્યું કે જ્ઞાનમાટે અધિકારી થવુ જોઇએ, ત્યારે મંડળીમાથી એક પંડિત, કારભારીને ઉદ્દેશી બોલી ઉઠયા કે ભાઇ! આપકરતા મ્હોટા અધિકારી કોણ છે? છતા આપ સમજી ન શકો એવી વાત આ બતાવે છે તે કેમ સંભવે!! આવાને આવા અધિકારીઓ અને તેમના ખુશામદ કરનારાઓથી સત્યનુ સત્યાનાશ વળેલુ છે, ને જ્યા ત્યા અંધકાર ફેલાઇ રહ્યો છે. કારભાર કરનારો જાણેછે કે હુ એક કારભાર કરૂણ છુ માટે કશી વાત મારાથી અગમ્ય હોયજ કેમ? વિદ્યાવ્યાસીઓ જાણે છે કે અમે અતિશ્રમે જે જ્ઞાન મેળવ્યુ તેને ખોટું કહેજ કોણ? ધર્માભિમાની પંથ પ્રવર્તકો જાણે છે કે અમે હાથકુમાં રાખી અહમહ કહીએ છીએ તેને ઇનકાર કરનાર કોણ? મારો ઘોડો પણ એમ જાણે છે કે હુ તે હુજ—જે મારા પગના ખુંદ પણ કોણ જાણે એનુ એજ અહપદ જાણીને રાતદિવસ ચુંગરામાથી નીકળતા નથી!! બધી દુનીયાજ અહમા ડુબી છે!! આ લખનારો કેવા હશે, એની વાચનારને શંકા થશે, પણ એ એ એમાનો એમાજ, નહિ તો લખે શા માટે? પણ એતો વાચનાર જેવા 'અધિકારી'!! ઘણા એવાએ અધિકારી હોય છે કે બ્રહ્મજ્ઞાનપર્યંત પણ કારભારીને અધિકારીમા ગણે!! તેને આપણે શું કરી શકવાના છીએ? વારવાર લોકો લવે છે—અરે! સારી પંડિતિઆ પાઘડી અને અંગરેજી મૂછ રાખનારા પણ ઓચરે છે કે ભાઇ ફલાણા દીવાને ફલાણાના કાવ્યને વખોડયુ, ફલાણા આચાર્યે પોતાનો આચાર વખાણ્યો, ફલાણા વિદ્વાને ફલાણાને ધિક્કાર્યો, એ તે ખોટુ હોયજ કેમ?

માણસોએ વિવેક કરવાની જરૂર છે કે સત્ય એક જુદી વાત છે, ને વ્યવહાર એક જુદી વાત છે પરમસત્ય તો એકજ છે વ્યવહાર અનેક છે, પણ સર્વદા સત્યને અધીન છે. પ્રત્યેક વ્યવહારમા સત્ય વિના ચાલતું નથી, પણ તે વ્યવહાર સત્યરૂપ નથી. સર્વે વ્યવહારમા જે સત્ય છે તે બધા સત્ય રૂપે એકરૂપજ છે, પણ વ્યવહારપરત્વે તેમના આકાર જુદા જુદા છે એક વ્યવહારવાળો, તમામ વ્યવહારના સત્યને સમજીજ શકવા જોઇએ એવો નિયમ નથી એમ નજ હોય એમ અમે કહેતા નથી, પણ એમ હોવુજ જોઇએ

એમ માનતા અચકાઇયે છીએ કુંભાર ઘણો ચતુર હોય તો ઘડા પારખી જાણે. માટે તરસાની ધાર વિષે કે ઈશ્વરના સ્વરૂપ વિષે પણ તેનો અભિપ્રાય ખરોજ હોવો જોઇએ એમ નથી પોતપોતાના ધંધાનું સંપૂર્ણ સત્સ્વરૂપ જ્ઞાન હોવું એજ મુશ્કેલ છે, એટલુંજ ખરેખર હાથ થઇ શક્તું નથી તો તે ઉપરાત વળી બ્રહ્મની વાત ડોળના જવી એ કેવું અશક્ય છે આમ છે ત્યારે માણસોએ પેલા રજવાડી કારભારીના ખુશામદીઆના જેવી ભુલ નજ કરવી એક માણસ પોતાના અમુકકામમા કુશળ હોય વા પ્રારબ્ધ વશાત્ કોઈ ઉચ્ચ ગણાતા સ્થાને ચઢયો હોય, માટે તેની વાત સર્વે વાતમા પ્રમાણ ગણાય એવી સમજ સર્વથા ખોટી છે ઉચ્ચ અધિકાર એ કાંઇ હમેશા યોગ્ય અધિકારની બગાસર નથી માણસની યોગ્યતા ઘણીવાર કરોડની હોય છે છતા તેનો અધિકાર કોડીનો હોય છે, ને એથી ઉલટું પણ વારવાર નજરે પડે છે અર્થાત્ જે સામા સત્યપરાયણતા હોય તે ગમે તે અધિકારે કે ગમે તે સ્થળે પણ સત્યની તુલના કરવા સમર્થ હોય છે સર્વેએ પોતપોતામા એવી સત્યપૂર્ણતા આણવી અને અમુક વ્યવહારિક આકારપરત્વે સંપ્રમાણતા આરાપી ફુલાવું નહિ

એવા ફસાનાર કરતા ફસવનારાની સખ્યા આજકાલ થોડી નથી. આચાર્યો, ઉપદેશકો અધિકારીઓ, અનેક પડેલા છે પરંતુ કોઇ એમ પૂછશે કે એ બધા તો ભલે રહ્યા પણ આજકાલના 'સુધારા'ના સમયમા સર્વ વાતનું સૂક્ષ્મ અવલોકન કરી 'સાયન્સ' એ નામના પાશ્ચાત્ય શાસ્ત્રોદ્વારા શોધ કરનારા જે જણાવે તે ઉપર શામાટે પ્રત્યય ન કરવો ? અમે તેમના ઉપર કે તેમના જેવા કોઈ બીજા શોધકો ઉપર પણ પ્રત્યય કરવા ના કહેતા નથી અમારી તકરારનું સ્વરૂપ જુદુંજ છે અમે સાયન્સવાળાથી પણ એટલે અંશે જુદા પડીશુ કે તેઓ 'આટલુંજ સત્ય' ને બીજુ હોઇજ ન શકે' એમ બોલે તે અમે સહન કરી શકતા નથી છતા એટલું તો સર્વથા સ્વીકારવું જોઇએ કે જે લોકો પોતે માનેલા નિશ્ચયને સત્ય ગણી અન્યને સમજાવે છે તેઓ લેશપણ દોષને પાત્ર નથી અર્થાત્ મનવાણી અને કર્મ ત્રણેની તેમનામા એકતા છે પેણ જે આજકાલના સે ભાગે ધાર્મિક પેટને માટે અમુક વેશ, ઢોંગ લઈ બેસે છે, ને પોતેજ જે વાત નિશ્ચય પૂર્વક જાણતા નથી તે બીજાને ગળે ઉતારવા મથે છે, તેમને આપણે શુ કરવું ? તેવા પશુના શીંગ જ્યારે જુઓ ત્યારે ઊંચા ને ઊંચા, એને ધક્કે જે ચઢ્યું તેનો ભરૂસોજ નહિ ! અહો એ પશુઓના શીંગડાનો માર કોણે સહન નથી કર્યો ?

પણ શું તેથી સત્યનું અવમાન આવ્યું છે? કદ પિ આવનાર નથી ખરા સમભકતનું નિદાપ રુધીર પાછું સજીન થઈ એ પશુઓનેજ ખાય છે

ત્યારે કોઇ એમ પૂછશે કે શું કોઇએ આઈનું વચન માનવુજ નહિ? કોઇ ગુરુ કરવોજ નહિ? ભાઈ, અમે ક્યાં ગુરુ કરવાની ના કહીએ છીએ ગુરુ તો દત્તાત્રેયે ચોવીશ કર્યા હતા ને તમારે ફાવે તો ચોવીશ સેં કરો, પણ ચોવીશ અને ચૌવીશ સો સર્વનું તાત્પર્ય સમજો શ્રીમદ્ભાગવતમાં ખાંડનારીસ્ત્રીને પણ એક બ્રાહ્મણે ચોવીશ ગુરુમાંની એક ગુરુ કરીછે—એ કંકણ ખખડતા હતા માટે એક કાઢી મૂક્યું, તે ઉપરથી એકાન્તની મહત્તા શીખ્યો છે—ને એવીજરીતે બીજા ઘણા, વેશ્યા, અજગર, આદિ ગુરુ કર્યા છે—પણ મતલબ એજ છે કે ખરો ગુરુ એનું મન ને એની આંખ એજ છે લાખ ગુરુ ઉપદેશ આપે પણ પોતાનામાં પોતનું ગુરુપણું કરવાની શકિત ન હોય તો કશા અર્થની વાત નથી સત્યનો ગુરુ નથી, ને ચેલાએ નથી ખરા ગુરુ તો તેજ કે જે સત્યમાટે પ્રાણ આપે, પણ સત્યને ગમે ત્યાંથી પણ ગ્રહણ કરવા તત્પર રહે જે લોકોએ સત્યને સીમા બાંધી છે તે લોકો ગુરુ નથી પ્રમાણ નથી જેણે એમજ ઠરાવ્યું છે કે સત્ય તે આટલુંજ, ને બીજું બધું અસત્ય, જેના જ્ઞાનની તિજોરી ભરાઇ ચૂકી છે, તે કદાપિ પણ સપ્રમાણ થવા યોગ્ય નથી તેવા તો પશુ તુલ્ય અસત્યબોધક, સંસારને દુઃખમય કરનારા નીવડે છે પોતાનો જે નિશ્ચયથાય તે સર્વદા આમરણ સિધ્ધ કરવો તથા સમજાવવો એ પરમધર્મ અને પરમોપકાર છે પણ તેમ કરતાં એ નિશ્ચય ઉપર કોઇ પણ તરફથી વિશેષ અજવાળું પડે તેવો સંભવ અટકાવવામાટે તેને પેટીમાં પુરી તાળા કુંચીમાં ઘાલી રાખી તેજ બધા પાસે કાન પકડી ખરો મનાવવો એ તો પશુબુધ્ધિજ છે સત્યનેમાટે જે માણસ પોતાનો પ્રાણ અપવા પણ તૈયાર હોય તેને ધટે છે, કે તેણે એજ સત્ય સમજવામાં અન્યે બતાવેલી પોતાની ખામી પણ સહન કરવી ને બતાવનારને પ્રેમપૂર્વક આદર આપવો એજ ખરું પ્રાણાર્પણ છે, ખરી સત્યભક્તિ છે જે સત્ય શોધક છે તેને કોઈ સાથે તકરાર થવાનો સંભવજ નથી, તે તો જાણેજ છે કે માણસ સર્વદા ભુલને પાત્ર છે. સત્ય સર્વદા સપાતું ફરે છે, સર્વ ગમે તે સ્થલેથી ગમે તે દ્વારા પણ સત્ય શોધવામાં બાધ નથી—બાબા વાક્ય પ્રમાણં નથી.

જેઓ પારકાના વિચારે દોરાઇ કામ કરે છે તે પૂછશે કે અમે એટલો વખત ક્યાંથી લાવીએ કે બધીવાત જાતે નક્કી કરીનેજ માનીએ, પણ અમારું કહેવું એવું છેજ નહિ એમ હોય તો તો ઇતિહાસનો ઉપયોગજ રહે નહિ પણ એમ નથી સપ્રમાણ સત્યવાક્યને ખુશીથી માનવું અને તેને

સ્વીકારી તે પ્રમાણે ચાલવું, અમારો જે અનાદર છે તે આવી રીતે ચાલનારના ઉપર નથી, પણ બધા એ રીજ રીતે ચાલો, બધા હું કહું તેનેજ હાજી હા કહો એમ મનાવવા તૈયાર થયેલા પંડિતો, સાયન્ટિસ્ટો તથા આચાર્યો ઉપર છે. અમે તો અજ્ઞાનમય છીએ કેમકે જ્ઞાન કેવડું હશે તે અમે સમજવાનું ડોળ રાખતા નથી; પણ જેઓ જ્ઞાનને ગળે દોરો બાંધી બેઠા છે કે આટલુંજ જ્ઞાન ને બીજું નહિ તેમના અમે લેશપણ ભક્ત નથી, બલકે દુશ્મન છીએ. મનુષ્ય માત્રને પણ એજ નીતિ ગ્રહણ કરવાની ભલામણ કરીએ છીએ મહાપંડિત સોક્રેટિસની પંડિતાઇ "હું કાંઇ જાણતો નથી" એટલામાજ હતી; ઉપનિષદ્‌નું બ્રહ્મ પણ विज्ञातमविजानताम् ન જાણનારે જાણેલું છે; સત્યને સીમા નથી, માટે સત્યભક્તિ રાખી સર્વ ઉપર સમાન દૃષ્ટિ રાખો, તથા સર્વમાંથી સત્ય ગ્રહણ કરો એજ તાત્પર્ય છે. મતાંધ નથાઓ, વળી ફેરી મળીશું, હાલ તો જય સત્ય.

---

## ધર્મની કેળવણી.

---

અમે વારંવાર કહી ગયા છીએ કે ધર્મનો નિશ્ચય દૃઢ થયાવિના કદાપિ પણ વ્યવહાર સુધરવાનો નથી આંજકાલ ઘણી શાળાઓથી માંડી છેક કાલેજસુધી જે ભણતર ભણાય છે તે કેવળ નાસ્તિક તથા અસત્યરૂપ મળે છે એમ અમે છાતી ઠોકી કહી શકીએ છીએ; અને થોડીજ મુદતમાં આ પત્રનાં તંત્રિ તરફથી પ્રસિદ્ધ થનાર સિદ્ધાંતસારમાં તેમ સિદ્ધ પણ કરાશે. પ્રાસંગિક વાત એ છે કે મુંબઇની "આર્યસુધર્મોદય" સભાએ આ અનર્થ મટાડવા માટે એક અમુલ્ય પગલું ભર્યું છે બાળકોને વિદ્વાનો પાસે ધર્મ બોધ આપવવાનો આરંભ કર્યો છે એ માટે તે સભાને અનેક ધન્યવાદ હો; પણ સાનંદ અનંત ધન્યવાદ તો એ વાતથી હો કે આપણા લોકપ્રિય, પંડિતવર, શીઘ્રકવિ ધર્મધ્વજ, પવિત્ર સરસ્વતીરૂપ પ્રવચનદા શ્રી ગોવર્ધન લાલજી ઉર્ફે ગટૂજી જે સભાદ્વારા વ્યાખ્યાનનું કામ કરનાર છે તેમણે આપેલા પ્રથમ વ્યાખ્યાનનો સાર અમે અમારે ખરચે ખરીદ કરી, આ પત્ર સાથેજ, વાચક વર્ગના વિજ્ઞાન માટે ભેટ કર્યો છે. આ વિષયવિષે વિશેષ આવતા અંકમાં લખીશું.

---

# ગુલાબસિંહ.

## પ્રકરણ ૧૧

રામલાલ અને ભોમીઓ, જે ઠેકાણે ઘોડા બાંધ્યા હતા, ત્યાં આવી અટક્યા તેમનો પોતાનો ભય ધીમો પડ્યો. તેમ તેમને લાલાજીનું રંગરણુ થવા લાગ્યું, અને જેમ જેમ પળ, ઘડી, બે ઘડી વીતી જવા લાગ્યાં અને લાલો જણાયો નહિ, તેમ રામલાલ, જેનું હૃદય દુનીયાના સામાન્ય માણસોનું હોય છે તેવું તો સર્વાંશે પ્રેમાર્દ્ર હતું, તે ગભરાવા લાગ્યો. પોતાના મિત્રની શોધ કરવા પાછા ફરવાનો પણ તેણે આગ્રહ કરવા માંડ્યો, અને ભારે રકમ ઈનામ તરીકે આપવાના વચનોથી ભોમીઆને પોતાની સાથે આવવા લલચાવી શક્યો. પર્વતનો નીચેનો ભાગ બધો શાન્ત હતો, અને ચંદ્રપ્રકાશથી શ્વેતરૂપે સ્પષ્ટ વિસ્તાર પામેલો હતો, ભોમીઆની ઝીણી નજરે તે પ્રદેશમાના દૂરમાના દૂર પદાર્થ પણ જોઇ શકાતા હતા તેઓ ઘણે દૂર ગયા નહિ એટલામા બે માણસો તેમનાતરફ આવતા તેમણે જોયા. તેઓ પાસે આવતા ગયા તેમ રામલાલ પોતાના મિત્રને ઝટ ઓળખ્યો, અને હર્ષમા ભોમીઆને કહેવા લાગ્યો "પરમેશ્વરનો પાડ કે એ સહીસલામત આવ્યો"

"અરે ભાઈ ગાયત્રી ભણવા મંડો, કે બીજો કાંઇ મતર બોલો કે રામ રામ રામ બોલો," પેલો ભોમીઓ ગાભરો ગાભરો કહેવા લાગ્યો "તે દિવસ રાતે જે ભૂત મે જોયુ તેજ આ રહ્યું! હાય! હાય!, આ વખત એનુ મો માણસના જેવુ છે!"

"રામલાલજી!" જેવો રામલાલના હર્ષ ભર્યા વચનને લાલો—ક્ષીણ, શ્વેત, અને ગુમ થઇ ગયેલો લાલો—હસ્ય મીજાજથી અભિનંદતો હતો, તેવામા ગુલાબસિંહે કહ્યું "રામલાલજી! મેં તમારા મિત્રને કહ્યું હતુ કે આજ રાતે આપણે મળીશુ, તમે જુઓછો કે તમે એ ભવિષ્યવાણી ખોટી પાડી શક્યા નથી"

"હૈં શુ શું! કેમ-કેવીરીતે-ક્યા"? એમ રામલાલ ગભરાટમા ને ગભરાટમા આશ્ચર્યથી લવવા લાગ્યો.

"તમારો મિત્ર જ્વાળામુખીના ધૂમ્રગોટથી બેભાન થઇને ભોંય ઉપર પડેલો મેં જોયો એને હુ વધારે સ્વચ્છ હવામા ઉપાડી ગયો, અને ત્યાથી, આ પર્વતનો હુ ભોમીઓ છું, એટલે, એને તમારી પાસે લઈ આવ્યો. અમારી વાત આટલીજ છે. તમે જોઇ શકશો કે જે ભવિષ્યવાણીને તમે ખોટી

પાડવા આવ્યા છો તેજ ભવિષ્યવાણીથી' તમારો મિત્ર જીવતો રહી શકશે છે; એક ક્ષણ વધારે ગઇ હોત તો એ તમારો મિત્ર તમારો ન હતો. ચાલો રામરામ !."

" રહો. રહો. મારા પ્રાણદાતા ઉભા રહો. આમ તમે જાઓ તે ઠીક નહિ" લાલો પ્રથમજ બોલ્યો " તમે અમારી સાથે પાછા નહિ આવો!"

ગુલાબસિંહ થોભ્યો, અને લાલાને બાજુપર લઇ જઇ ગંભીરવદને બોલ્યો " જવાન મર્દ ! આપણે આજ રાત્રીએ ફરીથી મળવું પડે તેમ છે. પ્રાતઃકાલનાં કિરણ ફુટતા પહેલાં તારે તારા ભાવીનો નિર્ણય કરવાની આવશ્યકતા છે. જેના ઉપર તું પ્રેમ દર્શાવે છે તેનેજ તેં અપમાન આપ્યું છે, એ મારા જાણવામાં છે. પણ પચેલી ભુલ સુધારવી ગમે ત્યારે પણ સુલભજ છે. તારો મિત્રને પૂછનો ના; એ ડાહ્યા છે, બુદ્ધિમાન્ છે-પણ હાલ એમના ડહાપણની જરૂર નથી. માણસના જીવિતમાં એવી ઘણી ક્ષણો આવે છે કે જે વેળાએ બુદ્ધિ કરતાં કલ્પના-મન કરતાં હૃદય-ની સલાહ લેવાની વધારે જરૂર હોય છે. તારા જીવિતની આ પળ તેવી છે. તારું ઉત્તર હું હમણાંજ માગતો નથી; તારા વિચાર સ્થિર કર, ગભરાટ મટાડ, હજી મધ્યરાત્રીને વાર છે. હું તને મધ્યરાત્રીએ મળીશ."

" અગમ્ય વિલક્ષણ, વિધાતા " લાલાજી એ ઉત્તર વાળ્યું " જે જીવિતને તેં ઉગાર્યું છે તે જીવિત હવે હુ તારેજ શરણ કરું છું; કેમકે મેં આજ રાત્રીએ જે જોયું છે તેથી રમા પણ મારા હૃદયમાંથી ઉખડી ગઇ છે. પ્રેમ કરતાં પણ વધારે પ્રબલ કોઇ વૃત્તિ મારા લોહીમાં ઉકળી ઉઠી છે- મારાં જાતિભાઇના સરખા થવાની નહિ, પણ તેનાથી ઉચ્ચતર થવાની વૃત્તિ-તારા પોતાના જીવિતનું રહસ્ય સમજવાની અને અનુભવવાની વૃત્તિ-અલૌકિક જ્ઞાન અને દિવ્યશક્તિ પામવાની વૃત્તિ ! મેં મારો નિશ્ચય કર્યો. મારા પૂર્વજના નામની આણ દઇ હું તને તારા શબ્દો યાદ કરાવું છું. મને ઉપદેશ આપ, મને ભણાવ; મને તારો શિષ્ય કર-આટલુંજ કર્યુંનકર, એટલે જે સ્ત્રીને પ્રાપ્ત કરવા હું આખા જગત્ જોડે વેર બાંધવા તૈયાર છું તે સ્ત્રી તારે હવાલે કરું.

" મારું વચન માને, તો સારી પેઠે વિચાર કર. એક પાસ રમા; પ્રેમમય, આનંદ પૂર્ણ ઘર; શાન્ત સુખમય જીવિત;-બીજી પાસ સંપૂર્ણ અંધકાર, જેમાં આ આંખો પણ જોવાને સમર્થ નથી."

" પણ તેં મને સમજાવેલું છે કે જો હું રમાને પરણું તો મારે વ્યાવહારિક સામાન્ય જીવિત માત્રથીજ સંતોષ માનવો પડશે,-જો એમ ન કરું તો મને તારું જ્ઞાન અને તારું સામર્થ્ય મળશે."

# વિજ્ઞાપના.

લખાણ—આ પત્રને માટે સર્વેએ છુટથી કરવું—એવી અમારી અરજથી પ્રાર્થના છે; પણ તે કોઇ પણ માસની તા૦ ૧૦ મી પહેલાં આવશે તોજ તે પછીના માસમાં દાખલ થઇ શકશે. લખાણ તથા પત્ર, ચોપાનિયાં વગેરે સંબંધી વ્યવહાર પ્રિયંવદાના તંત્રી–નડિયાદ, એ સરનામે રાખવો. પત્રના લવાજમ તથા વ્યવસ્થા બાબત અમને લખવું. "મળેલું" એમ લખ્યાવિનાના જેટલા વિષયો આ પત્રમા આવ્યા છે કે આવે છે તેનો કોપીરાઇટ તંત્રીનો છે. માટે તે છાપવા છપાવવાનો કોઇને હક નથી.

---

લવાજમ પોસ્ટની ટીકીટોથી વાળવામાં આવે તો તે ટીકીટો માત્ર ત્રણ આનાવાળીજ હોવી જોઇએ. દર રૂપીએ એક ટીકીટ વટાવની પણ વાળવા ચુકવુ નહિ. વળી પહોચ મંગાવનારે ના આનો વધારે વાળવો.

---

જાહેરખબરો—ભાવ એક વખતનો:—આખા પાનાના રૂ ૩). ાા પાનાના રૂ ૨) ા પાનું અથવા બે ઇંચ જગાનો રૂ ૧ા. દરેક લીટીના રૂ ૦)ા લાંબી મુદતમાટે ઉધડ ભાવ ઠરાવવામાં આવશે. ૨૦ મી પહેલા જે જાહેરખબર નહિ મળે તે તે પછીના માસમા જગા હશે તોજ આણી શકાશે—નહિ તો તે પછીનામા આવશે.

| | |
|---|---|
| મુંબઈ–પુસ્તક પ્રસારક મંડળી. કાળકાદેવી. | રામદાસ કાશીદાસ મોદી. વ્યવસ્થાપક |

## મનમાં માયાનો વાસ.

(મળેલું)

મંદાક્રાન્તા.

બાલ્યાવસ્થા બહુ દૂર ગઇ જે હતી રમ્ય રોજ,
જુવાનીનો શુભ સમય છે માત્ર તે નામનોજ;
ચિંતારૂપી ભ્રમર મનમાં રે રહ્યા ચિત્ત ધારી,
તોએ માયા મુજ મન વિષે તેં કર્યો વાસ ભારી. ૧
મૃત્યુ પામ્યાં વળિ ભગિનિ ને ભ્રાત માતા પિતાઓ,
પ્યારા મિત્રો પણ પ્રિય કરીને સુતા છે ચિતાઓ;
રોઇ પોઢી સઘન વનમાં નેહને છોડિ નારી,
તોએ માયા મુજ મન વિષે તેં કર્યો વાસ ભારી. ૨
રોયો તો એ જગતજનમા જે હસ્યો કોઇ વારે,
ઝાઝા દીઠા દિવસ દુખના ચિત્ત ચિંતા વધારે;
રોતાં જાતું જીવન બહુ બાકી રાખિયું એક વારી.
તોએ માયા મુજ મન વિષે તેં કર્યો વાસ ભારી. ૩
પ્રાસાદો જે પ્રતિ કરિ રહ્યા સૂર્ય ને ચંદ્ર સાથે,
શોભાવ્યા જે પ્રકૃતિ ધરિને પ્રેમથી ભૂમિનાથે;
અગ્નિએ ત્યાં પણ અતિ બળે ક્રોધ જીહ્વા પ્રસારી,
તોએ માયા મુજ મન વિષે તેં કર્યો વાસ ભારી. ૪
મિથ્યા પૃથ્વી ગણિજ દેશનાધીપતી થૈ વિરાગી,
ચાલ્યા છોડી ચતુર ચતુરા સર્વથી સ્નેહ ત્યાગી;
સંબંધીની અરણ્યુધિ સુધી ત્યાં યતી ક્રીડિઆરી,
તોએ માયા મુજ મન વિષે તેં કર્યો વાસ ભારી. ૫
પ્યારા પ્યારા પતિશું વદતી મધુરી પ્રેમદાઓ,
ચાલ્યા રાખી રજળતિ રહી વેઠિને આપદાઓ;
દીઠાં સ્ત્રીનાં દુખદ ચરિતો ચિત્ત હેતાં વિદારી,
તોએ માયા મુજ મન વિષે તેં કર્યો વાસ ભારી.
મોટાં જહાજો જળ નિધિવિષે માણસોથી ભરેલાં,
ડોકાં જેને સમુદર તળે રે ન દીઠાં તરેલાં;
આશાઓમાં મળિ ગયું દિઠું વેગથી પૂર્ણ વારી;
તોએ માયા મુજ મનવિષે તેં કર્યો વાસ ભારી. ૭

આઝાં એવાં જગત જનમાં વેર ને ઝેર નિત્યે,
અંધાર તો અતિ ઘણું દિસે રે દિશાની અગાત્યે;
સારા દાર્યો, કપટિ જીતિયા, રે નથી સૃષ્ટિ સારી,
તોએ માયા મુજમન વિષે તેં કર્યો વાસ ભારી.

## ધર્મબોધ.

ગયા માસમાં, "આર્યસુધર્મોદય" સભા તરફથી ધર્મબોધમાટે થયેલી વ્યવસ્થા ઉપર આપણે કાંઇક લખી ચુક્યા છીએ. એ સંબંધે કાંઇ વિસ્તાર કરવાની થોડીક આવશ્યકતા છે.

એવો સિદ્ધાન્ત છે કે ધર્મનો નિશ્ચય થયા વિના વ્યવહારનો સત્ય નિશ્ચય થવાનો નથી. પણ ધર્મ એટલે શું? ઘણાક એમ સમજે છે કે સ્નાન સંધ્યા તેજ ધર્મ; ઘણાક એમ જાણે છે કે દયા દીનતા તેજ ધર્મ; ઘણાક એમ ગણે છે કે ગુરુ બતાવે તે રસ્તે જવું એ ધર્મ; ઘણાક એવું ધારે છે કે યજ્ઞયાગાદિજ ધર્મ. સુધરેલામાં ખપનારા બતાવેછે કે આવશ્ય કર્તવ્ય તે ધર્મ, અર્થાત્ ફરજ. કોઇ કોઇ તો ધર્મના બે વિભાગ કરી સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ એમ યોજે છે; અને સામાન્ય ધર્મ સર્વ દેશમાં સર્વ લોકમાં એકજ છે, જેમ કે સત્ય બોલવું, ઈશ્વરને ભજવો ઈત્યાદિ; અને વિશેષ ધર્મ જુદા જુદા છે, જેમ કે તેજ સત્ય બોલવાના વ્યવહારમાં, ઈશ્વરને ભજવાની રીતિમાં ઇત્યાદિ; એમ બતાવે છે. આટલા આટલા વિવેક કરી ધર્મને સમજવાની બધા લોક જીજ્ઞાસા રાખે છે એજ જણાવવાને પૂર્ણ છે કે ધર્મ વિચાર એ માણસના સર્વ વિચારનું ધોરણ છે; અને જંગલીમાં જંગલી ગણાતા લોકો પણ કોઇ પ્રકારનો ધર્મ નથી પાળતા એમ નથી. કેટલાક વિદ્વાનોએ એમ નિશ્ચય કર્યો છે કે ધર્મ એ શબ્દથી બેજ વાત સમજવાની છે. એક ઈશ્વરવિચાર અને બીજો જન્માંદિક્રમ. આ બેને કોઈપણ રૂપે જે લોકો સ્વીકારતા હોય તે ધાર્મિક ગણાય.* તત્ત્વવેત્તાઓ પણ ધર્મનાં અનેક લક્ષણ આપે છે. અનાદ્યનંત વિશ્વક્રમ સમજવાની જીજ્ઞાસા તે ધર્મ એમ કોઇ કહે છે; તો કોઈ પરમાર્થ ને સ્વાર્થનું ઐક્ય કરવાની વાંછના તે ધર્મ એમ બતાવે છે.*

ધર્મનાં આવાં અનેક લક્ષણ કરવામાં આવે છે; ધર્મના પ્રમાણ રૂપે અનેક શ્રુતિ, સ્મૃતિ, પુરાણાદિને બતાવવામાં આવે છે; આચાર્યોનાં વચનને

પણ ધર્મરૂપે ઠરાવવાનો સંપ્રદાય છે. આ બધી વાત ઉપરથી એવો પણ વિચાર ઘણી વખત વિદ્વાનો ચલાવે છે કે ધર્મનો વિષય છે તે કેવલ શ્રદ્ધાનોજ વિષય છે, બુદ્ધિનો એટલે તર્કનો વિષય નથી. અમુક વાત માનવી એટલોજ ધર્મ. તે વિષે તર્ક કરવો કે તેને બુદ્ધિથી યોજવી તે ધર્મ એમ નહિ. ઘણા ધર્મશોધકો એવું પણ બોધે છે કે માણસના હૃદયના પ્રેમદયાદિ ભાવ ઉપર ધર્મનું પ્રબલ છે; તેના મનનાં બુદ્ધિ તર્કાદિ ઉપર બીજા વિચારોનું બલ છે.

આટલી બધી ગુંચવણ કરવાનું કાંઈ પ્રયોજન નથી. અમારું મત તો એમ છે કે ધર્મ એ કેવલ બુદ્ધિનો કે તર્કનોજ વિષય નથી, તેમ કેવલ શ્રદ્ધાનો પણ વિષય નથી. જે વાતને બુદ્ધિ ગ્રહણ ન કરે, તેને શ્રદ્ધા સ્વીકારે તેથી તે સત્ય થઈ શકતી નથી. તર્કનો છેડો નથી માટે તેને નિયમમાં રાખવા તેના ઉપર ઇતિહાસ અને અનુભવનાં બંધન મૂકવાં જોઈએ એ ખરું છે. તેથીજ શ્રુતિ, યુક્તિ, અનુભવ એમ ત્રણ રીતે આપણાં શાસ્ત્રો પ્રતિસિદ્ધાન્તનું રહસ્ય મેળવી લે છે. પણ આમ મેળવી લેવામાંથીજ એમ સિદ્ધ થયું કે કેવલ શ્રદ્ધાનું કામ ધર્મમાં નથી. કાંઈ માની લેવું તે શ્રદ્ધા; તે માનવાની વાતનાં કારણ લક્ષણાદિનો વિવેક કરવો, તે તર્ક. ત્યારે, તર્ક કર્યાવિના મનાતું નથી, ને મનાયાવિના તર્ક યથાર્થ કર્યો ગણાતો નથી, એમ સમજવાનું છે. શ્રદ્ધા અને બુદ્ધિ ઉભય આ રીતે જોતાં એકજ છે. આમ છે એટલે સુધારાવાળા કે તત્ત્વવિચારવાળા પોતાનો રસ્તો ધર્મથી જૂદો છે અથવા ધર્મથી વિરુદ્ધ છે એમ આગ્રહ કરે, કે ધર્માચાર્યો પોતાના ધર્મને તત્ત્વવિચારથી નિરાળો ગણાવવા પ્રયત્ન કરે, તે ઉભયે મિથ્યા વાત છે.

આ પ્રમાણે, જ્યારે એ વિરુદ્ધ જણાતા મતને પણ સમાધાનમાં આણી શકાય તેવું ધર્મનું ધોરણ સ્થાપ્યું ત્યારે તે ધર્મ એટલે શું ? ધર્મનાં જે જે લક્ષણ અત્યારે આપણે આપી ગયા. તેથી તો ધર્મ અને સુધારાનો વિરોધ કદાપિ ટળતો નથી. તે વિરોધ ટળે તેવું ધર્મલક્ષણ કીયું? આ પ્રશ્નનું ઉત્તરપણ હવે સહજ છે. આ વિશ્વનો અનાદિ વ્યવહાર આપણી દૃષ્ટિ આગળ ચાલ્યો જાય છે, આપણે પણ તેમાંજ છીયે; ત્યારે, એ વિશ્વરચના શું છે, આપણે તેની સાથે શો સંબંધ છે, ને આપણે એ સંબંધ યથાર્થ રીતે પરિપૂર્ણ સાચવવાને શું કરવાનું છે એજ મુખ્ય વાત છે. એને સત્ય કહો, ધર્મ કહો, તત્ત્વ કહો, સુધારો કહો, તર્ક કહો, શ્રદ્ધા કહો, તેથી કાંઇ બાધ નથી. મનુષ્યો કે વ્યક્તિમાત્રે, જીવિતનો યથાર્થ હેતુ સમજવો એજ સર્વ તકરારોનું મધ્યબિંદુ છે. જ્યારે આટલીવાત સ્પષ્ટ સમજાય ત્યારે જણાશે કે ધર્મ એટલે જીવિતનો યથાર્થ હેતુ જેવો સમજાય તેજપ્રમાણે નીતિ, આ-

ચાર, વિચાર, વ્યવહાર, રાજ્ય, સર્વે રચાવાનાં. માટેજ ધર્મવિચાર એ સર્વ વિચારનું મૂલ છે.

જીવિતના પરમ હેતુરૂપ સત્ય છે તો એકજ, પણ તે કોઇને વરી બેઠું નથી. છતાં વારંવાર કલ્પનાને પટંતરે તે સત્ય જોડે સતાકુકડી રમનારા એમ જાણે છે કે અમેજ સત્યને પકડ્યું છે, અમારી કંઠીજ બધાએ ગળે બાંધવી એટલે મોક્ષ થશે. સરકાર તરફથી આપણને જે કેળવણી નિશાળોમાં કે કોલેજોમાં મળે છે તેને આપણે ધર્મરહિત ગણીએ છીએ. પણ તેમ હોઈ શકેજ નહિ, ને નથી. સરકારી કેળવણીપણ ધર્મ સહિતજ છે; પણ તે ધર્મ આર્યધર્મ છે તેવો નથી એટલે આપણે તે કેળવણીને ધર્મરહિત કહીએછીએ. હમણાંજ આપણે કહ્યું કે જીવિતનો હેતુ જેવો મનાય તેવું બધું નિપજાય, તેમ, જ્યારે આ એકજ દેહના ધ્વંસ પછી કાંઈ છે નહિ, એ દેહપણ જડમાત્રનાયોગથી થયો છે, એવું જ્યારે જીવિતનું સ્વરૂપ લેખાયું ત્યારે બોધપણ તેવોજ હોય, કે અન્યોન્યનો કલહ ન થાય ત્યારે તેવી રીતે યથેષ્ટ સ્વચ્છંદાચારે રહેવું એજ નીતિ. આપણે જે ધર્મને ધર્મ કહીએ છીએ તે પ્રમાણે આવી નીતિ પાપરૂપ છે, માટેજ આપણે શાળાઓના શિક્ષણને ધર્મરહિત કહીએછીએ. પણ એમાં તો એ શિક્ષણ આપનારા આપણને એવુંજ એજ કહે તો ચાલે તેમ છે. કહેશે કે તમે જે રીતે જીવિતનો હેતુ સમજો છો તે રીતિ એક કપોલ કલ્પના છે માટે તદનુસાર રચેલો તમારો આચારવિચારનો આડંબર એક પશુબુદ્ધિરૂપ જડ શ્રદ્ધાનોજ વિષય છે ત્યારે, એજ પ્રાપ્ત થયું કે યદ્યપિ શુદ્ધ સત્યતો એકજ છે તથાપિ તેને પટંતરે વિશેષે પોતાની કલ્પનાનેજ ધર્મને નામે ચલાવનારા અન્યોન્યમાં કલહ કરે છે.

અમે એમ માનીએ છીએ કે પરમ સત્યનું સ્વરૂપ કદાપિ જણાય થાય તેવું યદ્યપિ નથી, તથાપિ તેને સારામાં સારી અને શુદ્ધ રીતે જોવાનો માર્ગ આપવા આર્યધર્મ સિવાય બીજો નથી. આટલી વાત સિદ્ધ કરી આપવાને તો એક ગ્રંથ રચવાની જરૂર છે, ને તે અમે અન્યત્ર (સિદ્ધાન્તસારમાં) પૂરી પાડી છે; પણ એટલું જણાવવું જોઇએ કે અનાદિ ઇતિહાસના ક્રમથી, બુદ્ધિના પ્રમાણથી, અને અનુભવની સાક્ષીથી, આર્યધર્મમાર્ગજ સત્યને સમીપ છે એમ સિદ્ધ થાય છે. જ્યારે આમ છે ત્યારે આપણે તેજ વાત સર્વને સમજાવવાની છે. જેઓ સત્યમાત્રનાજ શોધક છે, તેમને નામસાથે કાંઇ રાગદ્વેષ નથી, તેઓ તો સત્યમાત્રનેજ વરનારા છે. જેને સત્યરૂપે

સિદ્ધ કરી શકાય તેજ બીજાને બોધવું એ પરમ ધર્મ છે, મહા પુણ્ય છે, એટલુંજ નહિ પણ ખરા સત્યવાદી પુરુષનું પણ એજ લક્ષણ છે.

જે વાતને પોતે સત્ય માની તેને બીજાને ગળે ઉતારવા માણસોએ શું શું કર્યું છે? મુસલમાનોએ પોતાનો ધર્મ સત્ય માની કેટલા રક્તસ્રાવથી પોતાના સત્યને કલંકિત કર્યું છે? યુરોપના ધર્મ ગુરુઓએ (પોપે) પોતાના સત્યને કોટયાવધિ નિર્દોષ સત્યપૃચ્છકોનાં બલિદાન આપ્યાં છે! આજે પણ શું છે! અમુક વાતનું પૂછડું ન પકડનારો કેટલા આડા અવળા અણસારા ને ઑમ્મલકારાનો પાત્ર થાય છે? ધર્મવાળા, સુધારાવાળા, કેવા અન્યોન્યમાં શ્વાનયુદ્ધ ચલાવે છે! પણ જોવાનું એટલુંજ છે કે એક પોતે માનેલા સત્યમાટે જ્યારે માણસો આવું કરે છે, ત્યારે જે પરમ સત્ય છે તેને નામે શું ન કરવું જોઈએ. અમે એમ નથી કહેતા કે મુસલમાનોનો દીન ફરી જગાવવો જોઈએ, કે "રુધિરાસ્રાવ ન થાય તેમ પ્રાણાન્ત દંડ" ની દયારૂપ શિક્ષાનો પોપનો પાવક જાગ્રત કરવો જોઈએ. એટલુંજ કહીએ છીએ કે જે ધર્મ સત્યરૂપ છે તે ઉપર પ્રાણાર્પણભક્તિ સર્વેએ રાખવી જોઇએ, ને બીજાને તે સત્ય યથાર્થ રીતે, પ્રેમ, ભાવે, સમજાવવું જોઈએ. સત્યને નામે જે જે ભોગ આપ્યા છે અપાયા છે, તેનો ઇતિહાસ વિચારશો, તો રુંઆં ઉભાં થઇ જશે ને તમે પણ એક સત્યભક્તારૂપે પ્રાણાર્પણ કરવા નીકળી પડશો. પ્રખ્યાત શોધકો ગેલિલિઓ, કોપરનીકસ, બ્રૂનો, પેરેસેલ્સસનાં જીવિત વિચારો; અરે! સામાન્ય પાદરીઓનાજ પ્રયત્ન તરફ જુઓ. પોતે જેને સત્ય લહ્યું છે તેનેજ અનુસરવામાં પોતાનાં ગળાં, પુરષોએ પરમાનંદથી નિર્ભયતાએ કપાવ્યાં છે, સ્ત્રીઓએ પરપ્રેમરૂપ આત્માર્પણ કરી પુરુષત્વનો પ્રભાવ દાખવ્યો છે, નિર્જીવ પાષાણાદિ પણ એ ચરિત આગળ ઓગળી ગયાં છે!! આપણે આર્યોએ પોતાનો ધર્મ ઉદારતા આવી સત્યપરાયણતા રાખવાનીજ આવસ્યકતા છે. પોતે જેને સત્ય લહ્યું છે તેને સર્વથા મન કર્મ વાણી ત્રણેથી ભજતાં, લોકલાજ, 'ફેશન,' સુધારો, બધું વિસરી જઇ, પરપ્રેમભાવ વિસ્તારવાનો છે. સત્યને શરમજ નથી. જેટલી જેટલી શરમ છે, જેટલું જેટલું કરીને પાછા પડવાનું છે, જેટલું જેટલું સંતાડવાનું છે, તેટલું તેટલું સર્વથા અસત્ય છે, પાપ છે, કુકર્મ છે. સત્યને નામે વાડો બાંધવો એજ અસત્ય છે. સત્યનો વાડો હોય નહિ, તેને પટંતર ઘટે નહિ. સત્ય સર્વદા એકજ, એકરૂપજ, છે. માટે આર્યધર્મી સુજનોને ઉચિત છે કે તેમણે મન કર્મ વાણીની એકતારૂપ ખરી સત્યપરાયણતા પકડવી.

જે માનવું તેજ નિઃશંક થઈલવું પાળવું. એ તો સુધારાવાળા પણ ક્યાં નથી કરતા? કરેછેજ. પણ આપણે કહેવાનું તાત્પર્ય એમ છે કે પરમસત્ય જેવું સીધામાં સીધું રૂપાંતર આર્યધર્મ છે તેને સમજવામાં સત્યપરાયણતા રાખી કદાપિ પાછા હઠીજવું નહિ. આ ઠેકાણે કોઇ પૂછશે કે આર્યધર્મ તે કયો ધર્મ? વૈષ્ણવ, શૈવ, શાક્ત, કબીર, દાદુ, કયો? આનું ઉત્તર આપવું બહુ કઠિન છે, છતાં અમે અન્યત્ર * જે સિદ્ધ કર્યું છે તે કહીએ છીએ. શ્રુતિ, એટલે કે આપણી તેમજ પ્રાચીન કાલના બીજાદેશોની પણ શ્રુતિ, તેનાથી; બુદ્ધિ એટલે આપણી તેમજ પ્રાચીન અર્વાચીન વિદ્વાનોની, તેનાથી; અને સર્વના અનુભવથી જે વાત સિદ્ધ થાય તેટલીજ શુદ્ધતત્ત્વ જાણવી. આવાં શુદ્ધરૂપ આર્યધર્મમાં સેંકડે ૮૦ ટકા છે. તેથીજ આર્યધર્મને અમે સત્યનું સીધામાં સીધું રૂપાંતર કહીએ છીએ. જે કસોટી અત્રે જણાવી તે કસોટીએ ચડાવી જોતાં જે કસ નીકળે તેને આધારે આપણાં દર્શન, પુરાણ, સંપ્રદાય, પંથ, સર્વમાં જે સુવર્ણરૂપે વપરાય છે તેને ઓળખી લેવું, ને એમ એક આર્યધર્મ સમજવો અમુક દર્શન, અમુક પુરાણ, અમુક સંપ્રદાય, અમુક પંથ, તેજ પરમ સત્યને બીજું નહિ એ વાત કેવલ હાસીપાત્ર છે, કિંબહુના સ્વાર્થ માત્ર છે, અસત્ય છે. સત્યને સીમા નથી એ સૂત્રજ સર્વદા સ્મરણમાં રાખવાનું છે. ઉપનિષદ્ વાક્યપણ કાળજે કોરી રાખવાનું છે વિજ્ઞાતમવિજાનતામ્ (ન જાણનારે જાણ્યું છે.)

આપણો ધર્મ પરમ સત્યરૂપ છતાં, અમુક વાડા બાંધી તે રૂપે પ્રવર્તવાથીજ ડુબ્યો છે. આટલામાટે એ પરમ સત્યરૂપ ધર્મને યથાર્થ રીતે, સર્વ માન્ય રીતે સમજાવવો એમાંજ બધી ખુબી રહેલી છે. જ્યારે ધર્મને એવી રીતે સમજાવી શકાશે કે તેમાં ક્રીસ્થીઅન, પારસી, મુસલમાન, હિંદુ, કોઈપણ વાંધો ઉઠાવી ન શકે; સુધારાવાળા પણ જેને અપ્રમાણ ગણી ન શકે; ત્યારેજ ખરા સત્યનો ઉદય થશે. એ સત્ય આપણા હાથમાંજ છે—આર્યધર્મમાંજ છે; પણ તેના સમજનાર સમજાવનારની ખોટ છે. આર્યસુધર્મોદયસભાએ જે પગલું ભર્યું છે તેને અમે પરમાનંદથી અભિનંદન આપીએ છીએ, તેનું કારણ હવે સ્પષ્ટ સમજાશે. આર્યસુધર્મોદયસભાના કાર્યભારીઓને પણ આ અમારો લેખ નિત્ય લક્ષમાં રાખવાની વિનતિ છે. એમ નહિ બને તો તેમનુ કાર્ય, અત્યત પરમાર્થરૂપ છતાં અનેક ધર્મઢોગના પેઠે, નિષ્ફલ થઈ પડશે, આર્યધર્મ-સત્યધર્મ-નો સર્વથા ઉદય થાય એનીજ અમે તો આશા જપીએ છીએ.

---

* સિદ્ધાન્તસારમાં

# પીનલકોડનો સુધારો.

## ( સ્હાવટની ઉમ્મર. )

સુધરેલામાં ખપવામાટે પારકી એટલી સર્વ વાતને સર્વાશે સ્વીકારવી એવુંજ કાંઈક વલણ આજકાલ પ્રવર્ત્યું છે. એક ઇંગ્લંડ કે યુરોપનેજ આપણે ખરા સુધારાના નમુનારૂપ ઠરાવ્યો છે એટલે જેટલાં રીતભાત વાતવ્યિાર યુરોપીયન હોય તે બધાં સારાં અને સુધરેલાં એમજ માનવું પડે છે. આવી બુદ્ધિ સામાન્ય લોકોમાં સહજ રીતે પસરી છે, પણ વિચારશીલ વિદ્વાનોપણ પ્રસંગે તેમાં દોરાતા નથી એમ નથી. સંસારસુધારા પરત્વેજ વિચાર કરીએ તો જેટલી યુરોપીયન રીતિકૃતિ છે તેનેજ ઘણાક પ્રમાણ ગણે છે, ને તેથી જુદી પડતી રીતિમાત્રને જંગલીપણામાં લેખે છે. સ્ત્રીઓને છૂટ આપવી, પુનર્લગ્ન કરાવવાં, ઈચ્છાલગ્ન કરાવવાં, જ્ઞાતિભેદ ન રાખવો, ઇત્યાદિ વાતોજ ખરા સુધારાની છાપરૂપ થઈ પડી છે.

વિવેકીએ સારાસારનો નિર્ણય કરી યથાર્થ વાતને સ્વીકારવી. યુરોપની હોય કે હિંદુસ્તાનની હોય તેથી કાંઇ બાધ નથી, પણ સત્ય વાત હોય તે ગ્રહણ કરવી. સર્વ દેશમાં સારૂં તે સારૂંજ ગણાય છે, ને નઠારૂં તે નઠારૂંજ ગણાય છે; પણ તેના આવિર્ભાવ પરત્વે તફાવત હોય છે. કોઇએ દેશમાં એમ મનાતું નથી કે પોતાથી જ્ઞાન અધિકાર વય આદિએ કરીને જે વૃદ્ધ હોય તેને માન આપવું નહિ; છતાં યુરોપીઅન માથું ઉઘાડું કરી ઉભો રહેવામાં માન ગણશે, હિંદુ તેમાં અપમાન ગણશે. માટે શું એમ સિદ્ધ કરી શકાશે કે માથું ઉઘાડું કરીને માન આપવાનો રીવાજ જે લોકો જાણતા નથી તે બધા જંગલી છે, ને માન આપવું એ વાતજ સમજતા નથી? નહિજ કહી શકાય. છતાં એવાંકે એના જેવાજ વિચારના સહિજ લોકોના દાખલા આપણે થોડા સાંભળતા નથી? વળી દેશીઓ પોતે પણ તેવી નકલોમાંજ સુધારો ગણે છે ત્યારે હસવું આવ્યાવિના રહેતું નથી!

પ્રત્યેક દેશનાં હવાપાણી તેતે દેશના રીવાજોને બહુ અસર કરે છે, ને રીવાજનું મૂલ એકજ છતાં, જે રીવાજની નેમ એકજ છતાં, તેનો આકાર ઘણીવાર જુદો હોય છે. આકાર માત્રને વળગી, નેમને પણ ઉડાવી દઇ, તે આકારવાળા આચારને જંગલીપણાની નિશાની ગણવી, એજ જંગલીપણું છે. મનુઆદિ સ્મૃતિકારોથી તે છેક હાલનાં ખરાં આર્યકુલોપર્યંત સર્વ, સ્ત્રીને પૂજ્ય ગણે છે, છતાં તેનો હાથ બગલમાં ઘાલીને રસ્તે ફરતા નથી, માટે એમજ મનાઈ ગયું કે હિંદુઓ તો સ્ત્રીઓને ગુલામ ગણે છે!! કોઇ કહેશે કે

ઘણાએ પણ જેવા ધણીઓ સ્ત્રીઓને રંજાડે છે, તો તેનું ઉત્તર એટલુંજ છે કે અગત્યના હાથ ઘાલી ફરનારા પણ ત્યાં તેમ નથી કરતા? દરેજ છે એવા છુટા છવાયા અપવાદરૂપ ઉદાહરણોથી, સર્વમાન્ય સામાન્ય નિયમને ઉભયપક્ષે કાંઈપણ બાધ આવી શકતો નથી

પીનલકોડનેસુધારવાની ચર્ચા આજકાલ ચાલી રહી છે તેમાં પણ કાંઈક આવાજ પ્રકારની ભુલ થાય છે એમ અમારૂં મત છે સ્ત્રીઓ પતિના ઉપભોગ યોગ્ય થવાનું વય પીનલકોડમાં દશ વર્ષનું રાખેલું છે, ને એમ નિયમ રાખ્યો છે કે દશ વર્ષ પૂર્વે કોઈ સ્ત્રી સાથે કોઈ પુરુષ (તેનો ધણી પણ) તેની મરજીથી પણ વ્યવહાર કરે તો તે બનાત્કારનો ગુનો થાય છે આ કાયદાને હાલમાં સુધારાવાળા બદલાવવા ઈચ્છે છે, ને દશને બદલે બાર એવી ઉમર રખાવવા ચાહે છે તેઓ એવું કારણ બતાવે છે કે ઇંગ્લાંડમાં સ્ત્રીઓને કાયદાથી જે રક્ષણ મળે છે તે ૧૩ અને ૧૫ વર્ષસુધીનું છે, ત્યારે આપણે આપણી બાલાઓને શું ૧૦ વર્ષથી વધારે વારસુધી રક્ષણ નહિ આપવું જોઈએ? આપવુંજ જોઈએ, અને આપણા પીનલકોડમાં જે આવું જંગલીપણું રહી ગયું છે તે દૂર કરવું જોઈએ. વળી ફોસલાવીને હરણ કરી જવાની બાબતમાં આપણા કાયદામાં આવી ઉમર ઘણું કરીને ૧૬ વર્ષની છે, ત્યારે એ પણ ઘણું અન્યાય ભરેલું ગણાય કે જે સ્ત્રી પોતાની જાત કોઈને હવાલે કરવામાં ૧૫ વર્ષસુધી કબુલાત આપવાના લાયક ગણાય તેજ પોતાનું કુમારીત્વ બીજાને આધીન કરવામાં દશ વર્ષ વીત્યા પછી કબુલત આપી શકે! ત્રીજી તકરાર એવી બતાવવામાં આવે છે કે બાળલગ્નથી જે હાનિ થાય છે તેપણ ૧૨ વર્ષનો કાયદો કરવાથી અટકશે.

જે રીતે આ બધી વાત આપણને સમજાવવામાં આવે છે તે રીતે જોતા તો કાંઈપણ બાધ એમાંએક આપણી નજરે આવતો નથી પણ થોડો સૂક્ષ્મ વિવેક કરવાની જરૂર છે મુખ્ય મુદ્દો વિચારવાનો એ છે કે સંસાર સુધારાની બાબતમાં કાયદો કેટલે સુધી હાથ ઘાલી શકે? એ વાત કદાપિ વિસરી જવી જોઈતી નથી કે નીતિ સુધારો એ બન્ને કદાપિ પણ કાયદા કરીને એટલે કે બનાત્કારથી પેદા કરી શકાતાં નથી એ બધાં પેદા કરવાને તો સમજુતી, કેળવણી, ઇત્યાદિની જરૂર છે ત્યારે બાર વર્ષનું વય કરવાથી બાળલગ્નની હાનિ અટકવાનો જે લાભ બતાવવામાં આવે છે તે કાયદાથી સાધવો વાજબી નથી · હજી જરા વધારે જોઈશું તો કાયદાને જરાપણ હાથ ઘલાવવાની જરૂર આ બાબતમાં જણાતી નહિ બાળલગ્નનો અર્થ એમ સમજાય છે કે જ્યારે પરણે ત્યારેજ વ્યવહાર પણ માંડે છે· પણ

એમ નથી. આપણે સર્વે જાણીએ છીએ કે પરણવાનું ૮-૯-૧૦ વર્ષે થાય છે ખરૂં, પણ ખરૂં ઘર માંડવાનું તો સેંકડે પંચાણું ટકા ૧૧-૧૨ વર્ષ પૂર્વે કદાપિ થતું નથી. જ્યારે આમ છે ત્યારે સિદ્ધ થાય છે કે જે વાત કાયદેથી આપણને કરાવવી ધારવામાં આવીછે, તે એની મેળેજ થયાં જાય છે. અર્થાત્ હવે કાયદાને વચ્ચે પડવાનું છેજ ક્યાં? કોઇ એવી તકરાર કરશે કે જ્યારે એની મેળેજ બાર વર્ષનો હેતુ સચવાય છે ત્યારે કાયદો પણ બાર વર્ષ ઉપર આવે તો તેમાં શો બાધ છે? અમે એમ માનીએ છીએ કે જે બાધ છે તે બધો અહીંઆંજ છે. કેમકે છોકરીને સાસરે વળાવવાની ઉમર ૧૧ ને ૧૨ ની વચમાં આવે છે, ને કાયદો જ્યારે ૧૨ જ માંડી બેસે ત્યારે દરેક જણના પવિત્ર ઘરમા પોલીસની આભડછેટ ઠેક જનાનખાનાના ખુણા સુધી પેસી જાય. ને જ્યારે આમ થાય ત્યારે કેટલુ દુઃખ અને કેટલો પોકાર ઉઠે એ વિચારવુ સહજ છે. કાયદો જે કરાવવા ઇચ્છે છે તે તો એની મેળે પણ થાયજ છે, ત્યારે આપણા પવિત્ર ખાનગી ઘરોને પોલીસની આભડછેટથી અભડાવાની વાત નકામી, કલ્પિત, નુકસાનકારક, નાસકારક, અને કેવલ દુઃખરૂપજ છે. ખરાબ વય કરતાં કાયદાએ એક બે વર્ષ પાછળ રહેવું તેજ વાજબી છે. ઇંગ્લંડમાં પણ ખરૂં વય ૧૫ નું છતાં કાયદો તો ૧૩ ઉપરજ છે.

પણ ઘણાક હજુ એક બીજી તકરાર કરશે કે ૧૧ થી ૧૨ લગીમાં ઘર મંડાવવાની વાતજ અમે નાપસદ કરીએ છીએ; માટે કાયદો થવાજ દેવો જોઇએ. આવા લોકોએ જરા આંખ ઉઘાડી ચોતરફ નજર કરવી. છોકરીઓ ઘણુંકરી ૧૦ થી ૧૨ સુધીમા રજોદર્શન પામે છે. પણ તેમાં એ સંગતિ અને સોબત સહવાસ ઈત્યાદિ ઉપર બહુ આધાર છે. એ આધાર, પીનલકોડ સુધરાવવાની તરફેણનું જે, અંગ્રેજી લખાણ આજકાલ લોકોમાં ફરે છે, તેમાં પણ દા. રેલરનાં વચનોથી, આપેલો છે. એનું પ્રમાણ તો પ્રત્યક્ષ અનુભવમાંજ છે કે મુંબઇ જેવાં શેહેરોમાં ૯ થી ૧૨ પર્યંત રજોદર્શન થાય છે, ત્યારે મધ્યમ પ્રતીનાં ગામો (સુરત, અમદાવાદ, નડીઆદ, ખેડા, સતારા, જેવાંમાં) ૧૦ થી ૧૨ પર્યંતમાં થાય છે, ને છેક નાનાં ગામડાંમા ૧૦ થી ૧૩ સુધીમાં થાય છે. રજોદર્શન થતામાજ પતિનો સંગ થવાની જોગવાઇ હોવી જોઇએ એ તો સર્વને માન્ય છે. ત્યારે હવે અમે પૂછીએ છીએ કે બાર વર્ષે કાયદાને ઘસડી લાવવાથી શુ આપણા લોકોનાં સોબત સહવાસ વગેરે એકદમ ફરી જશે, કે લોકો પાધરા સુધરી જઈ બાલલગ્નની હાનિથી મુક્ત થઇ જશે! કદાપિ નહિજ. એનો ઉપાય તો કાયદો નથી, પણ કેળવણી માત્રજ છે. હજુ એક બીજો વિચાર કરશો તો આ તકરાર કેવલ હસવા જે-

એક શરીરની હાજત બાબત કાયદો આ પ્રમાણે વચ્ચે પડી શકતો નથી, પડે તો બહુજ ભયંકર હાનિ થવાનો સંભવ છે; પણ જ્યારે મનની વાત માત્રજ વચમાં આવે છે ત્યારે કાયદો વચ્ચે પડી શકે છે,ને તેથી લાભ છે. દશવર્ષે સંજોગમાટે કબુલત આપી શકનાર છોકરી માત્ર શારીરિક હાજત પુરી પાડે છે; પણ છેક પંદર વર્ષ સુધી તે પોતાના રહેવા વગેરેના સુખનો નિશ્ચય કરે તેવા પાકા મનની થઇ શકતી નથી તેથી કોઈ જોડે નાસીજાય તો તેમાં પોતાના મનની મરજીથી વર્તે છે. આમ છે એટલે કાયદો હરણની ઉમર ૧૫ વર્ષની રાખે છે, ને બલાત્કારની દશની રાખે છે તે જેવું જોઇએ તેવું બહુજ વાજબી છે.

આ પ્રમાણે વાત છે એટલે દશનાં બાર વર્ષ કરાવવાની વાત કેવલ ભયંકર અને નુકસાનવાળી જણાય છે. જેવો કાયદો હાલમાં છે તેવોજ ઘણી દીર્ઘદૃષ્ટિવાળો, તથા ડહાપણ ભરેલો, અને આ દેશની કુદરતી રચનાને અનુકુલ છે. એમાં ફેરફાર કરાવવા જવું એ કેવલ ભૂલ છે, ને કુદરત સાથે બાથ ભીડવા બરાબર છે. એ ભુલમાં જો કોઈ લોકો દોરાશે તો ઘણું પસ્તાવું પડશે.

---

## ગૂજરાતી ભાષાની ઉન્નતિ.

સામાન્ય રીતે એવો સહજ સંપ્રદાય પડી ગયો છે કે પ્રત્યેક ગ્રંથની ભાષા ઉપરજ લોકો લક્ષ આપે છે; અને આની ભાષા કઠિન છે કે આની સરલ છે એટલેજ અભિપ્રાય બાંધે છે. પૃથ્વી ફરે છે એ વાત જેમ અજ્ઞાની લોક સૂર્યને આરોપે છે તેવું આ વિષયમાં પણ થાય છે વિચારની ગૂઢતાને લીધે જે વિષયમાં વાંચનાર ઉતરી શકતો નથી, તે વિષયના પુસ્તકની ભાષાને માથે દોષ મૂકી તે અળગો રહે છે. ઘણી વખત તો એવીજ ભૂલ બને છે કે ગૂજરાતી અક્ષરે લખેલું પુસ્તક, અમે ગૂજરાતી છીએ છતાં કેમ સમજતા નથી, માટે તે ખોટું!! આમાં પણ ભૂલ વિચાર પરત્વેજ છે. વિચાર સમજાતો નથી એજ ખરું કારણ છે. જો ધીરજ રાખીને, બળે ત્રણજણનાર ઉલટાવીને, તથા ધીમે ધીમે મનમાં ઠસાવીને, કોઇપણ, ગ્રંથ વાંચ્યો હોય તો નજ સમજાય એવું છેક મૂર્ખવિના બીજાને તો ક્વચિતજ બને. આવાજ પ્રસંગમાં અમારા એક મિત્રે કરેલી ગંમત અમને યાદ આવે છે કોઇ ડાહ્યા માણસે તેને "માલતીમાધવ" ના ભાષાંતર વિષે કહ્યું કે ભાષા કઠિન છે. તેથી સમજાતું નથી. ત્યારે તેણે ગમે તે એક શ્લોક કાઢી તેના શબ્દેશબ્દ પેલાને

જરૂરના હોય છતાં કઠિન હોય તે ઉપર પણ ટીકા લખાવરાવવાની તથા એ ભાષાન્તર અને એ મૂલ ગ્રંથોના પાઠ શુદ્ધ કરાવવાની ઘણીજ અપેક્ષા છે.

(૨) તત્ત્વજ્ઞાન, શોધ, કાવ્ય, કથા, કોશ ઇત્યાદિ વિષે નવીન ગ્રંથો રચાવવા.

(૩) કોઈ વિદ્વાને પોતા તરફથીજ, કોઈ આગલનાં ભાષાન્તર, વાર્તિક, કે નવોજ લેખ, પ્રસિદ્ધ કર્યો હોય, તો તેના વિદ્વાન્ પાસેથી તેવા ગ્રંથનું સ્વામિત્વ ખરીદી લઈ, તે ગ્રંથ ઇતર લોકને કિફાયતે વેચવો. આમ થવાની ઘણીજ જરૂર છે. સુધરેલા દેશોમા લખનાર અને વેચનાર જુદા હોય છે તેથી વેચનાર જે વપારી હોય છે તે ઘણો વખત પોતાના માલની ખપતમાટે ખોટી થઈ શકે છે, ને એમ પુસ્તકોને થોડી કીમતે વેચી શકે છે આપણે અહીં તો લખનારને મૂલે દ્રવ્યનીજ અડચણ હોય છે, ત્યાં છપાવવાનો ખર્ચ કરજે કરી તેનું વ્યાજ ક્યાં સુધી ભરે ? માટે પુસ્તકની કીમત તેવા લોકો ભારે રાખે છે, તેથી ગરીબ પણ વાચવાના શોખી લોક લાભ લઇ શકતા નથી. જો કોઈ મડલી કે ગૃહસ્થો સ્વામિત્વજ ખરીદી લઇ ધીમે ધીમે ગ્રંથ વેચે તો થોડી કીમતે વેચી શકે, ને તેથી સર્વને સારા વિદ્વાનના લખાણનો લાભ મળે.

વળી વિદ્વાનોને પણ એક હરીફાઈનુ કારણ ઉભું થાય તેથી સારા વિદ્વાનો હંમેશાં ઉમગે લખવાનુ લઇ બેસે-પોતાનો લેખ કોઈ આવી રીતે લઇ લે એ માનની અભિલાષા વિદ્વાનોને ઉત્સાહ પ્રેરવામાં બહુ પ્રબળ છે; ને વળી જ્યારે પોતાનો ખર્ચ પોતાને માથે પડવાની અડચણ દૂર થાય ત્યારે તે ઉત્સાહ દશગણો વધી, અનેક ફલ આપે એ સ્પષ્ટજ છે. હાલમાતો જેને ગાંઠનું ગોપીચંદન કરવુ હોય તેઓ ગ્રંથ રચવાનુ કામ એક વ્યસનની પેઠે કરે છે. તેવા વિદ્યાવ્યસનીઓતો, કોઈ તેમના ગ્રંથ છપાવવા તત્પર હોય તો, સ્વામિત્વમાટે કાંઇ પણ લીધા વિના પણ દેશસેવામા તત્પર હોય એમ પણ આશા બાંધી શકાય.

સ્વામિત્વ ખરીદવા ઉપરાત એમ પણ થવાની જરૂર છે કે સારા ગ્રંથોની અમુક પ્રતિ ખરીદી, તેને ખોટ ખાઈ થોડીજ કીમતે ખરા ઉત્સુક પણ ગરીબ વાચકોને આપવી. એમા સરક્યુલેટિંગ લાઇબ્રેરીની રીતિ રાખવી લાભકારી છે કોઇપણ લાઇબ્રેરીમા ૧૦-૨૦ નકલો લેવી ને તે સભાસદોને વાચવા આપવી, તથા પાછી આવ્યાથી થોડી કીમતે જેટલી વચવી હોય તેટલી વેચી નાખવી.

(૪) પ્રતિવર્ષે આખા ગૂજરાતના વિદ્વાનોનો સમાજ કરવો જોઈએ. સમાજમા સભાસદ થવામાટે પ્રખ્યાત વિદ્વાનોને તથા સમૃદ્ધિવાન્ ગૃહસ્થોને નિમત્રણ કરવા જોઇએ. ગૃહસ્થોની મદદ પણ માગવી જોઇએ; ઉપરાત

પ્રતિ સભાસદ પાસેથી કાંઈ લવાજમ લેવું જોઈએ, તથા અનિમન્ત્રિત ગૃહસ્થોને પણ સભાસદ થવું હોય તો છૂટ રાખવી જોઇએ. આવો સમાજ બે ત્રણ દિવસ એક સ્થળે રહે, ને ત્યાં ધર્મ, સાહિત્ય, અને તત્ત્વજ્ઞાન એ ત્રણ વિભાગમાં વેહેંચાઇ પોતાનું કામ ચલાવે પ્રતિવિદ્વાન્ તે તે વિષયના પોતાનાં લખાણ શોધ ઇત્યાદિ ત્યાં રજુ કરે, અને બધી જુદી જુદી શાખાઓની એક સમગ્ર બેઠકમાં જાણવાજોગ બાબતોનો રીપોર્ટ વંચાય, તથા યોગ્ય વક્તાઓને ભાષણ કરવા પણ વિનવાય આ બધાનો સવિસ્તર રીપોર્ટ પછીથી પ્રસિદ્ધ થાય આવી વ્યવસ્થા જો થઈ શકે તો આપણી ભાષાની અર્થાત્ આપણી બુદ્ધિની ઉન્નતિ સહજમાં થાય, અને જે નિર્માલ્ય લેખકોથી આપણો લેખકવર્ગ આજકાલ અધમતામાં અભડાયો છે તે લેખકો પણ તરતજ પરખાઈ આવે

આ સમાજે એક વાર્ષિક પત્ર તૈયાર કરવો જોઇએ જેમાં આખા વર્ષમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની યાદી આવે, એવી રીતે કે દરેક પુસ્તકનો વિષય સારી રીતે સમજાય, ને તેના ગુણ દોષ ધ્યાનમાં આવે.

આમાંની ઘણીક વાતો કરવામાં આવેજ છે, એમ સોસાઇટીવાળા કહેશે પણ તેમને અમારે એટલુંજ જણાવવાનું છે કે તેઓ જે રીતે કરે છે તે રીતિથી લોકો અસંતુષ્ટ છે. તેઓએ હવે હરીફાઈના ગ્રંથો તૈયાર કરાવવાની રસમ છોડી દેવી જોઇએ એ રીતિ લખાઉઓને કામની છે, પણ સારા વિદ્વાનો કદાપિ પણ તેવી રીતિએ ગ્રંથ લખે નહિ અમુક વિષય, તેની પદ્ધતિના સામાન્ય નિયમ, અને મેહેનતાણાની બક્ષીસની રકમ, એ ત્રણે કોઇ પ્રસિદ્ધ અને યોગ્ય વિદ્વાનને જણાવવાં તથા ગ્રંથ તૈયાર કરવા વિનવવું. જો તેની મરજી હોય તો તે તે ગ્રંથ તૈયાર થાય તેમાં કાંઈ પણ ફેરફાર કરવાની પછી જરૂર રહે નહિ એ કેટલી અન્યાયની વાત છે કે દશવીસ પ્રકારના અગપઠ્ઠાનો ઉતરતા સુભગ વિષયોના ગ્રંથ લખાવી મગાવવા અને તે બધાયને તપાસવાનું અભિમાન બે ત્રણ જણાની એક કમીટી જે તેવો કોઇ વિષય લખવાને કે સમજવાને પણ શક્તિમાન્ ન હોય તેણેજ ધરવું !!

આ પ્રમાણેની યોજના થોડે ઘણે કે આખે રૂપે પણ ગુજરાતમાં કોઇ સભા તરફથી અથવા કોઈ ગૃહસ્થોતરફથી અથવા કોઈ રાજ્યોતરફથી અમલમાં મૂકવામાં આવે તોજ આપણા દેશને હાલમાં લાભ થવાનો સંભવ છે બાકી અનેક મીષરો ઉભરાઇ જાય છે ને જશે તેથી કાંઈ ફાયદો થવાને બદલે હાનિનો સંભવ સ્પષ્ટજ છે અત્રે જણાવેલી વ્યવસ્થા પ્રમાણે, કોઇ પણ કામ ઉપાડવાની કોઈ મંડળી કે કોઇ ગૃહસ્થને ઇચ્છા હશે તો અમે બહુ ખુશીથી તેને મદદ આપીશું

---

## દાન.

આપણા લોકો એમ જાણે છે કે બ્રાહ્મણના હાથમાં મૂકવું તેજ દાન. એમાં ઘણી મ્હોટી ભુલ છે. બ્રાહ્મણ એટલે જનોઇનો તાંતણો બાંધેલો હરકોઈ એમ સમજવાનું છેજ નહિ. જે બ્રહ્મ જાણે તે બ્રાહ્મણ અર્થાત્ પોતાનાં જ્ઞાન તપ ઇત્યાદિથી જે યોગ્ય હોય તેજ બ્રાહ્મણ—એનેજ સુપાત્ર ગણાય. પાત્રવિનાનું દાન જેમ દાતાને પાપ આપે છે, તેમ લેનારને પણ પાપમાં બોળે છે. દાન લેવાની મનુએ વારંવાર ના પાડી છે, ને જો પોતાનામાં લીધેલા દાનથી થતું પાપ દૂર કરવાની શક્તિ હોય તોજ દાન લેવું એમ કહેલું છે. શ્રીમદ્વલ્લભાચાર્યના ગ્રંથમાં પણ કાલપુરુષના દાનની વાર્તા છે તે આવાજ તાત્પર્યની બોધક છે.

જીવમાત્રપ્રતિ પ્રેમભાવ રાખી અન્નદાન કરવું એના જેવું પુણ્ય એકે નથી; પણ તે કરતા એ ઉત્તમ તો વિદ્યાદાન છે. કોઇપણ જીવને પોતાના ઉદ્ધારનો માર્ગ જડે એવું તેને દાન કરવું એ સમાન બીજું પુણ્ય છેજ નહિ. એટલાજમાટે શાસ્ત્રોમાં વારંવાર ભાગવત, ગીતાદિ પુસ્તકોનું દાન મુખ્ય ગણેલું છે. આપણાં શાસ્ત્રોએ જે આવી સૂક્ષ્મ બુદ્ધિથી પુસ્તક દાનનો મહિમા વર્ણવ્યો છે તેને આજકાલ આપણે ભુલી ગયા છીએ અને નજીવા માર્ગોમાં લાખો રૂપીયા બગાડી, દાન કર્યું એમ ઠગાઇએછીએ. પુસ્તકનું દાન કરવું એ શાસ્ત્રસંમત છે, ને તે દાન કોઈ જનોઇવાળાનેજ કરવું એમપણ નથી; જે યોગ્ય હોય, સમજવાને શક્તિવાન હોય તેને કરવું એમ પણ શાસ્ત્રજ આપણને આજ્ઞા કરે છે. ત્યારે ધર્મીદાને નામે લાખો રૂપીઆ વાવરી નાખતા અમારા શેઠ શાહુકારોને અમે એટલુંજ વિનવીએ છીએ કે તમણે પ્રતિવર્ષે પોતાની ઉપજનો કોઈક ભાગ—એક શતાંશ પણ—પુસ્તકદાનમાટે કાઢવો, અને પુસ્તકો લઇ યોગ્ય માણસોને અર્પવાં. પુસ્તકો લેવામાં પણ લખેલા કે છાપેલાં, સંસ્કૃત કે પ્રાકૃત, અંગરેજી કે ગુજરાતી, એવો કશો નિયમ રાખવાની જરૂર નથી, વિદ્યા છે તે બધે એકની એકજ છે, બધા સરસ્વતીનાંજ રૂપાંતર છે, માટે તે સરસ્વતીરૂપ ગ્રંથનું કોઇપણ યોગ્ય સ્ત્રીપુરુષ ગમે તેને દાન આપવું.

આમ થવાથી દાન કરનાર જે ઉત્તમોત્તમ દાન, વિદ્યાદાન, તેનું મહા પુણ્ય પામશે, એટલુંજ નથી, પણ વિદ્યાર્થીઓને ભણવામાં સરલતા થશે, વિદ્વાનોની પરીક્ષા થશે, લખનારાઓનો ઉત્સાહ વધશે, અને ગરીબ, પણ

ઉત્સુકવિદ્યાભિલાષીઓને ગ્રંથોની પ્રાપ્તિ થશે. કોઇપણ કાળે અને કોઇપણ સ્થલે વિદ્યાની વૃદ્ધિ લક્ષ્મીની સહાય વિના થઇ નથી. જ્યાં સુધી વિદ્વાનોને પેટની પીડા ટળતી નથી ત્યાં સુધી તેઓ સરસ્વતીને પૂરેપૂરી ઉપાસી શકતા નથી, ને જ્યાં સુધી તે પૂરી ઉપાસાય નહિ ત્યાં સુધી તે ખરી ફલતી પણ નથી. ચારે વેદનાં મહાભાષ્ય રચનાર તથા તેવાજ બીજા અનેક ગૂઢ ગ્રંથો ગુંથનાર સાયણાચાર્યને બુક્કરાયનો આશ્રય હતો; ભાસ્કર, વરાહમિહિર, કાલિદાસ, ભવભૂતિ, હર્ષ ઇત્યાદિ અનેક પંડિતો તથા શોધકોને રાજ્યાશ્રયથીજ સરસ્વતી પ્રસાદ મળ્યો છે. વર્તમાનસમયમાં પ્રખ્યાત સામળને પણ સીહુંજના રખીદાસનો આશ્રય હતો. ને એજ "રખીઆળ રૂડો રાજવી" સામળે વખાણ્યો છે. યુરોપ અમેરિકામાં પણ એવું એજ થયુ છે ને થાય છે. ત્યારે શ્રીમાન્ લોકનો ધર્મ છે કે તેમણે પોતાની કમાણીનો જે ભાગ તેઓ હાલ ધર્માદામાં ખર્ચે છે તેમાંથી કેટલીક રકમ વિદ્યાદાન અર્થાત્ સારા ગ્રંથો ખરીદી તેનું દાન કરવામાં પણ વાપરવી. એથી જે પુણ્ય છે તેની બરાબર કોઈ પણ પુણ્ય નથી.

આજકાલ માનની ખાતર કે નામની ખાતર કે ખુશામદની ખાતર ગ્રંથાર્પણ કરવા કરાવવાનો રીવાજ ચાલે છે તેને અમે ખરૂં વિદ્યાદાન ગણતા નથી. એ તો એક સ્વાર્થજ છે; એમાં ધર્મ કે પુણ્ય કાંઈ નથી. ગુપ્તદાન તેજ ખરૂં દાન છે; નિરભિમાનથી વિદ્યાદાન કરવું એજ વાસ્તવિક છે. વિદ્વાનો પોતે બોલી લખીને બોધ વિસ્તારે છે એ તેમના તરફથી તો વિદ્યાદાન થાય છે; અને તેમ થવાથી બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ત્રણેને કરવાના બ્રહ્મયજ્ઞનો એક ભાગ વિદ્વાનોતો કરેજ છે, ને બ્રહ્મ ઋણથી છુટે છે. પણ જેઓ ધનવાન હોઇ આવું વિદ્યાદાન કરતા કે કરી શકતા નથી તેઓ તો બ્રહ્મયજ્ઞ ન કરવાથી પાતકી થાય છે ને બ્રહ્મઋણથી છૂટતા નથી. માટેજ તેમણે ઈતર વિદ્વાનોના લેખને ખરીદી તેનું દાન કરવું, તથા તેવા વિદ્વાનોને બીજી રીતે પણ દાનાદિથી સંતોષવા એજ તેમને બ્રહ્મયજ્ઞમાં રાખી બ્રહ્મઋણથી છોડવી, પરમપુણ્ય ગણાવનારૂં છે.

---

## ગ્રંથાવલોકન.

---

ચંદ્રપ્રભા ચરિતના વિવેચન ઉપર ચર્ચાપત્ર:—ચંદ્રપ્રભા ચરિત ઉપર માર્ચ માસના અંકમા જે વિવેચન છે તે કોઈને ન રુચવાથી તેમણે એક

૧૨—૧૩ પૃષ્ઠનું ચર્ચાપત્ર અમને પ્રસિદ્ધ કરવા મોકલ્યું છે. ગ્રંથાવલોકનનું પુનઃ અવલોકન કરી તકરારો લંબાવવી એ શિષ્ટસંપ્રદાયજ નથી કેમકે તેમ કરવાથી પ્રાયશઃ લાભ થવા કરતાં હાનિનો વધારે સંભવ રહે છે, તોપણ વૃદ્ધકવિ શ્રીશંકરલાલજીના માનની ખાતર, ચર્ચાપત્રીએ જે સૌમ્યતાથી અમને લખ્યું છે તેની ખાતર, તથા અમને મૂલથીજ કવિશ્રીતરફ કાંઈ આક્ષેપ કરવાની લેશપણ ભાવના ન છતાં વાચક વર્ગમાં અમારૂં લખાણ તેમ સમજાઈ જવા બેસે છે એ અટકાવી સત્યવાત પ્રસિદ્ધ કરવાની ખાતર, ચર્ચાપત્રીને આપેલું ઉત્તર અત્રે પ્રસિદ્ધ કરીએછીએ :—

રા. રા. હરિલાલજી, નડીઆદ તા ૪-૪-૮૯.

તમારૂં ચર્ચાપત્ર મળ્યું. તમે એ વિષયમાં જે લેખ તૈયાર કર્યો છે, તેમાં છેવટસુધી જોઇ જતાં, એટલુંજ તાત્પર્ય સમજાય છે, કે કવિ શ્રીશંકરલાલજીના લેખ ઉપરના મારા વિવેચનથી કોઇને અન્યથા ભ્રમ થાય તે ટાળવો. હું પણ તમારા મતને અનુસરતો છું; અર્થાત્, તમે જે ભ્રમ થવાના સંભવો યોજ્યા છે, તે તમે જ્યારે તેમ યોજ્યા ત્યારેજ જને શક્ય લાગ્યા છે; બાકી મૂલમાં મારા મનમાં તેવો અર્થ કોઇ ઉઠાવે એવી, તમે જેને વક્રોક્તિ કહો છો, તે કરવાનું, લેશપણ તાત્પર્ય ન હતું.

કવિશ્રીના જ્ઞાન ચાતુર્યાદિમાટે મારા મનમાં જે પૂજ્ય ભાવ છે, તે પૂજ્ય ભાવને અવલંબી, તેમના લેખપરત્વે મને જે મતભેદ થયો હોય તે દર્શાવવાનો પ્રયત્ન કરતાં, તથા એક જાહેર લખનાર તરીકે બીજાને પણ બોધ આપવાની ફરજ બજાવવા જતાં, કાંઇ અન્યથા ભાસે તેવું લખી જવાયું હોય તો, તે તેવે ઈરાદેજ લખેલું છે એમ માનવાનું કારણ નથી.

મેં કવિશ્રીને કોઈ રીતે દોષ આપવા ધાર્યોજ નથી. ચંદ્રપ્રભાચરિતમાં તેમણે જે ચાતુર્ય અને અગાધ જ્ઞાન વાપર્યાં છે, તે પરત્વે મેં તેમને બાણુ સદરાજ કહ્યા છે. છતાં તમે, તે બધામાંથી, જે વાત મેં ક્ષુદ્રલેખકોનેજ લગાડી છે તે એમનાપર ખેંચીલાવી, અવળો ભાવ આરોપવા જેવું મને સમજાવો છો, તેથી બહુ ખેદિત છું.

તમારો લાંબો લેખ મારા નાના પેપરમાં સમાઈ શકવાનો સંભવ નથી. પણ આ ચીઠી વાંચી લઇને, તમે, મને, ટુંકી ચોખી, આપજો; એટલે તેટલી હું પત્રમાં છાપી દઇશ તથા યથાયોગ્ય બીજું ટુંકું વિવેચન પણ ઉમેરીશ; તેથી તમારી મારી બન્નેનો હેતુ સચવાશે.

લિ. શુભચિંતક.
મ. ન. ના નમસ્કાર.

એ ચર્ચાપત્રના મુખ્ય મુદ્દા આ પ્રમાણે સમજાય છે:—(૧) પુસ્તકની ભાષા બાણ કવિના મૂલ સંસ્કૃતનું અનુકરણ છે, ને તેમ કરવામાં કવિશ્રીએ પરિપૂર્ણ જય મેળવ્યો છે, લેશપણ દોષપાત્ર થયા નથી. (૨) વસ્તુ યોજનામાં પ્રાચીન પ્રસંગ છતાં અર્વાચીન સગતિઓનો સેળભેળ છે એવું મૂલવિવેચનમાં આરોપેલું છે તે સિદ્ધ કરવું કઠિન પડશે. (૩) કાદમ્બરીના વસ્તુનું પણ આ પુસ્તકમાં અનુકરણ છે, ને તે એટલુ જયવાન્ છે કે કવિને ધન્યવાદ અપાવે છે; લેશ પણ દોષપાત્ર કરતું નથી. (૪) ભાષણોથી રસભંગ થાય છે તે વાસ્તવિક છે, પણ કેટલાંક ભાષણ શુકનાસના પ્રખ્યાત ઉપદેશ કરતાં પણ રમણીય છે. (૫) પ્રાચીન વાર્તાને તે પણ હાલ અસંભવિત લાગે તેવી, તેના કરતાં અર્વાચીન ખરેખર બનેલી વાર્તા વસ્તુરૂપે વિસ્તારવી એ વધારે લાભકારી છે, માટે જો કવિશ્રીને "આવીજ સલાહ આપવા ઈચ્છતા હો, તો અમે તેમાં આપની સાથે વધારે એકમત થઈશું." (૬) એ પુસ્તકની બીજી "નાની મોટી ખામીઓ કે જે સાધારણ વાંચનારના લક્ષમાં આવે એમ નથી, તથા તેની કેટલીક અમૂલ્ય ખુબીઓ કે જેની કદરપણ સાધારણ વાંચનાર જાણી શકે તેમ નથી" એ સર્વ વિસ્તાર ભયને લીધે ચર્ચાપત્રમાં ચર્ચાપત્રી બતાવતા નથી. આ બધાનું અમે એટલુંજ ઉત્તર આપીએ છીએ કે આ છ એ મુદ્દા અમને સર્વથા ગ્રાહ્ય છે; ને અમારા વિવેચનમાં પણ તે મુદ્દાથી ઉલટું અમે કાંઈજ લખવા ધાર્યું નથી. ચર્ચાપત્રીને ને અમારે જે કાંઈ મતભેદ છે તે માત્ર પહેલા અને બીજા મુદ્દાપરજ છે, પણ તેના મતભેદ નજર પડે એમ કાંઇ નિશ્ચય નથી; ને જ્યારે મૂલ સંસ્કૃત અમારા હાથમા નથી (જે ચર્ચાપત્રીએ તો જોયું છે એમ તે જણાવે છે) ત્યારે એ મતભેદ વધારે સકારણ ઠરે છે. ત્રીજા મુદ્દાની વાત તો અમે સર્વથા સ્વીકારી છે. ચોથો મુદ્દો તો અમે કહીએ છીએ તેનો તેજ રૂપાંતરે છે. પાંચમા તથા છઠ્ઠા મુદ્દા વિષે અમારા વિવેચનમાં કાંઇજ નથી, ચર્ચાપત્રીએ નવુજ પોતા તરફથી ઉમેરવા ધાર્યું છે. ત્યારે તાત્પર્ય એજ થયું કે જેમ અમને જણાયું છે તેમ ચર્ચાપત્રીને પણ આ પુસ્તક ગુણ અને દોષ બન્નેવાળું જણાયું છે. તફાવત એટલોજ છે કે અમારા અને તેમના ગુણ દોષના રૂપમા ફરક છે, પણ તે વિષે તો એટલુંજ કહી શકાય કે જેવું જેનું વસ્તુપરીક્ષાનું ધોરણ.

## પુસ્તકોની પહોંચ.

વળી અમને નીચે જણાવેલા ગ્રંથો પણ તેમના કર્તા તરફથી મળેલા છે, જેનો ઉપકાર સાથે સ્વીકાર કરીએ છીએ. અવકાશાનુસાર તેનું વિવેચન યોગ્યતા પ્રમાણે કરીશું:—

આત્મબોધ (ભાષાન્તર), હેંડબુક ઑફ ગુજરાતી ગ્રામર, સુબોધસંગ્રહ, દશકુમાર ચરિત (ભાષાન્તર). શીઘ્રબોધસાગર (ભાષાન્તર) અને જયાકુંવર.

# ગુલાબસિંહ.

( સાંધણ ૧૨૯ પાને થી )

"રામલાલ! અત્યારે એ વાત જવા દે. મારૂં મગજ ઠેકાણે નથી."

"ખરી વાત છે, મારૂં માથું પણ ભમે છે—ઉંઘ આવે છે-ચાલ જરા ઉતાવળા દોડીએ."

સાંભળીને ચાબુક ચમકાવી. સવારે લગભગ દશ વાગતાં રામલાલ અને લાલો પોતપોતાને મુકામે પ્હોંચ્યા. લાલો જતાની સાથેજ મોં ધોઇ સુઇ રહેવા ગયો પણ એને ઉંઘ આવી નહિ. ગઇ રાત્રીના વિચાર ઉપરાઉપરી એના મનમાં ઉભરાવા લાગ્યા. જ્વાલામુખી—જ્વાલા—પોતાની બેભાન સ્થિતિ—જ્વાળામાંથી કોઇ ગૂઢસત્ત્વનો આવિર્ભાવ—તે સાથેજ ગુલાબસિંહનું દર્શન—ક્યાં—કેવી જગોએ—કદાપિ પણ પોતાનું ત્યાં જવું ગુલાબસિંહ કલ્પી ન શકે તેવી જગોએ!! છેવટ પોતાનો નિશ્ચય!! આ બધા તરંગોમાં લાલો ગાંડો બની ગયો હતો. અને બીછાનામાં પૂરો પડ્યો ભયથી થરથર કાંપતો હતો. એને તાવ ભરાયો હતો—પણ તે તાવ ન હતો: જે ઉગ્ર ઇચ્છા એના પૂર્વજોમાં પ્રબલ હતી. જે ઇચ્છાએ એના બાલપણને ચિત્રકલાના આનંદમાં પરમાર્થ સમજાવ્યો હતો, જે ઇચ્છાએ એને મલિન પણ શુદ્ધ પ્રેમની છાયામાં ઘેર્યો હતો, એજ ઇચ્છા—મનુષ્ય બુદ્ધિની પેલીપાસા સમાયલું ગુપ્ત જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાનો આ સમયે એને તાવ આવ્યો હતો. એજ વાત એ ઝખી રહ્યો હતો. ગાન, ચિત્ર, પ્રેમ, રમા! બધું જગત્ એટલી એક ઝંખનામયજ થઈ રહ્યું હતું. એ ઝંખનાએ લાલાને જગત્માંથી ઉપાડી સ્વર્ગમાં ફેરવવા માંડ્યો હતો, અને આખા વિશ્વની મર્ત્ય કાન્તિનો પ્રેમ માત્ર, ગુલાબસિંહની સાથે એકક્ષણ પણ અમરત્વના દરવાજામાં પેસવાની કીમત તરીકે અર્પવાને એ તૈયાર થઇ ગયો હતો. આવા વિચારમાં ને વિચારમાં પડ્યો રહ્યો—મધ્યાન્હ થયા—સાંજ પડી—રાત પડીને-ખાવું પીવું વીસરી ગયો—"છેવટ ઢંઢેરો. જરા શાન્તિ મેળવવા પવનને આવવા સારૂ બારી ખુલ્લી મૂકી. આકાશ સામી નજર બાંધી ઉભો છે, અનન્ત તારાગણની ભવ્યતા પાંજરામાં પૂરેલા પોપટને ચમકાવી રહી છે, એનો જીવ તલપી રહ્યો છે. જોઇ જોઇ હસે છે. વિચારે છે, આત્મવિસ્તાર પામે છે, ઉડે છે. એક તારો.સરરર 'લઇને ખર્યો, અનન્ત બ્રહ્માંડમાંથી વિખુટો પડ્યો, એને અનન્ત દિઙ્માર્ગમાં અદૃશ્ય થઈ ગયો.

## પુસ્તક પ્રસારક મંડળીની ઓફીસમાં

### વેચાતાં સસ્તાં અને સારાં પુસ્તકો.

| સંસ્કૃત. | કીમત | ટ.પ. |
|---|---|---|
| શબ્દ રૂપાવળી ... | ૦)- | ૦)॥ |
| ધાતુ રૂપાવળી ... | ૦)= | ૦)॥ |
| સમાસ ચક્ર... ... | ૦)- | ૦)॥ |
| વેદાંત ચિંતામણી... | ૧ | ૦)= |
| શ્રીમદ્‌ભગવદ ગીતા | ૦)= | ૦)॥ |
| વ્રજ સંપ્રદાયપ્રકાશ | ૦॥≈ | ૦)- |
| **ગુજરાતી.** | | |
| આનંદીબાઇ જોશી... | ૦)॥ | ૦)॥ |
| અક્ષરગણિત ... | ૧॥≈ | ૦। |
| અંકગણિત નાના... | ૦।= | ૦)-॥ |
| ,, મોટા... | ૦॥ | ૦)=॥ |
| સિદ્ધાંત સિંધુ ... | ૧॥ | ૦)= |
| સુરેશ ચરિત્ર ... | ૧॥ | ૦)-॥ |
| ભામિની ભૂષણ ... | ૧ | ૦)-॥ |
| સ્ત્રીધર્મ નીતિ ... | ૧। | ૦)-॥ |
| સ્ત્રીનીતિ ધર્મ ... | ૦॥ | ૦)॥ |
| સ્ત્રીમંભાષણ ... | ૦)- | ૦)॥ |
| ગૃહધર્મ. ... ... | ૦)= | ૦)॥ |
| સુંદરી ગુણમંદિર ... | ૦॥। | ૦)- |
| સતી સીતા ... ... | ૦)- | ૦)॥ |
| સાવિત્રી ... ... | ૦)- | ૦)॥ |
| કાંતા... ... ... | ૦॥ | ૦)॥ |
| ઉત્તરરામચરિત ... | ૧ | ૦)-॥ |
| પ્રાણવિનિમય ... | ૩ | ૦)- |
| સુબોધસંગ્રહ ... | ૦॥। | ૦)- |
| લક્ષ્મણોદય ... ... | ૦॥ | ૦)॥ |
| વિચાર સાગર ... | ૦)- | ૦)-॥ |
| બાળ ચિત્રપોથી ... | ૦)- | ૦)॥ |

| | કીમત | ટ.પ. |
|---|---|---|
| કવિતાવિલાસ ... | ૦॥। | ૦)- |
| દુકાળવિષે નિબંધ ... | ૦॥- | ૦)॥ |
| સંપ લક્ષ્મી સંવાદ... | ૦)- | ૦)॥ |
| પ્રાણી વર્ણન ભા૦ ૨ | ૦॥ | ૦)॥ |
| ,, ભાગ ૩ ... | ૦॥ | ૦)॥ |
| કન્યાઓની અછત... | ૦।≈ | ૦)॥ |
| ગરબાવળી ——... | ૦)- | ૦)॥ |
| ગુજરાતના ભીખારી | ૦।- | ૦)॥ |
| હીમીઆગર ચરિત્ર... | ૦। | ૦)॥ |
| કથનાવલી ... ... | ૦। | ૦)॥ |
| તાર્કિકબોધ ... ... | ૦। | ૦)॥ |
| દેવજ્ઞદર્પણ ... ... | ૦।- | ૦)॥ |
| કેટીવસ્તુ વર્ણન ... | ૦।- | ૦)॥ |
| પીરભડંગ ભા-૨ ... | ૦॥ | ૦)- |
| બ્રાહ્મધર્મ ... ... | ૦। | ૦)॥ |
| સુલોચના સતી નાટક | ૦। | ૦)-॥ |
| જોધપુરનો કર્ણસિંહ | ૦)= | ૦)॥ |
| ગુલાબસિંહ ઠાકોરની વાર્તા ... ... | ૦। | ૦)॥ |
| બાદશાહ બીરબલ ભા૧ | ૦)- | ૦)॥ |
| ,, ,, ૪ | ૦)= | ૦)॥ |
| મીઠી મીઠી વાતો ... | ૦।-॥ | ૦)- |
| કચ્છમહોદય ... ... | ૦। | ૦)॥ |
| વૈષ્ણવ ગુરુ ધર્મ કર્મ | ૦।- | ૦)॥ |
| સંકીર્તન ... ... | ૧ | ૦)- |
| ગુજરાત સર્વસંગ્રહ... | ૫।- | ૦।- |
| ફ્રેંચ રેવોલ્યુશન ... | ૦॥। | ૦)- |
| ભૂતનિબંધ ... ... | ૦।= | ૦)॥ |

## વિજ્ઞાપના.

લખાણ—આપત્રને માટે પર્વેઓ છુટથી કરવું—એવી અમારી અસલથીજ પ્રાર્થના છે; પણ તે કોઇ પણ માસની તા० ૧૦ મી પહેલાં આવશે તોજ તે પછીના માસમાં દાખલ થઇ શકશે. લખાણ તથા પત્ર, ચોપાનિયાં વગેરે સંબંધી વ્યવહાર પ્રિયંવદાના તંત્રી-નડિયાદ, એ સરનામે રાખવો. પત્રના લવાજમ તથા વ્યવસ્થા બાબત અમને લખવું "ગણેશ" એમ લખ્યાવિનાના જેટલા લેખો આ પત્રમાં આવ્યા છે કે આવશે તેનો કોપી-રાઇટ તંત્રીનો છે. માટે તે છાપવા છપાવવાનો કોઇને હક નથી

---

લવાજમ પોસ્ટની ટીકીટોથી મોકલવામાં આવે તો તે ટીકીટો માત્ર ૦॥ આનાનીજ હોવી જોઈએ. દર રૂપીએ એક ટીકીટ વટાવની પણ મોકલવા ચુકવું નહિ. વળી પુસ્તક મંગાવનારે ૦॥ આનો વધારે મોકલવો.

---

જાહેરખબરો—ભાવ એક વખતનો:—આખા પાનાના રૂ ૩). ૦॥ પાનાના રૂ ૨) ૦। પાનું અથવા બે ઇંચ જગાનો રૂ ૧। દરેક લીટીના રૂ ૦)॥ લાંબી મુદતમાટે ઓછો ભાવ ઠરાવવામાં આવશે. ૨૦ મી પહેલાં જો જાહેરખબર નહિ મળે તો તે પછીના માસમાં જગા હશે તોજ આપી શકાશે—નહિ તો તે પછીનામાં આવશે

મુબઇ—પુસ્તક પ્રસારક મંડળી, કાળકાદેવી. } રામદાસ કાશીદાસ મોદી. વ્યવસ્થાપક

ધર્મ-અર્થ-કામ ને મોક્ષ એ ચારે પ્રસંગોપાત જેમાં ચર્ચાય છે એવું-

પુસ્તક ૬ ઠું. અંક ૯

# પ્રિયંવદા.

જુન સને ૧૮૮૯.

# PRIYAMVADA.

## A Social and literary Monthly Magazine

नहिज्ञानेनसदृशंपवित्रमिहविद्यते ॥ भ. गी. ४. ३८ ॥

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।

आत्मैवह्यात्मनोबन्धुरात्मैवरिपुरात्मनः॥ भ. गी. ६. ५॥

અર્થ—આ જગતમાં જ્ઞાન (પરમજ્ઞાન) સમાન પવિત્ર બીજું કાંઈ નથી. (તે પ્રાપ્ત કરવામાં) આત્માવડે આત્માને તારવો, પણ આત્માનો નાશ ન કરવો કારણ કે આત્મા એજ આત્માનો બંધુ છે ને રિપુ પણ છે. (અર્થાત્ પોતે પોતાની મેળે સન્માર્ગ ન લે, તો આત્મા આત્માનો રિપુ થશે, ને લે, તો બંધુ થશે.)

અનુક્રમણિકા.



તંત્રી-પ્રોફેસર મણિલાલ નભુભાઈ દ્વિવેદી, નડિયાદ.
વ્યવસ્થાપક—સુરત પ્રસારક મંડળી—મુંબાઈ.

મુંબઈ;
સુબોધપ્રકાશ પ્રેસ.

છુટક અંક ૧ ના આના ત્રણ.

આર્ય નીતિ રીતિને અનુસરીને સાક્ષરોની કલમથી લખાતું સસ્તામાં સસ્તુ શુદ્ધ ગુજરાતી માસિક.

કીમત વર્ષ ૧ ના રૂ ૧)॥ પ્રિયંવદાની પોસ્ટેજ ખર્ચને-સાથ પરગામવાળા પાસે એજ—અગાઉથી લેવામાં આવે છે.

# જ્ઞાનમંજરી.

(મળેલું)

હરિગીત છંદ.

તૃષ્ણા ન છે તિલભારની જેને ઉરે અતિ હર્ષ છે,
આ મારૂં ને વળિ ત્હારૂં એવો કૂડનો નહિ સ્પર્શ છે;
જેને નથી રસસ્વાદ વળી રસનાશમાં આનંદ છે,
તેને બધૂ છે સરવ સરખુ મૂખેં મનને ફંદ છે. ૧
તિલક માલા હાથ ગ્રહિને ભક્ત બનવા યુક્તિથી,
ચાળા કરે કંઇ કર પસારી વેશ ધારી શક્તિથી;
ભોળા જનો ભરમાયે છે ઘસડાય છે અજ્ઞાનથી,
ઓ પ્રાણિ જા તું જ્ઞાન દિપને દિલવિષે ભજપ્રેમથી. ૨
નથિ દેવમાં, નથિ વાણિમાં, નથિ પાણમાં, નથિ વાણમાં,
નથિ ઘાસ ચાસુનિ પાસ વસનો દૃષ્ટ ધૂંસરં તાણ મા;
તું ચેત પ્રાણી તાહિ વદુ છું હેતથીતુંજ કાજ હું,
શોભાવિ લેતું જ્ઞાન દિપને યત્નથી અતિ શું કહુ? ૩
સંસારમાં શો સાર છે રે! વાર શાંતી તું કરે!
જંજાળ દે તું મેલ ઠેલી જ્ઞાન ઘેલી ઘર કરે;
આ માનુષી છે દેહ આવ્યો આવશે ફરિ કે નહી,
તેનોજ ભરંસો છે નહીં દુર્ગુણ પ્રાણી દે દહી. ૪
ઘરમાં છતે તું ભીખ માગે જાગિ જો તો કાં નથી?
જો શંખનાદનિ ધૂનઉઠિ છે સુણ પ્રાણી કાનથી,
આહા! મનોહર મૂર્તિનું રૂપ તું ભુલિ જાય છે,
જો જો હવે તુ નાગિ નયને દેવ દર્શન થાય છે. ૫
દે ચક્ર વેધી, યત્ન કરિને બ્રહ્મરંધ્રવિષે ઠરી,
ધરિ ધ્યાનને તું જો દિશેથિ જોથિં દેખિશ શ્રીહરી;
ચોંર્ય્ય જા ફેફટ મારિશે ભવાબ્ધિ માંહિ ડુબી મરે,
તારૂં ન એથી કંઈ સરે ભજરે! દયાનિધિ ભય હરે. ૬
લે ખેંચિને તું સ્થીર રાખી કાઢિ દે હળવે થકી,
પલ પલ વિષે તું સ્મર હરિને–સ્મર હરીને વૃત્તિથી;
આ જન્મના સહુબંધ ટળશે આવિ મળશે સર્વ ત્યાં,
તુલનો કરી જો પ્રાણિ પછીથી પરમહંસ પ્રતી અહ્યાં. ૭

જ્યાં સુધિ છે રસસ્વાદ મોદ આશાવળી દુર્ગુણ હશે,
ત્યાં સુધિ તારાથી નહીં કંઈ શ્રેયકર કૃત્યો થશે;
મલ રહિત મનની વૃત્તિચેતી પ્રાણિ! કરિ દે સત્વરે,
જેથી તું પામિશ એક ઘડિમાં બ્રહ્મજ્ઞાનનું તત્ત્વરે! ૮
સગું કોઈ અંતસમે નથી સહુ નાશવંત દિસે અહીં,
માતા પિતાને ભ્રાત ભગિની કોઇ સાથ થશે નહીં;
પ્રિય પ્રેયસી તે રોઈ કકળી બેય ઘડિ જીવ બાળશે,
કરથી મનોહર કંકણો તે દૂર કરીને ચાલશે. ૯
મદમહિ અંધ થયો છું પ્રાણી તેથિ નૃથિ કંઇ દેખતો,
આખો તું રાખિ ઓચિમાં સારૂં નરસું પેખતો;
જુવાનિના મદમાંહિ છે, છટકી ગયો છે, હાથથી,
દુઃખી છું કે સૂખી છું તેની ગમ નથી તુજ જાતથી. ૧૦
કાયા દિસે છે કાચની નથિ સાચ કદી થાવાની એ,
પણ એક દિન જુદી થશે ને જીવ નાશે ચાલિને;
પસ્તાઈ ને પછિ ઘોર નરકે જાવું પડશે રે! તુંને,
ચિંતા તું રાખિ ચિતવિષે ભજને તુ ભાઇ! બ્રહ્મને. ૧૧

---

## શ્રીમદ્ ભગવદ્ગીતા.

(અનુસંધાન પાને ૧૨૮ થી).

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥
श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥ २६ ॥
सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥
द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥
अपानेजुह्वतिप्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥
यज्ञशिष्टामृत भुजो यांति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥
एवं बहु विधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान् सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥
श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥

અક્ષરાર્થ,—(૨૫) કોઈ યોગીઓ દૈવયજ્ઞને ઉપાસે છે; કોઇ યજ્ઞને યજ્ઞવડે બ્રહ્માગ્નિમાં હોમે છે. (૨૬) કોઈ શ્રોત્રાદિ ઇન્દ્રિયોને સંયમાગ્નિઓમાં હોમે છે; કોઇ શબ્દાદિ વિષયોને ઇન્દ્રિયાગ્નિઓમાં હોમે છે. (૨૭) કોઇ ઇન્દ્રિયકર્મ તેમ પ્રાણકર્મ સર્વને જ્ઞાનદીપિત આત્મસંયમયોગાગ્નિમાં હોમે છે. (૨૮) કોઇ, દ્રવ્યયજ્ઞ, તપોયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, જ્ઞાનયજ્ઞ સંશિતવ્રત, એવા યતિ હોય છે. (૨૯) કોઇ અપાનમાં પ્રાણને હોમે છે, કોઇ પ્રાણમાં અપાનને હોમે છે: (કોઇ) પ્રાણાપાનની ગતિ રુંધીને પ્રાણાયામપરાયણ હોય છે. (૩૦) કોઇ નિયતાહાર હોઈ પ્રાણને પ્રાણમાં હોમે છેઃ—આ સર્વે યજ્ઞવિદ્ છે, યજ્ઞથીજ પાપને ટાળનારા છે. (૩૧) યજ્ઞશેષ એવા અમૃતનો ભોગ કરનારા સનાતન બ્રહ્મને પામે છે; અયજ્ઞનો આ લોક નથી, (તો) બીજો તો હે કુરુશ્રેષ્ઠ ! ક્યાંથીજ ? (૩૨) આ પ્રકારે બ્રહ્મમુખેથીજ બહુવિધ યજ્ઞો વિસ્તર્યા છે; એ સર્વને કર્મથી થયેલા જાણ; એમ જાણ્યાથીજ મુક્ત થઇશ. (૩૩) દ્રવ્યયજ્ઞ કરતાં, હે પરંતપ ! જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે; હે પાર્થ ! સર્વ અખિલ કર્મ જ્ઞાનમાં સમાય છે.

વિવરણ:—આ વિશ્વમય યજ્ઞની બ્રહ્મમયતા વર્ણવ્યા પછી હવે ભિન્ન ભિન્ન નાનાપ્રકારના યજ્ઞમાત્રનું સંક્ષેપથી સૂચન કરે છે. બ્રહ્માર્પણરૂપ મહાર્પણ એજ ખરો જ્ઞાનયજ્ઞ છે, ને તેનેજ પરિણામે સ્તુત્ય ગણાશે, પણ અવાંતર બોધમાટે બીજા નાના યજ્ઞોને પણ ગણાવે છે. દૈવ એટલે દેવને ઉદ્દેશીને કરેલો તે, એટલે કે ઇન્દ્રાદિ દેવની તૃપ્ત્યર્થે જે યજ્ઞ કર્યો હોય તે દૈવયજ્ઞ. તેને કોઇ કર્મઠ યોગીઓ ઉપાસે છે. અમુક ફલની ઇચ્છાથી અમુક દેવાદિને સંતોષવારૂપ યજ્ઞ ઘણાક કરે છે. આ એક પ્રકારનો કર્મયજ્ઞ છે. એથી વિપરીત બીજો જ્ઞાનયજ્ઞ છે. તે એવો કે તેમાં યજ્ઞને યજ્ઞવડે બ્રહ્માગ્નિમાં હોમાય. અહીં યજ્ઞશબ્દનો અર્થ, યાસ્કાચાર્યના નિરુક્તને આધારે, આત્મા એવો શ્રીમધુસૂદન

ગમે તે વસ્તુ ઉપર ધારણા કરે તેથી તે યજ્ઞ અનેક રૂપે હોઇ શકે; તેમજ ઇન્દ્રિયોમાં વિષયોને વિલય કરનાર પણ વિષય તથા ઇન્દ્રિયોના અનેકપણાને લીધે ગમે તે એકમાં યજ્ઞપરાયણ હોઇ શકે; પણ આ ઉભયે યજ્ઞવાળા એજ અનેકતાને લીધે નિકૃષ્ટ છે; ખરો પરમ યજ્ઞ તો તેજ છે કે જેમાં પરમ લય થઇ જવાનું સ્થાન સર્વને એકજ છે—બ્રહ્મ. એ બ્રહ્માગ્નિનુંજ વર્ણન પછીના શ્લોકમાં કરે છે, ને ત્યાં "આત્મસંયમ યોગાગ્નિ" એમ એક વચનથીજ તેનો નિર્દેશ કર્યો છે. તે યજ્ઞ હવે સમજાવે છે. સમાધિ બે પ્રકારે થાય છેઃ લયપૂર્વક, બાધપૂર્વક અથવા સબીજ અને નિર્બીજ, જેને સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત, અથવા સવિકલ્પ નિર્વિકલ્પ પણ કહીએ તો ચાલે. * અમુકકાલ ટકી શકે, તથા તેટલો વખત કૈવલ્ય અનુભવાય એ સમાધિ લયપૂર્વક ગણાય છે, અને તત્ત્વમસિ આદિ મહાવાક્યોના સંપૂર્ણ અનુભવથી અશેષ અવિદ્યાનો દાહ થઇ જવાથી, અપરોક્ષ કૈવલ્યરૂપ નિત્ય પરમ આત્માનંદનો ઉદય તે સબાધ સમાધિ. આ સમાધિ તેજ ખરા જ્ઞાનની પરાકાષ્ઠા છે. યત્र यत्रमनोयाति तत्रतत्रसमाधयः જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં સમાધિજ સમાધિ, એવી દશા તેજ શુદ્ધ બ્રહ્મસ્થની દશા છે. સર્વ ઇન્દ્રિયોનાં કર્મ, તેમ સર્વ પ્રકારના પ્રાણનાં કર્મ, અર્થાત્ જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય, પ્રાણ, અને મન તથા બુદ્ધિ, એ રૂપ જે લિંગદેહ તેને (વ્યષ્ટિ સમષ્ટિ ઉભયનો જે લિંગદેહ તેને) કારણમાં; કારણને પ્રધાનમાં; પ્રધાનને અવ્યાકૃતમાં; એમ પરમ પ્રવિલાપનથી બ્રહ્માત્મૈક્ય જે અનુભવે તેપણ એકનો એકમાં લય કરવા રૂપ યજ્ઞજ આચરે છે. આ પ્રમાણેના પાંચ પ્રકારના યજ્ઞ ગણાવ્યા. હવે એકજ શ્લોકથી, એમાં દ્રવ્યયજ્ઞને ઉમેરી, ૭ યજ્ઞો ગણાવે છે. દ્રવ્યયજ્ઞ એ શબ્દનો અર્થ મીમાંસાવાળા જુદોજ કરે છે, પણ અત્રે એટલો સમજવાનો છે કે ઇષ્ટ, પૂર્ત, આદિ યજ્ઞ તે દ્રવ્યયજ્ઞ ગણ્યા છે. તપોયજ્ઞ તો કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રતરૂપે પ્રસિદ્ધાર્થજ છે. યોગયજ્ઞ વર્ણવીજ ગયા. સ્વાધ્યાય એટલે વેદાભ્યાસ તે રૂપી યજ્ઞ તે સ્વાધ્યાયયજ્ઞ. જ્ઞાનયજ્ઞ પણ સ્પષ્ટાર્થજ છે. સંશિત વ્રત એ પણ એક યજ્ઞ છે. સં-એટલે સારીરીતે, શિત એટલે તીક્ષ્ણ છે વ્રત જેનું તે સંશિતવ્રત; અર્થાત્ અતિ ઉગ્ર વ્રત પાળનારા તેપણ એક મહાયજ્ઞ કરનાર યતિ છે. મહાવ્રત એવું નામ કે અમુક દેશ કાલ જાતિ ઇત્યાદિ બંધનમુક્ત થઇ

---

* આ બધા શબ્દોમાં જે સૂક્ષ્મ ન્યૂનાધિકતા અર્થપરત્વે છે તે પાતંજલ યોગસૂત્રમાંથી સમજાશે.

સર્વત્ર એકરૂપેજ પાળવુ તે વ્રત, એમ યોગસૂત્રમા બતાવેલુ છે એક મહાવ્રત પાળવુ તે પણ યજ્ઞ છે આવા પ્રકારના સર્વ યજ્ઞો ઉપરાત બીજા યોગાનુસાર યજ્ઞનો વિવેક પણ બતાવે છે પ્રાણાયામના ત્રણ અગ છે જે ઉર્ધ્વગતિમાન્ વાયુ તે પ્રાણ, અધોગતિમાન્ તે અપાન શરીરના વાયુની ગતિ અધો કરવી તે અપાનમા પ્રાણને હોમવારૂપ પૂરક છે આ એક અગ શરીરના વાયુની ગતિ ઉર્ધ્વ કરવી તે અપાનને પ્રાણમા હોમવારૂપ રેચક છે આ બીજુ અગ છે, ઉભયને બધ પાડી દઇ અદરના વાયુને અદરજ રોકવો તે કુભક આ ત્રીજુ અગ છે ત્રણેનું નામ પ્રાણાયામ કહેવાય છે, પણ કુભક એકલાનેજ અત્રે પ્રાણાયામ નામ આપ્યુ છે, તે પણ વાસ્તવિક છે પૂરક, રેચક, કુભક, ત્રણ રૂપ ત્રણ યજ્ઞ કોઇ કોઇ યોગીઓ કરેછે એમ ૨૯ મા શ્લોકનુ તાત્પર્ય છે ત્રણ પ્રકારે જે પ્રાણાયામ કહ્યો તે ઉપરાત ચતુર્થ મહાપ્રાણાયામ જે શ્રીપતજલિ ભગવાને કહ્યો છે તે બતાવે છે અષ્ટાગયોગક્રમે કરી આહારાદિને યથાયોગ્ય નિયમમા રાખી (એટલે નિયત કરી) પ્રાણને પ્રાણમાજ હોમી દેવો તે મહાકુભકરૂપ મહાપ્રાણાયામયજ્ઞ છે અર્થાત્ જે સાધારણ કુભક છે તે યથાશક્તિ થાય છે ને પૂરક-રેચકાદિ પણ પ્રયત્નથી યથાશક્તિ સધાય છે. પણ જ્યારે મહાકુભક સિદ્ધ થાય છે ત્યારે પૂરક રેચકાદિ પણ કરવા પડતા નથી, ને પ્રાણ પોતેજ પ્રાણમા લય પામી જઇ નિત્ય કુભક સિદ્ધ થઈ ગયો હોય છે, એટલે શ્વાસપ્રશ્વાસજ જાણે મરી ગયા હોય તેના થાય છે આ મહાકુભક રૂપ મહાયજ્ઞ છે. આવા અનેક યજ્ઞોમા યોગીઓ, જ્ઞાનીઓ નિરતર રમે છે, એ સર્વે યજ્ઞનુ રહસ્ય યથાર્થ સમજી યજ્ઞને કરવાથી અનત પાપથી મુક્ત થનારા જ્ઞાની છે સમષ્ટિ અને વ્યષ્ટિ ઉભયે એક એક યજ્ઞજ છે, અને તેનું ઐક્ય ગ્રહણ કરવુ તે પણ એક મહાયજ્ઞ છે અર્થાત્ વિશ્વમાત્ર યજ્ઞજછે જ્ઞાન પણ યજ્ઞ છે,કર્મ પણ યજ્ઞ છે જે યથાર્થ યજ્ઞ રહસ્ય સમજે છે તે ધર્મમાર્ગના સમજનારા છે તથા સર્વદા પાપથી મુક્ત છે. જેમ વ્યક્તિમાત્ર કર્મ વિનાની ક્ષણ પણ કાઢી શકતી નથી, તેમ યજ્ઞ વિનાની પણ નથીજ કાઢી શકતી, માટેજ કહે છે કે યજ્ઞ કરવાના ઉદ્દેશથી જે કર્યુ હોય તે પછી જે બચે તે યજ્ઞશેષ, અને યજ્ઞશેષનોજ જે લોક ભોગ કરેછે, અર્થાત્ પોતાના કર્મ માત્ર યજ્ઞરૂપેજ નિયમી તેતે કર્મના ફલભાગી થાય છે તે સનાતન એટલે અવિચલ અનાદિ બ્રહ્મમયતાને

* એકાદશીએ અમુક આહાર નહિ કર, તીર્થમાં અમુક કામ નહિ કર, અમુક કાલે જૂઠુ નહિ બોલુ, એ માત્ર વ્રત ગણાય પણ સર્વદા સર્વ સમયે સર્વ પરત્વે સર્વ સ્થને અમુક નહિ કર કે કરીશ એ તે મહાવ્રત

કૈવલ્ય અનુભવે છે; જે લોક અયજ્ઞ છે, એટલે યજ્ઞ કરનારા નથી, તેમ યજ્ઞ રહસ્ય સમજનારા નથી તે લોકો આ લોકમાં એટલે આ દુનીયાંમાંજ સુખી થતા નથી, તો અન્યત્રતો ક્યાંથીજ થાય? ને તેમ ન થાય, તો મહાયજ્ઞ જે અખંડ બ્રહ્મ તેને તો ક્યાંથીજ અનુભવે, ને પરમાનંદ મોક્ષ સમજે? આ-પ્રમાણેના જે અનેક યજ્ઞ તે બધા યથાર્થજ છે એમ જણાવવા કહેછે કે આ બધા યજ્ઞો બ્રહ્મ એટલે વેદ તેને મુખેથી એટલે તે દ્વારાજ વિસ્તાર પામ્યા છે, તેમાંથીજ ઉદ્ભવેલા છે, પરમ શ્રેયનાજ માર્ગ છે, છતાં એ યજ્ઞોથીજ મોક્ષ છે એમ ન સમજવું, કેમકે એ બધા યજ્ઞ, કર્મનાંજ રૂપાંતર છે એમ સમજી લેવું; અને હું જે એ સર્વનો જ્ઞાતા, કર્તા, દૃષ્ટા, તેતો સર્વદા અકર્મ છું, કર્મથી લેપાતોજ નથી, એટલે તે કર્મમાં સર્વદા છતાં તેથી નિરાળો છું, સર્વમય છું, એટલે નિત્યમુક્ત છું. આપ્રમાણે યથાર્થ સમજી, યજ્ઞકર્માદિ વ્યવસ્થા કરનાર સર્વદા મુક્તજ છે. જ્યારે આ પ્રમાણે વ્યવસ્થા કરી બતાવી ત્યારે યજ્ઞ કે કર્મ તેજ યથાર્થ છે એમ સમજાય, અને આ બધા યજ્ઞો કે બીજાં અનેક કર્મોમાંનું કોઈ પણ કરાય તોપણ ચાલે એમ સંભવ સમજાય, તેનું નિરાકરણ કહે છે. હે પરંતપ! આ જે જે યજ્ઞકર્માદિ ગણાવ્યાં, તેમાં જ્ઞાન-યજ્ઞ બતાવ્યા તેજ પરમ રહસ્યરૂપ, પરમ કલ્યાણકારી, મોક્ષનિદાન છે. કર્મ વિના તો ક્ષણ પણ જતીજ નથી, પણ તેમાં જ્ઞાનસ્થ રહી કર્મ કરાય એજ રહસ્ય છે, માટે જ્ઞાન યજ્ઞજ મુખ્ય તથા શ્રેષ્ટ છે; એ વિનાના બધા યજ્ઞ વ્યર્થ છે, નિરુપયોગી આડંબર માત્ર છે. જ્ઞાનમાંજ કર્મ, યજ્ઞ, સર્વનો સમાસ છે. સર્વ એટલે જે જે નાનાપ્રકારનાં કર્મ છે તે, અને અખિલ એટલે કોઈ પણ અંશ શેષ રહ્યા વિનાનાં સમગ્ર; એમ કર્મ કે યજ્ઞ માત્ર જ્ઞાનમાંજ સમાઇ જાય છે. દ્વિતીયાધ્યાયના ૪૬ માં શ્લોકમાં પણ એજ તાત્પર્ય સ્પષ્ટ કરેલું છે.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेनसेवया ।
उपदेक्ष्यन्तितेज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥
यज्ज्ञात्वानपुनर्मोहमेवंयास्यसिपांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथोमयि ॥ ३५ ॥
अपिचेदसिपापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वंज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥
यथैधांसिसमिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्व कर्माणि भस्मसात्कुरुतेतथा ॥ ३७ ॥

नहिज्ञानेन सदृशं पवित्रमिहविद्यते ।
तत्स्वयं योगसंसिद्धःकालेनात्मनिविंदाति ॥ ३८ ॥
श्रद्धावाँल्लभते ज्ञानंतत्परःसंयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥३९॥
अज्ञश्चाश्रद्दधानश्चसंशयात्माविनश्यति ।
नायं लोकोऽस्तिनपरोनसुखंसंशयात्मनः ॥ ४० ॥
योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तंनकर्माणि निबध्नन्ति धनंजय ॥ ४१ ॥
तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनंसंशयंयोगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥

અક્ષરાર્થ:—(૩૪) (તેથી) પ્રણિપાતથી, પરિપ્રશ્નથી, સેવાથી, તે જાણ; તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને જ્ઞાન ઉપદેશ દેશે. (૩૫) જે જાણ્યા પછી પુનઃ આમ મોહ, હે પાંડવ! નહિ પામે; જેથી અશેષ ભૂતને પોતામાં, ને મારામાં પણ, દેખીશ. (૩૬) સર્વ પાપીમાં પાપી હોઇશ તોપણ જ્ઞાનનૌકાથીજ સર્વ પાપસાગરને સહજ તરીશ. (૩૭) જેમ સળગાવેલો અગ્નિ કાષ્ઠને, હે અર્જુન! ભસ્મ કરે છે તેમ જ્ઞાનાગ્નિ સર્વ કર્મને ભસ્મ કરે છે. (૩૮) જ્ઞાન સમાન અહીં કશુ પવિત્ર નથી, તે યોગસિદ્ધ કાળે કરીને સ્વયમેવ આપે છે. (૩૯) શ્રદ્ધાવાન્, તત્પર, અને સંયતેન્દ્રિય જ્ઞાન પામે છે, જ્ઞાન પામીને તુરતજ પરંશાંતિ અનુભવે છે (૪૦) અજ્ઞ, અશ્રદ્ધાળુ, અને સંશયાત્મા વિશેષે નાશ પામે છે; તેને આ લોક પણ નથી, પરલોક પણ નથી સંશયાત્માને સુખજ નથી. (૪૧) યોગથી કર્મસન્યાસ કરી અને જ્ઞાનથી સંશયમાત્રને છેદી આત્મવત્ થયેલાને, હે ધનંજય કર્મ માત્ર બાંધી શકતા નથી. (૪૨) આટલાસારૂં અજ્ઞાનથી થયેલા, અને હૃદયમાં રહેલા, સંશયને, જ્ઞાનાસિથી છેદીને યોગને આચર, હે ભારત! ઇ૦.

વિવેચનઃ—આવું જે પરંમમોક્ષદાયી જ્ઞાન તે પામવાનો હવે માર્ગ, સૂચવે છે. જ્ઞાનનું તાત્પર્ય યથાર્થ જાણવા માટે ગુરુપાસે જવું જોઈએ. વિરાગ, વિવેક, શમાદિ સંપત્તિ, અને મુમુક્ષુતા એ સાધનચતુષ્ટયસંપન્ન મુમુક્ષુએ સમિત્પાણિ થઇ ગુરુપાસે જવું. ગુરુ કોણ તે પણ બતાવે છે કે જે જ્ઞાની એટલે યથાર્થ રીતે અપરોક્ષ જ્ઞાનનો અનુભવનાર પરમસમાધિસ્થ બ્રહ્મવિદ્વરિષ્ઠ હોય, તથા તત્ત્વદર્શી એટલે યથાર્થ તત્ત્વવિવેક જાણનાર, અવિદ્યાવિદ્યા ઇત્યાદિ વિવેક પુરઃસર પિંડ બ્રહ્માંડના ઐક્યને તત્ત્વદૃષ્ટિ ઘટાવી અનુ-

ભવમાં ઉતારનાર હોય, તે શુદ્ધ જ્ઞાનનો ઉપદેશ કરી શકે. તેને સર્વસ્વ અર્પણ કરી તેની પાસેથી જ્ઞાન પામવું. તે જ્ઞાન કેવળ તેના પ્રસાદરૂપજ નથી, તેની વાણી માત્રમાંથીજ આવી જતું નથી, માટેજ સાધનસંપન્ન હોઈ શ્રવણ મનન નિદિધ્યાસનથી, તત્પર રહેવાની અપેક્ષા છે. એવું એજ અન્યથા કહે છે કે પ્રણિપાતથી એટલે નમસ્કારાદિથી અર્થાત્ કાયિક અર્પણથી; પરિપ્રશ્નથી એટલે યથાવકાશ શંકાસમાધાનના અનુશીલનથી, અર્થાત્ વાચિક અર્પણથી; અને સેવાથી અર્થાત્ માનસિક સર્વસ્વાર્પણથી, તેનીજ પરમ ભક્તિ અને પરમ શ્રદ્ધાથી; એમ સર્વ સાધનથી જ્ઞાનને, જ્ઞાની અને તત્ત્વદર્શી પાસેથી પામવું. "જ્ઞાનીઓ" એવું બહુ વચન વાપર્યું છે તેથી ઘણા ગુરુ કરવા એમ આગ્રહ નથી, તેમ એકજ કરવો એમપણ આગ્રહ હોઈ શકતો નથી. ગુરુ ગમે તેટલા કરો વા ન કરો, પણ જ્ઞાનરૂપી ફલ થાય એજ પરમ હેતુ છે. તે ન થાય ત્યાંસુધી બધું નકામુંજ છે. બધું પોતાનીજ શક્તિ ઉપર છે. કોઈના વાણીમાત્રના પ્રસાદથી કાંઇ થવાનું નથી. એજ વાત ૩૮ તથા ૪૦ મા શ્લોકમાં પ્રકારાન્તરે કહેશે. શ્રીમદ્ભાગવતાદિમાં ચોવીશ કે અનેક ગુરુ કર્યાની વાર્તા છે તેનું પણ એજ તાત્પર્ય છે કે જ્ઞાન થતા સુધી અનેક સ્થલેથી, પણ સ્વયમેવ, જ્ઞાન પ્રાપ્ત કરવું. એજ જ્ઞાનની હવે સ્તુતિ કરે છે, ને તેની મહત્તા વર્ણવે છે. જ્ઞાન પામ્યા પછી પુનઃ, જેવો હાલ થયો છે તેવો, મોહ, તું કે કોઈ પણ, પામશે નહિ. એ જ્ઞાનનું ફલ પરમ અદ્વૈત કેવલરૂપ છે. તેજ બતાવે છે. જ્ઞાન પામ્યાથી કીડીથી બ્રહ્માંડ પર્યંત ભૂતમાત્રને તું તારા પોતામય દેખીશ, તેમ મારામય પણ દેખીશ, અર્થાત્ તું તેજ હું છું, હું તેજ તું છું, એમ જ્યાં પરમદૃષ્ટિ થઈ ગઈ ત્યાં ભૂતમાત્રને તારામાં દેખીશ કે મારામાં દેખીશ એ ઉભય વાત એકજ છે. તત્ અને ત્વમ્ નો જ્ઞાને કરી જે યથાર્થ વિવેક થતાં પરમૈક્યજ ઉદય પામશે, એજ મોક્ષ. આ સ્થલે કોઈ સંપ્રદાયમાં તત્ ત્વંનો ભેદ મનાવવાને એમ અર્થ ઘટાવવામાં આવે છે કે ભૂતમાત્રને તારા પોતામાં દેખીશ એટલે જીવ એ જે પદાર્થ છે તેનું સર્વત્ર એકપણું તને અનુભવાશે, અને મારામાં પણ દેખીશ એટલે કે જીવમાત્રનું ઈશ્વરની સાથે જે સાદૃશ્ય છે તેપણ અનુભવાશે. આવો અર્થ "પણ" એ અવ્યયથીજ કાંઇક નિર્બલ પડે છે, છતાં यदाभूतपृथग्भावमेकस्थमनुपश्यति (જ્યારે ભૂતનો પૃથગ્ભાવ જણાય છે તે એકસ્થજ સમજાશે) એ આગામી ગીતાવાક્યથી તે પ્રાધાન્યતઃ ખંડિત છે. પરમૈક્યરૂપ, જ્ઞાનને વળી પણ સ્તવે છે. અર્જુન કાંઈ પાપી તો છેજ નહિ, તેમ કોઇ મુમુક્ષુ એવો અત્યંત પાપી તો હોય પણ નહિ, છતાં સંસારના

કરે છે કે પાપીઓમાં પાપી હોય તે પણ જ્ઞાનનૌકાથી પાપરૂપી સમુદ્રને સહજમાં તરી જાય છે. જ્ઞાનને એક નૌકાજ કહ્યું અને પાપને તો સમુદ્ર કહ્યો ત્યારે જ્ઞાનનું કાંઇક તુચ્છત્વ જણાયું; તેમ સમુદ્રને ક્વચિત્ તરીજ જવાય પણ તે સમુદ્ર રહેતો ખરો એમ જ્ઞાનની શક્તિ પણ કાંઇક ન્યૂન જણાઈ. માટે બીજું દૃષ્ટાંત કહેછે કે જેમ સારી રીતે પ્રદીપ્ત કરેલો અગ્નિ ગમે તેવા કાષ્ઠને ભસ્મ કરી નાખે છે તેમ જ્ઞાન પણ કર્મ માત્રને ભસ્મ કરી નાખે છે. " સર્વ કર્મ " એમ કહી સંચિત, પ્રારબ્ધ, ક્રિયમાણ ત્રણેને ભસ્મ કરે છે એમ સૂચવેલું છે, ને તેજ શ્રીવિદ્યારણ્યસ્વામીએ પચદશિના ચૌદમા પ્રકરણમાં આજ શ્લોકને વિચારી સ્પષ્ટ કરી બતાવ્યું છે. શ્રીમનુસ્મૃતિના પણ અગીઆરમા અધ્યાયના ૨૪૫ મા શ્લોકથી એજ રહસ્ય સ્પષ્ટ બતાવ્યું છે. અર્થાત્ કર્મમાત્રમાથી અહંભાવ તજાયો એટલે ક્રિયમાણથી સંચિત વધવાનો સંભવ રહ્યો નહિ; તેમ પિંડબ્રહ્માંડૈક્ય સમજાઇ વ્યષ્ટિ સમષ્ટિનો લય થઇ ગયો ત્યારે અહંકાર અને ચિત્તને આધારે વર્તતો લિંગદેહ પણ નિર્બલ થઇ ગયો એટલે બાકીરહેલાં સંચિત પણ ભોગવનાર કોઇ રહ્યું નહિ. પ્રારબ્ધમાત્રજ વર્તમાન દેહના ધ્વંસપર્યંત રહ્યું એટલે તે દેહનો ધ્વંસ થયા પછી એજ વ્યક્તિને નવા દેહનો સંભવ નથી. આમ જ્ઞાનીને સર્વથા પુનર્જન્માદિ ઘટતાં નથી, પણ જ્ઞાન થતાની સાથેજ દેહધ્વંસ વિના મોક્ષસંભવ નથી એમ ન જાણવું. કેમકે, અહંતા મમતા તજાઇ એજ મોક્ષ થઈ ચુક્યો. પછી પ્રારબ્ધવશાત્ શરીરસ્થિતિ ગમે તેમ વ્યવહરાય તેથી બાધ નથી. માટે કહે છે કે અહીં એટલે આ વિશ્વમાં અર્થાત્ કર્મથી કરીને શ્રેયઃ સાધવાના પરમ દ્વારરૂપ માનુષ દેહ આ કર્મ લોકમાં પામવા, પછી જ્ઞાન એજ પરમ પવિત્ર વસ્તુ પ્રાપ્ત કરવાની છે. જ્ઞાનસમાન પવિત્ર કાંઇ નથી. સાંખ્ય યોગ, જ્ઞાનકર્મ, ઉભય યથાર્થ વિચારતાં એકજ છે, માટે પવિત્ર જ્ઞાન કર્મને યથાર્થ ઘટાવી, જે યોગ સિદ્ધ એટલે સાંખ્યને યોગ બન્નેનું યથાર્થ રહસ્યરૂપે ઐક્ય સમજનારા છે તે જ્ઞાન સહજમાં સ્વયમેવજ પામે છે. જેમ જેમ સાધનાદિથી ચઢતા જાય છે, તેમ તેમ 'કાલે કરીને તે જ્ઞાન' તેમને સ્વતઃજ આવે છે. હવે જ્ઞાન પામવાનાં સાધનમાં વિક્ષેપ કરનાર વસ્તુનો નિષેધ કરવામાટે ખરા મુમુક્ષુનાં લક્ષણ કહે છે. જે શ્રદ્ધાવાન્, તત્પર, તથા સંયતેન્દ્રિય હોય તેનેજ જ્ઞાન થાય છે. શ્રદ્ધા તે ત્રણ પ્રકારે સમજવી. પ્રથમ શાસ્ત્ર ઉપર, પછી તે શાસ્ત્રના યથાર્થ સમજાવનાર ગુરુ ઉપર, ને પછી તે સર્વને બરાબર દૃઢાવી અનુભવનાર પોતાના આત્મા ઉપર. આ ત્રણ પ્રકારની શ્રદ્ધામાનો એક પણ અંશ

જો ખંડિત થયો તો સિદ્ધિ થવાની નહિ. એક જ્ઞાનમાટેજ આવું નથી, પણ કાર્યમાત્રમાટે એમ છે. કોઈપણ કાર્ય કરવામાં તે કાર્યના સ્વભાવાદિનું જે શાસ્ત્ર હોય, તે શાસ્ત્રના જે સમજાવનારા હોય, અને તે સર્વને ગ્રહણ કરી તદનુસાર જે કરનારા હોય, તે ત્રણેની એકાગ્રતા થાય ત્યારેજ કાર્ય નીપજે છે. શ્રદ્ધાવિના કાંઇપણ ફલ થતું નથી; છેક હાથમાં આવેલું પણ જતું રહે છે. માટે ત્રણે પ્રકારે પરમ શ્રદ્ધાથી જ્ઞાનમાટે પ્રયત્ન આદરવો. શ્રદ્ધા ઉપરાંત બીજું સાધન તત્પરતા છે. તત્પરતા એટલે તત્ર અર્થાત્ જે કાંઈ કર્તવ્ય છે તે, જેમકે આ સ્થલે જ્ઞાન, તેના ઉપરજ લીનતા તન્મયતા. જ્ઞાન પામવાનેમાટે કેવલ જ્ઞાનરૂપજ થઇ જવુ, તે માટે પ્રાણાર્પણ આદરી બેસવું, એજ ખરી તત્પરતા છે, ને ત્યારે અપરોક્ષ કૈવલ્ય અનુભવાય છે. કીટભ્રમરનું પ્રસિદ્ધ ઉદાહરણ વિચારી વિવેક કરશો તો તત્પરતાનું યથાર્થ રહસ્ય લક્ષમાં ઉતરશે. આ બે ઉપરાંત ત્રીજું સાધન સંયતેન્દ્રિયત્વ છે. ઇન્દ્રિયોને સંયત એટલે સારી પેઠે કબજામાં રાખવી, પાંચે ઇન્દ્રિયને યથાર્થ રીતે કબજે કરી અંતર્મુખ બનાવવી, અને પ્રસંગે આત્મધ્યાનમાં સ્થિર કરવી એજ પરમ સંયમ છે. શમાદિષટ્ સંપત્તિબીજ આ બધો વિવેક છે. શ્રદ્ધાદિ સર્વદા રાખવાં, નહિતો અશ્રદ્ધા છે તે વિનાશનુંજ કારણ છે. અજ્ઞ એટલે જેને ગ્રહણ કરવાની બુદ્ધિ નથી, અર્થાત્ વિવેક નામે પ્રથમ સાધન જેણે પ્રાપ્ત કર્યું નથી; તેમ તે પ્રાપ્ત કર્યા છતાં પણ જે અશ્રદ્ધાવાન્ છે, જેનું મન ક્યાંક છે ને વાણી ક્યાંક છે, એવા જે વ્યગ્ર છે; તેમજ જેને એક નિશ્ચય થઈ શકતો નથી, એવું જેનું ચિત્ત વિહ્વલ છે, અર્થાત્ જે સ્થિર થયા છતાં પણ સંશયાત્મા છે; એ ત્રણે કદાપિ પણ સુખી થતા નથી, સર્વથા નરકજ પામે છે. સામાન્ય લોકવ્યવહારમાંજ તેવા લોકો સુખી થતા નથી, તો તેમને પરલોકને તેથી પણ ઉત્તમોત્તમ મોક્ષ-જ્ઞાન તે તો ક્યાંથીજ મળે? નજ મળે. ત્યારે આ રીતે જ્ઞાન તથા કર્મ સર્વનો સાધનાદિ પર્યંત નિષ્કર્ષ કરીને ઉપસંહાર કહે છે કે યોગ્ય કર્મસન્યાસ કરી જે જ્ઞાનના સ્થિરમાર્ગમાં દૃઢ થાય તેવા આત્મવાન્‌ને એટલે સર્વાત્મભાવ સમજનાર અદ્વૈતયોગીને કર્મનો કદાપિ પણ બાધ થતો નથી. યોગથી કર્મસંન્યાસ કરવો એજ તત્ત્વ છે. કર્મ તો ક્ષણ પણ અટકતાં છેજ નહિ, ત્યારે તેમાં નિરંતર યથાપ્રાપ્ત પ્રારબ્ધવશાત્ દોરાવું પણ અભિસંધિ તજવો, એજ સંન્યાસ. એનુંજ નામ જ્ઞાન, પણ આમ જ્ઞાન કર્મ ઉભયનું રહસ્ય એક રૂપે યોજી લઈ સંશયમાત્રથી મુક્ત થઇ, અદ્વૈતબ્રહ્મધ્યાનમાં એક થાય તેજ યોગી, તેજ આત્મવાન્, આટલાસારૂ એવું જે પરમ રહસ્યમય જ્ઞાન છે તે જ્ઞાનની અસિ એટલે તરવાર તેનાથી,

અનાદિ કાળનું જામી ગયેલું અજ્ઞાન. જે હૃદયમાં રહેલું છે, અર્થાત્ જેને લીધેજ હું અને મારૂં એ સર્વ મિથ્યા ઉભાં થયાં છે, તેને છેદીને. એ યોગ યથાર્થ સમજાય તો આનો કર્તા હું છું ને આ મારૂં છે ઇત્યાદિ જે ભ્રમ થાય છે તે થાયજ નહિ, અને જે જે વખતે જે જે પ્રાપ્ત થાય તે સ્વતઃ અર્પણજ થવાય. માટેજ હે અર્જુન! આ પ્રસંગે સહજ પ્રાપ્ત એવું જે યુદ્ધ તે માટે તુ ઉઠ ને તું પરમ યોગને સમજ્યો છે એમ સિદ્ધ અનુભવથી જણાવ.

આ રચનાના રહસ્યની યોજના તો ૭૧ શ્લોક પરત્વે સ્પષ્ટજ છે તે અધિકારીએ યોજી લેવી.

इतिश्रीमद्भगवद्गीतासूपनिषत्सुब्रह्मविद्यायां योगशास्त्रे ब्रह्मार्पणयोगोनाम चतुर्थोऽध्यायः ॥

---

## તારનાર.

આ સંસાર દુઃખમય છે, ક્લેશમય છે. એમાં વારંવાર એવું બને છે કે કુમાર્ગે જનારને સુખસંપત્તિ અનુકૂલ હોય છે. સુમાર્ગે જનાર બહુ દુર્ભાગી હોય છે. જે અનંત અન્યાય આ વિશ્વમા ચારે તરફ પ્રવર્તે છે તે જોઇ સહજમાં માણસ નાસ્તિક થઇ જાય તેવું છે. ઈશ્વર એવો આ જગતનો જો કોઈ કર્તા હોય તો તે કેવો અન્યાયી હશે, કેવો દુષ્ટ હશે, એમ વારંવાર વિચાર આવે છે. ને પરિણામે તે ઈશ્વરજ અનીશ્વર ઠરી જાય. આ જગતના સંબંધો એક અકસ્માત્ માત્રજ લાગે છે!! જ્યાં જુઓ ત્યાં દુઃખ, દુઃખ, દુઃખ આધિ, વ્યાધિ, ઉપાધિ એ ત્રણથી સંસારમાત્ર ભરેલો છે. કોઇ પંડિતે કહ્યું છે કે मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः મરણ એજ શરીરી માત્રનો સ્વભાવ છે, તેમાંથી વિકાર થઇ જવો તેનું નામ જીવિત છે. એનેજ સ્વાપણે જરા આગળ તાણીએ તો દુઃખ એજ જીવમાત્રનું જીવિત છે, તેમાં સુખ સમજાય છે એટલુંજ વિભૂતિનું કામ છે. એકલો દુઃખમાત્રજ જો આ સંસાર હોત તો તો ઠીકજ હતું. લોઢાના ચણા ચાવીને પણ જેમ તેમ દિવસ ગુજરત. પણ માણસો અનેક અનેક રીતે સુખી થવા પ્રયત્ન કરે છે, છતાં દુઃખજ તેમને માથું આવે છે; એથી વિપરીત રીતે કોઇ કેવલ અધમ અને ક્રૂર માર્ગે લેઇ છતાં સર્વદા સુખી થાય છે, દાખલા ઉ૦ પર ડીમ. આ સંસારજ કેવલ દુઃખરૂપ છે, તેમાં વળી અન્યાયનોજ ઉદય થાય એને કેમ સહન થાય! આવી વ્યવસ્થા જ્યારે પ્રત્યક્ષ છે

ત્યારે ઈશ્વર એવો સર્વનો પરમ કૃપાલુ અધિષ્ઠાતાપણુ કેમ મનાય? એને શું એક ઓછો છે, ને બીજો વધારે છે? એનામાં શું એવી સમ વિષમતા છે? અથવા શું તે એવો નિર્દય છે કે દુઃખમય સૃષ્ટિ રચવામાંજ આનંદ માને છે? આમ વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય બે દોષ ઈશ્વર ઉપર આવે છે. પ્રખ્યાત મીલે યોગ્ય કહેલું છે કે કાંતો ઈશ્વર સર્વશક્તિમાન નથી કે કાંતો પરમકારુણિક નથી. આની રીતે થઈ જતાં ઈશ્વર છેજ નહિ એમ નાસ્તિકતામાં આપણે સહજ ઉતરી જઇએ છીએ.

પણ નાસ્તિકતા સિદ્ધ થઇ શકતીજ નથી. કોઇને કોઇ પ્રકારનો કાર્યકારણ ભાવ આપણને માનવોજ પડે છે. કારણ વિના કાર્ય બનતુંજ નથી, ને જ્યાં કાર્ય હોય ત્યાં કારણ હોવુંજ જોઇએ. આપણા અમુક પ્રયત્નનું ફલ અમુક થઈ આવ્યું એ જોકે આપણી આશાથી કે અટકળથી જુદી જાતિનું આવ્યું, કે ક્વચિત્ વિપરીતજ આવ્યું, તેથી એમ સિદ્ધ થતું નથી કે, તેમ થવામાં કાંઇ કારણ નથીજ, તે કારણ આપણે જાણીએ કે ન જાણીએ તેથી કાંઈ બાધ નથી, પણ તે હોવું જોઈએ એટલી તો આપણને સિદ્ધ વાત સમજાય છે. વળી જ્યારે છેક નિર્જીવ જેવાં કામપ્રણ કોઇ કારણવશાત્જ બને છે, ત્યારે આ મહાકાર્ય જે આખું બ્રહ્માંડ તે પણ નિષ્કારણ હોઈ શકે નહિ. આ વિશ્વનું કારણ એ વિશ્વથી જુદું હોઇ શકે તેમ સંભવતું નથી, એ પોતેજ પોતાનું કારણ છે; એટલે વિશ્વરચના નિષ્કારણ તો નથીજ એ સિદ્ધ છે. વળી જડ અને ચેતન એમ અંશપણ આપણે નિરંતર અનુભવીએ છીએ, એટલે તે જે કારણ હશે તે પણ ઉભયરૂપજ હશે એમ પણ માનવાની આવશ્યકતા છે. અર્થાત્ નાસ્તિક વાદ કોઈ રીતે ગ્રહણ કરી શકાય તેમ નથી. છતાં આપણામાંના કેટલા લોકો આ વિષયનો કાંઈજ વિચાર કર્યા વિના હુંજ સર્વનો કર્તા છું, બધું મારાથીજ બની શકશે, એમ મિથ્યા ભોળવાઈ, નાસ્તિકતામાં ડુબેલા છે, અને આ સંસાર જે કારણોથી નરકતુલ્ય દુઃખમય થયો છે તેના ખરા નિદાન રૂપ બન્યા છે!!

આ બધી વાત કોઇ કબુલ કરશે, પણ એટલુંજ પૂછશે કે જ્યારે ઈશ્વર સર્વથા ન્યાયી અને કૃપાલુ છે ત્યારે આ દુઃખ ક્યાંથી? એનું ઉત્તર આપણે હમણાજ આપી ચુક્યા કે આ વિશ્વથી વિશ્વનું કારણ જુદું છેજ નહિ, પોતેજ પોતાનું કારણ છે, એટલે વિશ્વનો કરનાર કોઇ જુદો ઈશ્વર માનીએ ત્યારે તે ઈશ્વરમાં અન્યાયી અને ક્રૂર થવાનો દોષ આરોપાય. પણ ઈશ્વર તેજ આ વિશ્વ છે ત્યારે તેમાં એ દોષ સંભવ્યો નહિ, અને બધી વ્યવસ્થા બરાબર થઈ. જડ અને ચેતન એ એક જોડકું છે, એક એકથી જુદું થઇ શકે તેમ નથી, એવીજ

રીતે સુખ અને દુઃખ પણ સમજવું. જેમ આખું વિશ્વ એકજ બ્રહ્મરૂપ છે, એમાં બેપણું છેજ નહિ, તેમ સુખ દુઃખમાં પણ બેપણું નથીજ. બ્રહ્મ છે તે જડ પણ નથી ચેતન પણ નથી, એ ઉભયથી પણ આગળ કોઇક અનિર્વચનીય છે. એમજ આ વિશ્વની સ્થિતિ સુખ પણ નથી દુઃખ પણ નથી એ- બેથી વિલક્ષણ અનિર્વચનીય છે. અર્થાત્ દુઃખ એવું કે સુખ એવું વાસ્તવિક કાંઇ નથી. એક સાદા ઉદાહરણથીજ વિચાર કરો. જો સ્વાભાવિક રીતેજ સુખ કે દુઃખ કાંઇ હોત તો એકની એકજ વસ્તુ જુદા જુદા માણસોને જુદે જુદે રૂપે ન જણાત. એક સુંદર સ્ત્રીજ જુઓ. જેની તે પત્ની છે તેને તેનાથી આનંદ છે, જે કામીને તે નથી પ્રાપ્ત થઈ તેને તે દુઃખરૂપ છે, ને એક ત્રીજા યોગીને તે કાષ્ઠવત્ છે. આથી ઉલટી રીતે અગ્નિને જુઓ. એ અગ્નિનું દાહ કરવાપણુ તેતો ત્રણેને સરખુંજ છે. જેમ અગ્નિનો સ્વભાવ એક વસ્તુગતિજ છે તેમ પદાર્થોનો સુખદુઃખ પરત્વે સ્વભાવ વસ્તુગતિરૂપ નથી, ત્યારે સુખ કે દુઃખ એવું સિદ્ધ કાંઈ છેજ નહિ, કેવલ મનોભાવમાત્રનોજ ખેલ છે. પોતાનો પુત્ર વિદેશમાં કુશલ હોય, છતાં કોઇ તેના મરણની વાત કહે તો રડવુ આવે છે, ને તેનું મરણથયા છતાં કોઇ તેની કુશલતા જણાવેતો સંતોષ થાય છે, એ વસ્તુસિદ્ધ પુત્રના સંબંધે થતું નથી, પણ આપણા મનથી કલ્પેલા પુત્ર સંબંધે થાય છે. એમ સિદ્ધાન્ત થયો કે અનાદિ કાલથી હું અને મારૂં એ રૂપી જે મન ( અંતઃકરણ ) બંધાયું છે તેજ સર્વ દુઃખનું નિદાન છે, તેને જો છુટી શકાય તો દુઃખ સુખ ઉભયથી વિલક્ષણ પરમ આનંદની દશા સહજમા પ્રાપ્ત થાય એ મનને બંધાવાના કારણ પરત્વે કર્મની વ્યવસ્થા છે. સંચિત, પ્રારબ્ધ, ક્રિયમાણ એ પ્રમાણે જતુમાત્રની વ્યવસ્થા ચાલે છે, ને એવો જે કર્મનો નિયમ છે તે અનાદિ છે. જેમ આ બ્રહ્મમય વિશ્વ અનાદિ છે તેમ તેજ બ્રહ્મ કર્મમય પણ છે ને એમ કર્મ પણ અનાદિ છે. કર્મની ઘટના અટકતીજ નથી, પણ તેમાંથી મનનો ભાગ ટળી જાય તો પરમાનંદ ઉદય પામે છે.

કરણી તેવી પાર ઉતરણી; જેવું કરવું તેવું પામવું, આજ, કાલ, આ જન્મે કે અન્ય જન્મે. આટલું માનવાથી સર્વ વાતનું સમાધાન થઈ રહે છે. પ્રયત્નાનુરૂપ ફલ નથી થતું તો તેમાં ગતજન્મનું કર્મ બાધક હશે, વા અન્તઃજર જાતિ જન્મમાં તે ભોગવવામાં આવનાર હશે. કર્માનુસાર સુખદુઃખ એ સિદ્ધ નિયમ છે, ને તે સુખ દુઃખ હાલને હાલ નહિ પણ ગમે ત્યારે— એક બે દશ વીસ સો હજાર લાખ કોટિ અનન્ત વર્ષે—પણ મળ્યાવિના રહેવાનું નથી. આવી વ્યવસ્થા બહુજ ન્યાયપુરઃસર છે, સયુક્તિક છે, એ-

ટલુંજ નહિ પણ સર્વથા માણસને સન્માર્ગે દોરી જનારી તથા પરમ સુખમાં રાખનારી છે. આ વ્યવસ્થાને અનુસરી શાસ્ત્રમાત્ર એજ બોધ આપે છે કે કર્મવ્યવસ્થાતો કદાપિ અટકનારી નથી એમાં સુખ દુઃખ સમજાય છે તે કેવલ કલ્પિત છે, માટે મનને મારવું એટલે બધું જેવું છે તેવું આનંદમય સમજાશે. એજ મોક્ષ છે.

આપણા આર્યશાસ્ત્રનો આવો ધર્મધ્વનિ છે, ને એજ વાતનાં અનેક રૂપાંતર આપણામાં થયાં છે. પણ આવી સરલ, બુદ્ધિપૂર્ણ, અને અનુભવ સિદ્ધ, યુક્તિ બીજાઓને ગળે ઉતરતી નથી ને તેઓ અનેક વિરુદ્ધ વિરુદ્ધ વિતંડાઓમાં ગોથાં ખાય છે. પ્રથમ તો એજ સિદ્ધ વાત છે કે સૃષ્ટિનો સૃષ્ટિથી ભિન્ન એવો કર્તા માનવો તેજ ખોટું છે. કેમકે બીજા અનેક દોષ, જે અત્રે આપતાં બહુ વિસ્તાર થઇ પડે, તે ઉપરાન્ત મુખ્ય તો એજ દોષ છે કે તે ઈશ્વરમાં વૈષમ્ય નૈર્ઘૃણ્યરૂપ દોષ પ્રાપ્ત થાય છે ને તેનું ઈશ્વરત્વ ખંડિત થાય છે. એવું લુલુ પાંગળું ઈશ્વરત્વ સાચવી રાખી એ ઈશ્વરના પ્રતિનિધિ રૂપે થઇ પડેલા ' પોપ " અર્થાત્ ક્રીસ્ચીઅન ધર્મના ધર્માચાર્યો અને પાદરીઓ એમ સમજાવે છે કે ઈશ્વર પોતે તો પરમ પવિત્ર અને કરુણામય છે, પણ તેણે આદમ એ નામનો જે પ્રથમ મનુષ્ય બનાવ્યો હતો તેણે તેની આજ્ઞા તોડવારૂપી પાપ કર્યું, અર્થાત્ જ્ઞાનરૂપી વૃક્ષનું ફલ ખાવાની તેને મના કરેલી હતી છતાં તેણે તે ખાધું, તેથી તે આદમનો જે ગુનો તે ગુનામાટે તેની સંતતિમાત્ર એટલે હાલની તમામ માણસ જાત તે અનેક દુઃખ, વ્યાધિ, મરણ, ઇત્યાદિમાં પીડાય છે!! ધન્ય છે આવા ઈશ્વરના ઇનસાફને! એક માણસ પણ આવો ઇનસાફ ન કરે. અરે! નિશાળમાં ભણતાં ચોથીચોપડીવાળાં છોકરાં પણ "તેં નહિ ને તારા બાપે ગાળ દીધી હશે" એ ન્યાયથી બકરાને મારી નાખનાર વાઘની વાતને તિરસ્કારથી હસી, એ અન્યાયને ધિક્કારે છે!! છતાં ક્રીશ્ચિયન ધર્મના ઈશ્વરે તો તે સિવાય બીજું કાંઇજ કર્યું જણાતું નથી. વળી આદમને સર્જ્યો પોતે, ત્યારે તેણે જે ફલ ખાધું તે ખાવાની બુદ્ધિ કોણે સર્જી? એપણ સર્જી તો ઈશ્વરેજ, છતાં પોતે પોતાનાંજ કામમાટે પોતાના માણસને ને તેની નિર્દોષ પ્રજાને દંડેછે એતે કેવો આંધળો ને નિર્દય જુલમ! વળતુ. આ રાક્ષસ જેવા ઈશ્વરને પૂજનારા આગળ જતાં એમ લાવે છે કે આવી રીતે જે દુઃખ મનુષ્યોને ભોગવવું પડે છે, તે દુઃખમાંથી છૂટવાનો માર્ગ નથી એમ નથી. પૂજ્ય ઇસસક્રાઇસ્ટ નામે પરમપવિત્ર મહાત્મા થઈ ગયો છે. તેને આ ઈશ્વરનો પુત્ર કહેછે. ને તેણે અતુલ પ્રેમથી મનુષ્યોને ઉદ્ધારવાસારૂ જન્મ લઈ પોતાનો આત્મા અર્પણ કરી, શત્રુઓને હાથે દેહત્યાગ કર્યો

છે, તેથી તેની જે ભક્તિ કરશે તેને તે ઈશ્વર પાસે સર્વ પાપની માફી અપા વશે, આવુ તેઓ બતાવછે જન્મ, કર્મ એવુ કાઇ એ ધર્મવાળા માનતા ન થી, આ એકજ દેહ ધર્યા પછી મરી જઇશુ એટલે અનંત કાળસુધી નરક કે સ્વર્ગમા પડવાનુ છે કેમકે, જ્યારે કયામતનો દિવસ આવશે ત્યારે ક્રાઇસ્ટ જેની સારી ભલામણ કરશે તેને ઈશ્વર સ્વર્ગમા રાખશે ને બીજાને નરકે હવાલે કરશે ઈશ્વરનો પ્રસાદ પામવામાટે ક્રાઇસ્ટની ભક્તિ કરવી આ પ્રમાણે આવશ્યક છે માણસ જે અનેક પેઢી દર પેઢીથી પાપીજ છે તે પવિત્ર નજીક આગળ જઇ શકે નહિ, તેના પાપથી તેને છોડાવવા ક્રાઇસ્ટે પોતાનો જીવ અર્પણ કરી પર પ્રેમ દર્શાવ્યો છે ને ઈશ્વરને માણસો તરફ દયા કરવા વિનવ્યો છે માટે તેનીજ ભક્તિ કરવી કે જેથી ઈશ્વરની માફી મળતા ઈશ્વર પાસે જવા યોગ્ય થવાય

આવી રીતે ક્રાઇસ્ટને માનવો એજ આખા વિશ્વનો તારનાર છે. જે જે ધર્મવાળા આના કાઇ તારનારને વચમા રાખતા નથી તે બધા નરકના અધિકારી છે એમ પાદરીઓ બતાવે છે તેઓ કહે છે કે ખરો તારનાર ક્રાઇસ્ટ સિવાય બીજો કોઇ નથી, કેમકે ઝરથોસ્ત, બુદ્ધ, રામ, કૃષ્ણ મહમદ ઇત્યાદિ જે જે થઇ ગયા છે તેમણે કોઇ પણ પ્રકારનુ પ્રાણાર્પણરૂપ પ્રેમદર્શન કર્યુ નથી કદાચ્યુ હોય તોપણ તેમનુ જીવિત ક્રાઇસ્ટના જીવિત જેવુ સાંગોપાંગ નિષ્કલંક નથી માટે તેવા કોઇ પણ તારનાર થવાને યોગ્ય નથી

અરે ભાઇ! મૂળ નાસ્તિ કુતો શાખા? આ બધી ભાંજગડ શામાટે કરો છો? એકથી બીજી, બીજીથી ત્રીજી, ત્રીજીથી ચોથી, એમ કાલીક ભુલોમા પડશો? સૃષ્ટિથી જુદો કર્ત્તા માનવો એ પેહેલી ભુલ તેણે આદમ બનાવી તેને જ્ઞાનરૂપ ફલ ચાખવાની મના કરી એ બીજી ભુલ તે ફળ તેણે ચાખ્યુ માટે તેને ને તેના અનંત પેઢીનગીનાને દુ ખ દેવુ એ ત્રીજી ભુલ એ દુ ખથી છૂટવાનુંજ નથી ને તે છુટકારો થાય તેમાટે ક્રાઇસ્ટનો જન્મ અને દેહત્યાગ એ ચોથી ભુલ, આ એકજ જન્મના કર્મને લઇ માત્ર ક્રાઇસ્ટની તરફદારીથીજ અનન્ત સ્વર્ગ નર્કનો ફેસલો થવાનો સવાલ એ પાચમી ભુલ ને એ ઉપર હવે ક્રાઇસ્ટ તારનાર ને બીજા નહિ એવી તકરાર એ છઠી ભુલ ક્રીશ્ચીઅન ધર્મવાળા જો પોતાના ધર્મનુજ રહસ્ય સમજતા હોત તો આમારે આટલી ભુલો ગણાવવી ના પડત કોઇ અમને પૂછશે કે તમે ક્રિશ્ચીઅનોને પણ સમજુ ગણો છો? તો તેનુ ઉત્તર એટલુંજ છે કે અમે પ્રથમ તો યાહુદી કે બાબા, જેના સ્થુલ અક્ષર માત્રો વળગી રહાનું બાઇબલ રચાયુ છે, પછી

અને આસીરીઅન લેખો કે જેને આધારે કેબાલાની પણ કેટલીક રચના થઇ છે; તે પછી અને ખાલ્ડીઅન નજુમીઓ કે જેમણે આસીરીઅન ધર્મને પણ રૂપ આપ્યું છે;ને છેવટ અને આર્યાવર્તના બ્રાહ્મણ કે જેનામાંથી ખાલ્ડીઆનું જ્ઞાનપણ ઉદ્દભવ્યું છે. ત્યારે તો હવે હાલના પાદરીઓની ભુલ માફ કરવા જેવી છે, કેમકે જેટલી આવૃત્તિ તેટલી ભુલ, એક આવૃત્તિએ એક ભુલતો માફ છે !

ત્યારે આર્યધર્મમાં ક્રાઇસ્ટને ઘટાવો જોઈએ ! અમે વાંચ્યું છે, સાંભળ્યું છે તે પ્રમાણે બેસાડીએ. બ્રહ્મ ને તેમાંથી વાયુદ્વારા શબ્દબ્રહ્મ, પછી પ્રકૃતિ, ચિત્, ઇત્યાદિદ્વારા સર્ગ. શબ્દબ્રહ્મ તેજ મહત્—ક્રાઇસ્ટ, જેને યાહુદી કેબાલામાં લોગોસ કહે છે. લોગોસનો અર્થ પણ શબ્દ, વાચ્. હવે સાંખ્ય મતને જરા યાદ કરો. મહત્થીજ અહંકાર થાય છે ને તેમાંથીજ અંતે મન થાય છે. એ મન એજ દુઃખનું નિદાન છે, ને તેને જ્યારે મારી નંખાય, ક્રાઇસ્ટને જ્યારે ફાંસીએ ચઢાવાય, ત્યારેજ મોક્ષ. અર્થાત્ બ્રહ્મભાવ થાય. આર્યો ! હવે જોઇ શકો છો કે ક્રાઇસ્ટજ ખરો તારનાર છે, ખરેખર એજ આપણ સર્વેનો તારનાર છે, એના મરવામાંજ આપણું જીવિત છે; આપણો મોક્ષ છે. જો રામકૃષ્ણાદિનેજ તારનાર ગણવા હોય તો તો જેવા તે નકામા છે તેવો ક્રાઇસ્ટ પણ નકામો છે. જો મહદાદિદ્વારા વાચ્ વિસ્તારનેજ ક્રાઇસ્ટ ગણવો હોય તો તે અને તેને બદલે જે શબ્દ વાપરો તે ( રામ, કૃષ્ણ, ॐ, अ, व, क, ह,) સર્વ તારનાર છે. તારનાર વિષેના હાલમાં ચાલી રહેલ ઝઘડાનો આવો નિષ્કર્ષ છે.

मनएव मनुष्याणां कारणं बंधमोक्षयो.
बंधाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥

## ગ્રંથાવલોકન.

જયાકુંવર[1] :—આ લઘુ પુસ્તક અમે અથથી ઇતિસુધી વાંચ્યું છે, બહુ ભાવપૂર્વક વર્ણવ્યું છે. સ્ત્રી એજ આ સંસારનું સર્વરૂપે નિદાન છે, એને સારે સર્વ સારૂં, સ્ત્રીઓની મહત્તા કોણે નથી અનુભવી ? જે જે મ્હોટાં નામથી આપણને પ્રીતિ, આશ્ચર્ય, આનંદ, ભક્તિ ઈત્યાદિ વૃત્તિઓ થઈ આવે છે તે બધાં કોઈ દેવી માતાનાં પુત્રપુત્રીનાંજ નામ છે. આટલી બધી સ્ત્રીઓની અસર છે, છતાં તેમનું કર્તવ્ય, તેમનાં શુદ્ધપ્રેમનો અપૂર્વ પ્રવાહ, હમેશાં ગુપ્તજ વહે છે; તે બધા વિશ્વને શીતું કરે છે, જયાકુંવરની બાલ્યવય છતાં

1 મુંબઈ નિર્ણયસાગર પ્રેસ કીંમત રૂ ૦-૧૨-૦

પણ એક સન્નારીને શોભાવે તેવી ઉત્તમવૃત્તિ એજ તેમનો ઇતિહાસ આપણને જાણવા જોગ કરે છે; બાકી તેમણે કાંઈ ભવ્યપરાક્રમ કર્યું નથી કે તેમને આપણે વખાણવા બેસીએ. પણ સ્ત્રીઓએ પુરુષાર્થ કદાપિ કર્યોજ નથી. રામાયણ, ઇલીઅડ, ચીનની દીવાલ કે ગુરુત્વાકર્ષણનો નિયમ, એવું કાંઇ સ્ત્રીઓએ ઉપજાવ્યુ નથી. છતાં તે બધાંનાં ઉપજાવનારા સ્ત્રીનાજ પુત્ર હતા, તે તેમનામાં તેમની માતાઓનુંજ બલ હતું. એ બલનોજ આવિર્ભાવ જે સ્ત્રીમાં જણાય તે સ્ત્રી સર્વથા માન્ય છે, પૂજ્ય છે, અનુકરણીય છે. પરાર્થે સ્વાર્પણ એજ આપણા ધર્મનો પરમવેદનીય સિદ્ધાન્ત છે. ને તેને જે સ્ત્રીપુરુષ અનુભવે તે સર્વથા પૂજ્ય છે. જયાકુંવરમાં કાંઇક આવું દેખાય છે, ને તેથીજ તેમનું ચરિત સર્વે સન્નારીને મનનીય છે. કેળવણી એટલે નિશાળે ભણવાથીજ સારી બુદ્ધિ થાય એ કલ્પના શિથિલ છે, ને તેમાં હાલની કેળવણીથી સચ્ચરિત ઉદય પામે એ બહુધા સ્ત્રીઓપરત્વે તો અશક્યજ છે. છતાં શુભ રીતિકૃતિના અનુકરણરૂપ સદ્બોધ પૂર્વથીજ હોય તો તે ઘરમાં કે બહાર કેવો ફૂલી શકે છે તેનું કેટલુંક શુદ્ધ ઉદાહરણ જયાકુંવર છે એમ કહીએ તો ચાલે.

ગ્રંથ યોજનારે પોતાનું નામ આપ્યું નથી; પણ એ શુભ સ્ત્રીના પ્રેમથી અનૃણી થનારજ આ નિવાપાંજલિ આપનો હોય એવી કલ્પના અમને વારંવાર થાય છે. એમ હોય તો તેનું કર્તવ્ય શંસનીય છે, પવિત્ર છે. ભાષા એકંદરે પ્રૌઢ અને શુદ્ધ છે, તથા લખવાની સંકલનામાં લખનારે રસની એકતા કરવારૂપ બિંદુ પણ ઠામ ઠામ સારા ગોઠવી વૃત્તાન્તને ઠીક વિસ્તાર્યું છે. અંત પણ બહુ રસપૂર્ણ યોજ્યો છે. જે જે સ્થળે ઉત્તમ રસનું એકત્રિત ચુંફન થાય છે, તે તે સ્થળે કોઇ વિશેષ કુશલ ચીતારો આંખમાંથી આંસુ પણ પડાવી શકત. જો કે આ લેખકથી પણ હૃદય તો ભીંજવી શકાય હેજ.

સુબોધ સંગ્રહ:[1]—આમાં સદ્બોધ ઉત્પન્ન થાય તેવા સ્ફુટ વિષયો ઉપર, ઘણી સરલ ભાષામાં, અને સાદાતર્કવાળાં પણ અલંકારસહિત, પદ્યોનો સંગ્રહ છે. ગ્રંથકર્તાને પદ્ય રચવાની જે સરલતા છે તેને વિશેષ અવલોકન અભ્યાસાદિથી કેળવે તો તે ઉત્તમ કાવ્ય કરવા સમર્થ થાય એમ અમારો અભિપ્રાય છે. ગ્રંથ જેવો છે તેવો પણ બહુ આનંદપૂર્વક બોધ આપવામાં ઉપયોગી છે ને સર્વને વાંચવા યોગ્ય છે.

બોધસાગર[2]:—શ્રી વિષ્ણુબાવા બ્રહ્મચારીએ રચેલો બ્રહ્મજ્ઞાન સંબંધી ગ્રંથ છે. એમાં ગુરુશિષ્યના સંવાદરૂપે બ્રહ્માત્મૈક્ય પ્રતિપાદન કરવા

1 રચનાર રા. કહાનજી ધર્મસિંહ-મુંબઇ મૂલ્ય બાર આના,
2 પ્રસિદ્ધ કરનાર રા. મણીભાઇ હરલાલ મેહેતા અમદાવાદ યુનાઇટેડ પ્રીંટીંગ પ્રેસ, કીંમત ૦-૨-૦

સારી સરલ ક્રિયા યોજી છે. તેથી તે સંસ્કૃત ન જાણનાર તેમજ ઋજુ બુદ્ધના મુમુક્ષુઓને ઉપયુક્ત છે.

દશકુમાર ચરિત[1]:—પ્રખ્યાત કવિશ્રી દંડીનું દશકુમાર ચરિત સર્વને પ્રસિદ્ધજ છે એટલે તેનું વિવેચન કરવાની જરૂર નથી. એનો વિષય જુદા જુદા દશ કુમારોની વાર્તા રૂપ છે, ને રચના ઘણી ચમત્કારિક તથા અનેક રસ પૂર્ણ અને ઉત્તરોત્તર અલંકાર ભરેલી છે. એનું ભાષાન્તર જે અમારા આગળ હાલ પડેલું છે તેપણ અમને લખતાં ખુશી ઉપજે છે કે સારૂં અને વાંચવા યોગ્ય થયેલું છે. સંસ્કૃત સાહિત્યનો ભંડાર ગુર્જર ગિરાદ્વારા સમજવામાં આવતાં કાવ્યત્વનું ખરૂં રહસ્ય તથા માહાત્મ્ય સર્વને સમજાય ને તેથી ભાષાની ઉન્નતિ થાય તેમાં આવાં ભાષાન્તરોપણ એક સાધન છે.

ઋતુસંહાર[2]:—પ્રસિદ્ધ કવિ કાલિદાસના ઋતુસંહારનાં ગુજરાતીમાં ઘણાં ભાષાન્તર થયેલાં છે, તે સર્વમાં આ ભાષાન્તર અમને વધારે મધુર, સરલ અને મૂળને અનુસરતું લાગે છે. મૂલના છંદને બદલી નાંખી ગુજરાતીમાં વધારે સરલ રીતે સમજી શકાય તેમ કરવાનો ભાષાન્તર કર્તાનો પ્રયત્ન સારો છે. મૂલનો રસ અને ભાવ બહુ સારો સચવાઇ, કોઇ કોઇ સ્થલે તો અધિક દીપે છે. કહીં કહીં શબ્દદોષ જણાય છે, છતા ભાષા સરલ અને શુદ્ધ છે.

આત્મબોધ[3].—(શ્રી શંકરાચાર્યનાં આત્મબોધનું અંગરેજી ઉપરથી ગુજરાતી ભાન્તર)

સન્માર્ગ દર્શક ગ્રંથ[4]—(બ્રહ્મજ્ઞાન સંબંધ પદો) એ ઉભય ગ્રંથો પણ વાંચવા યોગ્ય છે, ને તેમની પહોચ ઉપકાર સાથે સ્વીકારીએ છીએ.

સ્નેહમુદ્રા, કુસુમાવલી, ગુજરાતી વ્યાકરણ (અંગ્રેજી) એ ત્રણ ગ્રંથ અમારી પાસે આવેલા છે, તે વિષે પ્રસંગાનુસાર વિવેચન થશે.

## આવતું સૂર્યગ્રહણ.

(મળેલું.)

ચાલતા માસની ૨૮ મી તારીખે સૂર્યગ્રહણ છે. પંચાંગોની પરીક્ષા કરવાભાટે ગ્રહણનો પ્રસંગ સારૂં સાધન છે. કેમકે, આવી વેળાએ ગણિ-

१ ભાષાન્તર કર્તા શાસ્ત્રી ભાનુશંકર રણછોડજી, જૂનાગઢ. મૂલ્ય રૂ १-०-०
२ ભાષાન્તર કર્તા રા. મોહનલાલ પ્રસાદરાય મેહેતા મુંબઇ-કીમત
३ ભાષાન્તર કર્તા ઈચ્છાલાલ પરમાનંદદાસ મનસી.
४ રચનાર સુરત સનાતન ધર્મસભાના સભાસદો.

# વિજ્ઞાપના.

લખાણ—આ પત્રને માટે મેહેરબાની છુટથી કરવુ–એવી અમારી અસલથીજ પ્રાર્થના છે; પણ તે કોઇ પણ માસની તા૦ ૧૦ મી પૂહેલા આવશે તોજ ને પછીના માસમા દાખલ થઇ શકશે લખાણ તથા પત્ર, ચોપાનિયા વગેરે સંબંધી વ્યવહાર પ્રિય વદાના તંત્રી–નડીઆદ, એ સરનામે રાખવો. કનના લવાજન તથા વ્યવસ્થા બાબત અમને લખવું. "મળેલુ" એમ લખ્યાવિનાના જેટલા વિષયો આ પત્રમા આવ્યા છે કે આવે છે તેનો કોપીરાઇટ તંત્રીનો છે માટે તે છાપવા છપાવવાનો કોઇને હક નથી

---

લવાજમ પોસ્ટની ટીકીટોથી વાળવાના આવે તો તે ટીકીટો માત્ર ઠા આનાવાળીજ હોવી જોઇએ દર રૂપીએ એક ટીકીટ વટાવની પણ વાળવા ચુકવુ નહિ વળી પૂહોચ રંગાવવાને ના આનો વધારે વાળવો.

---

જાહેરખબરો—ભાવ એક વખતનો —આખા પાનાના રૂ ૩) ના પાનાના રૂ ૨) ના પાનું અથવા એ હચ જગાનો રૂ૧ા દરેક લીટીના રૂ ૦)= લાંબી મુદતમાટે ઉંચડ ભાવ ઠરાવવામા આવશે. ૨૦ મી પૂહેલા જે જાહેરખબર નહિ મળે તે તે પછીના માસમા જગા હશે તોજ આખી રાકાશે–નહિ તો તે પછીનામા આવશે

મુંબઇ–પુસ્તક પ્રસારક મંડળી. કાળકાદેવી | ગમદાસ કાશીદાસ મોદી. વ્યવસ્થાપક

ધર્મ-અર્થ-કામ ને મોક્ષ એ ચારે પ્રસંગોપાત જેમાં ચર્ચાય છે એવું—




પુસ્તક ૫ અંક ૧૦.

# પ્રિયંવદા.

જુલાઈ સને ૧૮૮૯.

## PRIYAMVADÁ.

*A Social and literary Monthly Magazine.*

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥ भ. गी. ४. ३८ ॥

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ भ. गी. ६. ५ ॥

અર્થ—આ જગત્‌માં જ્ઞાન (પરમજ્ઞાન) સમાન પવિત્ર બીજું કાંઈ નથી. (તે પ્રાપ્ત કરવામાં) આત્માવડે આત્માને તારવો, પણ આત્માનો નાશ ન કરવો કારણ કે આત્મા એજ આત્માનો બંધુ છે ને રિપુ પણ છે (અર્થાત્ પોતે પોતાનો એજ સન્માર્ગ ન લે, તો આત્મા આત્માનો રિપુ થયો, ને લે, તો બંધુ થયો)

અનુક્રમણિકા.




તંત્રી—પ્રોફેસર મણિલાલ નભુભાઈ દ્વિવેદી, નડિયાદ.
વ્યવસ્થાપક—પુસ્તક પ્રસારક મંડળી—મુંબઈ.

મુંબઈ;
સુબોધપ્રકાશ પ્રેસ.






કીમત વર્ષ ૧ ના રૂ ૩ ૧)≡ પહોંચણામણી પોસ્ટેજ મળીને—ગામ પરગામવાળા પાસે ૩)૦૦—આગાઉથીજ લવાજમ આપે છે.


આર્ય નીતિ રીતને અનુસરીને સાક્ષરોની કલમથી લખાતું સરલતામાં સઘળું શુદ્ધ ગુજરાતી માસિક.

## ઋતુસંહાર

## નું

## ગુજરાતી ભાષાંતર.

મહા કવિશ્રી કાળિદાસકૃત 'ઋતુસંહાર 'નું ગુજરાતી કવિતામાં ભાષાન્તર સુંદર છપાઈ અને ટાઈપમાં બહાર પડયું છે એ ઋતુઓના વર્ણનના નાનકડા ગ્રંથમાં છએ ઋતુઓનું વર્ણન શૃંગાર રસને અનુસરીને જગત્ પ્રસિદ્ધ મહાકવિ મજકુરે સંસ્કૃતમાં રચેલું છે તેનું ભાષાન્તર સરળ ભાષામાં હરિગીત, દોહા, શાર્દૂલ આદિ વૃત્તોમાં કરેલું છે કિંમત રૂ ૦-૪-૦ પોસ્ટેજસુદ્ધા

એ પુસ્તક નીચે લખેલા સ્થળેથી મળશે —

મુંબઈ—"પુસ્તકપ્રચારક મંડળી" ની ઓફીસ— નકાદેવી રોડ નં. ૫૯

" પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી—સુકસેનર ઝવેરબાગ

" દામોદરદાસ ઈશ્વરલાલ લાઈબ્રેરીવાળા કુંભારવાડા?

નડિયાદ—' ન્યુ" ગુજરાત પ્રિં પ્રે ના માલિક રા. ચતુરભાઈ શકરભાઈ.

મોહનલાલ પ્રસાદરાય મેહતા

ભાષાન્તર કર્તા

---

## આર્યસમુદય.

રચનાર.

પંડિતશ્રી ગટ્ટુલાલજી ઘનશ્યામજી.

સં. ૧૯૪૫ ના આષાઢ માસના ગુજરાતી અંકમાં નીચે પ્રમાણે વિષયો છે —

૧ ધનર્મ્યમાનર્ષુન ( ૫૬ ) ૩ જગતસ્વરૂપ.

૨ મેસાન્નોકિત ૪ બૃહત્કથાસાર.

## શ્રીમદ્ ભગવદ્ગીતા.

(અનુસંધાન પાને ૧૭૨ થી)

અધ્યાય.૫.

अर्जुनउवाच ।

संन्यासंकर्मणां कृष्ण पुनर्योगंच शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मेब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

श्रीभगवानुवाच ।

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥
ज्ञेयःसनित्यसंन्यासि यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥
सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥ ४ ॥
यत्सांख्यैःप्राप्यतेस्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ ५ ॥
संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न,चिरेणाधिगच्छति ॥ ६ ॥
योगयुक्तो विशुद्धात्मा विजितात्माजितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥
नैवकिंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशन्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणीन्द्रियार्थेषु वर्तंत इतिधारयन् ॥ ९ ॥
ब्रह्मण्याधायकर्माणि संगंत्यक्त्वा करोतियः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥ १० ॥

અક્ષરાર્થ—અર્જુન કહે છે –(૧) હે કૃષ્ણ કર્મો સન્યાસ, ને વળી યોગ, પ્રશસો છો, એ બન્નેમાથી જે એક સુનિશ્ચિત શ્રેય હોય તે મને કહો શ્રીભગવાન્ કહે છે :-(૨) સન્યાસ તેમ કર્મયોગ ઉભય નિઃશ્રેયસ કરનારા છે, તેમા પણ કર્મસન્યાસથી કર્મયોગ વિશેષ છે. (૩) જે દ્વેષ કરતો નથી, ઇચ્છા કરતો નથી, તેને નિત્યસન્યાસી જાણવો, કેમકે હે મહાબાહો ! નિર્દ્વંદ્વ સહજમા બન્ધથી છૂટે છે (૪) સાખ્ય અને યોગ તેને બાલકો ભિન્ન ગણે છે, પંડિતો નહિ, સારી રીતે કરેલો એક પણ, ઉભયનું ફલ પામે છે (૫) જે સ્થાન સાખ્યથી પમાય છે તે યોગથી પણ પમાય છે, જે, સાખ્યને ને યોગને, એકજ જાણે છે, તેજ જાણે છે (૬) હે મહાબાહો ! સન્યાસતો યોગવિના પ્રાપ્ત કરવો કઠિન છે, યોગયુક્ત મુનિ બ્રહ્મને થોડામાજ પામે છે (૭) યોગયુક્ત (હોઇ) જે વિશુદ્ધાત્મા, જિતાત્મા, જિતેન્દ્રિય, સર્વભૂતાત્મભૂતાત્મા, હોય તે કરતો છતો પણ લેપાતો નથી (૮) યુક્ત તત્ત્વવિત્ તેણે એમ માનવુ કે હુ કાઇ કરતો નથી જોતો, સાભળતો, સ્પર્શતો, સુઘતો, ખાતો, પ્રવર્તતો, ઉંઘતો, શ્વાસ લેતો, (૯) લવતો, આપતો લેતો, ઉન્મેષ કરતો, નિમિષ કરતો, છતો પણ, કેવળ એમજ સમજીને કે ઇન્દ્રિયો ઇન્દ્રિયોના અર્થમા પ્રવર્તે છે (૧૦) કર્મોને બ્રહ્મમા અર્પી સગનો ત્યાગ કરી જે કરે છે, તે, જલમા કમલપત્રની પેઠે પાપે લેપાતો નથી.

વિવેચન:—ત્રીજા અને ચોથા અધ્યાયથી કર્મ અને જ્ઞાન તેનો નિશ્ચય કર્યો છે, હવે આ તથા આવતા અધ્યાયથી કર્મ અને તેનો ત્યાગ એનો નિર્ણય થશે તૃતીય અધ્યાયમા કર્મનો ઉપયોગ બતાવી અશુદ્ધ સન્યાસીને તેનો અધિકાર ઠરાવ્યો છે, તથા ચતુર્થમા જ્ઞાનીને કર્મનો અધિકાર ન છતા પણ પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા કર્તવ્યમા બ્રહ્મભાવ સમજવા રૂપ પરમ સન્યાસ સમજાવ્યો છે આગળ કહેલામા પણ છેક દ્વિતીયાધ્યાયથી આરભી ચતુર્થ સુધી એવા અનેક વચન આવી ગયા છે કે જેમા જ્ઞાનરૂપ સન્યાસનીજ સ્તુતિ થઇ છે, ને તેજ સર્વ કરતા શ્રેષ્ઠ તથા શુદ્ધ મોક્ષદ્વાર સમજાવ્યો છે. આ વાત અર્જુનના મનમા દૃઢ થઇચુકી છે, ને એમ તો એ સમજ્યો છે કે જ્ઞાન એજ ખરૂ મોક્ષસાધન છે, પણ વળી ચતુર્થાધ્યાયને અતે શ્રીકૃષ્ણે કહ્યુ કે ' ઉઠ ' અર્થાત્ કર્મમા પ્રવૃત્ત થા, તેથી એને શકા ઉત્પન્ન થયો કે કર્મમા પડવુ તે ઠીક, કે કર્મમાત્ર તજી દઇ સન્યાસ કરવા તે ઠીક. સુન્ વિચારશીલ અધિકારી જોઇ શકશે કે સન્યાસી એટલે શરીરકર્મો સન્યાસ તે ક્યારેપણ સભવતોજ નથી, સન્યાસ તો માત્ર માનસિક થઇ શકે, ત્યારે વિવેક પણ એજ ભાગે ચ-

તૃતીયમાં સમજાવ્યો છે. છતાં અજ્ઞાનીને વિશેષ સ્પષ્ટ કરી સમજાવવા, આ અધ્યાયનો ઉપક્રમ છે. તૃતીયમાં કર્મનો અધિકાર, ચતુર્થમાં જ્ઞાનપૂર્વક સંન્યાસ નો વિચાર એમ કરેલું છે. તેથી કર્મ અને જ્ઞાન અર્થાત્ યોગ અને સાંખ્ય એ, બે વિરુદ્ધ હશે એમ સમજાય છે, તેનુંજ સ્પષ્ટ નિરાકરણ આ અધ્યાયમાં કર્યું છે કે યથાર્થ સમજાય કરાય, તો ઉભયે એકજ છે. સાંખ્ય અને યોગ એ શબ્દોનો અર્થ લક્ષમાં દઢાવવા જેવો છે. સંખ્યા એટલે સમ્યક્જ્ઞાન, બ્રહ્મજ્ઞાન તે જેમાં કહેલું હોય તે સાંખ્ય: ઉપનિષદાદિ કે આત્મજ્ઞાન; અને યોગ એટલે પાતંજલાદિ યોગ એમજ નહિ પણ કોઇપણ કર્મમાં જોડાવાનું નામ તે યોગ. આ બન્ને વાસ્તવિક સમજવામાં આવે તો એકજ છે. ને તે વાત તૃતીય ચતુર્થાધ્યાયમાં બહુ બહુ રીતે સ્પષ્ટ કરી બતાવેલીજ છે. આવો નિષ્કર્ષ આણી બતાવવા અર્જુનનો પ્રશ્ન મૂકેલો છે. તે વાસ્તવિકજ છે. તેનું ઉત્તર પણ શ્રીકૃષ્ણે યથાર્થજ આપ્યું છે કે સંન્યાસ તેમ કર્મ બન્ને નિઃશ્રેયસ એટલે મોક્ષ ને આપનારાં છે, પણ સમજીને કરાય ત્યારે. તેજ કહે છે, કે કર્મ માત્રનો સંન્યાસ કરવાનું મિથ્યા અભિમાન રાખવા કરતાં, કર્મમાંજ રહેવું ને ફલાભિસંધિ તજી યથાકાલ પ્રાપ્ત કર્તવ્યને પાળવાં એજ વધારે શ્રેય છે. માટેજ કહે છે કે કર્મસંન્યાસ કરતાં કર્મયોગ વિશેષ છે. કર્મનો સંન્યાસી અસંન્યાસી કોઇને મૂકતાંજ નથી ત્યારે સંન્યાસ કેવલ માનસિકજ સંભવે છે ને તેથી, જ્યાંસુધી તેવો સંન્યાસ થયો નથી ત્યાંસુધી કર્મયોગજ ખરો છે, ને ઉપયોગનો પણ છે. એજ વાત સ્પષ્ટ કરવા કહે છે કે જે રાગદ્વેષથી મુક્ત છે, જેને કાંઇ કામના નથી, તે અનેક કર્મમાં પડેલો જણાતો છતાં સન્યાસીજ છે. સન્યાસીમાત્રજ નહિ પણ નિત્ય સંન્યાસી છે. તેવા માણસને તાપ ટાઢ, દુઃખ સુખ, સારું ખોટું, એવા કોઇપણ દ્વંદ્વનો વિકાર લાગી શકતો નથી, ને આ આખો વ્યવહારતો દ્વંદ્વરૂપજ છે, ત્યારે તેવો જે નિર્દ્વંદ્વ છે ને વ્યવહારથી તેમાં પડેલો છતાં પણ મુક્તજ છે, અર્થાત્ નિત્ય સંન્યાસી છે તેને બંધ છેજ નહિ. આમ ફલાભિસંધિના ત્યાગ રૂપી માનસસંન્યાસદ્વારા કર્મ તથા સંન્યાસનો વિવેક કરીને ફલિતાર્થ કહે છે કે કર્મસંન્યાસ તથા કર્મયોગ —સાંખ્યયોગ—ઉભય એકજ છે. જે ખરા પંડિત–બ્રહ્મવિદ્વરિષ્ઠ–છે તે તો તેમને એકજ સમજે છે, બાકી બાલકો, અર્થાત્ તેમના જેવા અલ્પજ્ઞ, અજ્ઞાનથીજ તેમને જુદાં જાણી ધર્મદ્વિધામાં પડી કલહ કરી મોક્ષને બદલે વખતે નરકનો માર્ગ સાધે છે. નિષ્કામ કર્મ કરવાં એજ જ્યારે રહસ્ય છે ને તે દ્વારા સંન્યાસ તથા યોગ બે એકજ છે ત્યારે તેમને જે વાસ્તવિક રીતે

એક સમજે, અનુભવે, તેજ ખરો સમજનાર જ્ઞાની જાણવો. સાંખ્ય કે યોગ ગમે તે એક યથાર્થ સમજથી કરાયતો એકનું એકજ ફલ આપે છે, તે કહી બતાવી, તેમનો અભેદરૂપ સંબંધ પણ બતાવે છે. સંપૂર્ણ સંન્યાસ કદાપિ પણ થઇ શકતો નથી, એટલે યોગનો રાખવોજ પડે છે, અર્થાત યોગ વિના સંન્યાસ બનતોજ નથી, એટલે કે જે કર્મયુક્ત હોય તેજ સંન્યાસી થઇ શકે છે. કેમકે અહંતા મમતા તજી ફલાભિસંધિ મુક્ત થઇ કર્મ યોગ કરતાં શુદ્ધ સંન્યાસજ થયો ગણાય. આમ સાંખ્ય અને યોગની એકતાજ છે, જે શ્રીવિદ્યારણ્યસ્વામીએ પણ "શ્રીપંચદશી" ના નવમા અધ્યાયમાં શ્લોક ૧૩૦ થી ૧૪૦ સુધીમાં અત્રેના શ્લોકને ઉતારીને સ્પષ્ટ કહી બતાવી છે. ત્યારે કર્મ કરવા છતાં અભિસંધિથી મુક્ત હોય તે તો લેપાય નહિ, ને સંન્યાસીજ મનાય; એટલે કે જે યોગ એટલે કર્મમાં પ્રવૃત્ત થયા છતાં પણ, ભગવાન્ મનુએ કહેલા ત્રણ દંડ: મનોદંડ, વાગ્દંડ, કાયદંડ, જે અત્રે વિશુદ્ધાત્મા, જિતાત્મા, જિતેંદ્રિય, એ ત્રણથી સૂચવ્યા છે. તેને ધારણ કરનાર ત્રિદણ્ડી હોય, અને તેથી સર્વભૂતાત્મા એટલે જડ ચેતનાદિ સર્વે પદાર્થમાં જે એક આત્મા છે તે રૂપજ જેનો આત્મા થઇ જઇ જે સર્વ ભૂતાત્મભૂતાત્મા થયો હોય, તેજ ખરો સંન્યાસી છે, ને કદીપણ કર્મથી લેપાતો નથી. એવાએ તત્ત્વવિવેક કરી એમજ સમજવું કે હું એટલે સર્વનો સાક્ષી એક આત્મા બ્રહ્મ તે કદાપિ પ્રવૃત્તિ નિવૃત્તિ કશામાં પડી શકતોજ નથી, એટલે કર્મમાત્ર એક સ્વભાવવશાત્ જેમ થતાં હોય તેમ થયાં જાય છે તેમાં, મારે અકર્તાને, કાંઇ છે નહિ. એ બધાં કર્મ ગણાવ્યાં છે, તે કર્મેંદ્રિય જ્ઞાનેન્દ્રિય તથા મન બુદ્ધિ આદિ સર્વથી જે જે થાય છે તે બધું કર્મ એમ સમજવું, ને તેનો હું ભોક્તા કર્તા નથી એમ વિવેક કરવો. એમ યોજના બુદ્ધિમાનને સૂચવી છે "ઇન્દ્રિયો ઇન્દ્રિયોના અર્થમાં એટલે ઇન્દ્રિયોના વિષય જે પદાર્થ કિ તેને ભજે છે ભોગવે છે, તેથી હું જે અકર્તા તેને બાધ નથી આવો નિશ્ચય" થાય તેજ ખરા સંન્યાસી છે. આજ વાક્યને આધારે ઘણાક. શુષ્ક વેદાન્તીઓ મનમાં કાંઇક સમજી રાખે છે, ને બહારથી કાંઇક આચાર ચલાવે છે ને ઇંદ્રિયો ઇંદ્રિયોના ભોગ કરે તેમાં મારે શું એમ લવે છે. પણ તેમણે પૂજ્યપાદ શ્રીમચ્છંકરગુરુનું વાક્ય વિસરવું નહિ કે "બ્રહ્મવાર્તામાં કુશલ, પણ વૃત્તિહીન, એવા જ્ઞાનીઓ અસલ અજ્ઞાની છે, ને વારંવાર જન્મમરણની ઘટમાળમાં રખડનારા છે" (અપરોક્ષાનુભૂતિ). અર્થાત્ "ઇંદ્રિયો પ્રવર્તે છે, તેમાં મારે શું"? આવો દ્વૈત ભાવ છે, ત્યાં સુધી એ બોલવાનો કે તેમ કરવાનો અ-

વિકારજ કયાં છે; ખરૂં જ્ઞાન ને ખરી ભાવના સર્વભૂતાત્મભૂતાત્મા થવામાં છે, તેમાં હું એ નથી, ને બે ક્રિયાએ નથી, ને ભોગ પણ નથી, અર્થાત્ એ સ્થિતિજ અવર્ણ્ય છે. એનો આનંદ તે આનંદ ન જાણનારેજ જાણ્યો છે. કેનોપનિષદમાં સ્પષ્ટ કહ્યું છે કે विज्ञातमविजानतामविज्ञातं विजानताम्. આવું તત્ત્વ વિચારી જે માણસ પ્રવૃત્તિમાં રહે છે તેજ ખરે જ્ઞાતા છે. સર્વ કર્મ કદાપિ ટળે તેમ નથી, માટે અહંતામમતા તજી, અજ્ઞાની પણ ઈશ્વરાર્પણ બુદ્ધિએ કર્મ આચરે તો સંસારમાં છતાં પણ પાણીમાં રહેલા કમલની પેઠે, કદાપિ લેપાય નહિ એ સ્પષ્ટજ છે. (અપૂર્ણ.)

## એક પ્રાચીન લેખ.

ઉના ગામના એક બે લેખનું અક્ષરાંતર અમારા જોવામાં હાલ આવ્યું જે ઉપરથી કેટલીક જાણવાજોગ હકીકત નીચે પ્રમાણે આપીએ છીએ, પ્રાચીન લેખો ઉપરથી અનેક પ્રકારની વાતો જાણવામાં આવે છે તેમાંની આ. જે અત્રે જણાવીએ છીએ, તે પણ છે. ઉનાગામના તલાવને સુરાષ્ટ્રના સુબા મહમુદશાહના વખતમાં કોઈએ સમરાવેલું તેની પ્રશસ્તિનો આ લેખ છે. તેમાંનું વર્ષ સંવત્ ૧૫૮૨. ને માસ તિથિ શ્રાવણ શુક્લ ૮ એમ છે.

### વાલ્મીકિકાયસ્થ.

એમાં વાલ્મીકિ કાયસ્થોની ઉત્પત્તિ કોઇ વાલ્મીકિ નામના બ્રાહ્મણથી (કે પછી વાલ્મીકિ ઋષિથીજ) ,સ્થપાયેલા વંશદ્વારા કહી છે, ને તેમાં કાયસ્થોને અનેક રાજકાજમાં કુશળ બતાવવા ઉપરાંત "લેખનકલા"માં વિશેષ ચતુર બતાવ્યા છે. વાલ્મિકિ કાયસ્થોની જ્ઞાતિ આમ જોતાં ૩૬૩ વર્ષ જૂની જણાય છે, ને તેમની વસ્તી મૂળ ઉના દેલવાડા તરફ હશે એમ પણ સંભવિત છે. ત્યાં હાલમાં કાયસ્થો છે નહિ, ને આપણે તેમને ઘણુ કરી માત્ર મુંબઈ સુરતમાંજ દેખીએ છીએ. ઉત્તર હિંદુસ્તાનમાં એ કોમ ઘણી છે, પણ તે વાલ્મીકિ કાયસ્થની નથી. એક બીજો લેખ શ્રીમાળ ગામમાં કોઈ દેવને દાન આપ્યાનો અમારી જોવામાં આવ્યો છે તે પણ કાયસ્થને ઉદ્દેશીને છે. ને તેનું વર્ષ તો સંવત્ ૧૩૩૦ છે, જે હીસાબે કાયસ્થ જ્ઞાતિ ૬૧૫ વર્ષથી તો છેજ એમ સમજાય.

### ભીતરા, બાજ, આભ્યંતર, બાયડ.

ઉનાવી પ્રશસ્તિનો લખનાર નાગર છે. નાગરની જ્ઞાતિ તો અતિ પ્રાચીન છે, પણ તેનામાં બાહ્ય અને આભ્યંતર એવા ભેદ ઘણે ઠેકાણે હોય

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ।

विपदः सन्तु नः शश्वत्तत्र तत्र जगद्गुरो ।
भवतो दर्शनं यत्स्यादपुनर्भवदर्शनम् ॥

શૌર્યવંતા સ્ત્રીપુરુષોની આ દુનીયા બહુ આભારી છે. શૌર્ય એટલે શારીરિક શૌર્ય વિષે અમે કહેતા નથી; એમાં તો કેટલાક પુંછડી કુતરા માણસની બરાબરી પણ કરી શકે છે, છતાં પુંછડી કુતરા એ બાઇ કુતરાની જાતમાં ડાહ્યામાં ડાહ્યા ગણાતા નથી.

મૌ । પણ અવિચ્છિન્ન ઉદ્યોગ તથા પ્રયત્નરૂપે જે શૌર્ય દર્શાવાય છે, જે સત્ય અને કર્તવ્યને સંભાળવામાં અમે તેનો ઉલ્લેખ કરવાના કે અમે તે ખમવાની ધીરજ રાખે છે તે, શારીર શૌર્ય જેના પરાક્રમોને એલકાબ અને માનથી શણગારવામાં આવે છે, અથવા જેને પુષ્પથી—પણ રુધિરમાં બોળાયેલા પુષ્પથી—વધાવી લેવામાં આવે છે, તેના કરતાં વધારે વાસ્તવિક રીતે ખરું વીર્ય અને ખરું પરાક્રમ છે.

સત્યપરાયણતારૂપ શૌર્ય તેજ સ્ત્રીપુરુષનું મ્હોટામાં મ્હોટું આભૂષણ છે,—સત્ય બોલવાનું શૌર્ય, ન્યાયી થવાનું શૌર્ય, પ્રામાણિક થવાનું શૌર્ય, લોભની સામા થવાનું શૌર્ય, કર્તવ્ય કરવાનું શૌર્ય. જો સ્ત્રીપુરુષોમાં આ એક ગુણ ન હોત, તો બીજો એક તેમનામાં સચવાઈ રહે એવો કયો આધાર નથી. જે જે મહાન્ શોધ અને કલાથી આ દુનીયા આનંદ ભોગવે છે તે પ્રત્યેક, અગાધ વિકટ સંકટ અને વિરોધ વેઠીને ખરા શૌર્યવાન્ મનુષ્યોએ કરેલા છે. નિંદા, વિડંબના અને સંકટની સામા થઈ જેણે પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું હોય એવું એક પણ સત્ય આખા જગત્‌ના ઇતિહાસમાંથી દૃષ્ટિએ પડનાર નથી. એ યુદ્ધમાંજ એવા સત્યભક્તોનું શૌર્ય પ્રગટી આવ્યું છે. ગ્રીક દેશના પ્રસિદ્ધ પંડિત સોક્રેટિસને તેની બહોતેર વર્ષની વયે ઝેર પાઈ મારી નાખવાની સજા થઈ, તે એટલા માટે કે એ પોતાના ઉપદેશથી દેશના બાળકોને અવળે રસ્તે ચઢાવે છે એવો તેના શત્રુઓએ તેના ઉપર આરોપ આણ્યો. ક્ષમાભાવનો પરમ બોધ કરતાં તે નર ઝેર પી ગયો ને પોતાના ન્યાય કરનારને કહેવા લાગ્યો કે "આપણે જુદા થવાનો હવે સમય થયો છે—મારે મરણ માટે, તમારે જીવન માટે, પણ ઉભયમાંથી વધારે યોગ્ય ભાગ કોનો છે તે તો પરમાત્મા વિના સૌને અજ્ઞાત છે." એજ રીતે મહાત્મા

વાદ જેવો બોધ કરવા માટે ઝુનો નાગરા સાધુને બાળી મૂકવાની સજા થઇ હતી ત્યારે તેણે પોતાના ન્યાય કરનારને કહ્યુ હતુ કે "હું સજા પામવાથી જેટલો ડરતો હોઉં તે કરતા અનેક ગણો ડર તો તમને મારી સજા મને સભળાવતા થાય છે" એજ પ્રમાણે ગેલીલીઓ, કોપર્નિકસ, ન્યુટન એના અનેક સત્ય શોધકોએ અનત દુ:ખ સહન કરવાં પડ્યા છે તે બધા, લોકો તરફથી, અધિકારીઓ તરફથી, ધર્માધ્યક્ષો તરફથી–છતા પરમ શૌર્યના પરમ ભક્તોની ભક્તિએ આ વિશ્વને તેજિત કરી એવી કોઈ સુવાસ પાછળ મૂકેલી છે કે તે ગગનો રજ અજ્ઞાતપણુ જેના નાકમા ભરાય છે, તેનું છરિત રગે તુરત બની રહે છે સ્ત્રીપુરુષો તેના આગળ હાથ જોડી નમે છે, ને તેજ ખરા સત્યનો કોઈને કોઇ રૂપે પ્રકાશ ઝળકાવી જાય છે ખરા શૌર્યથીજ જે થયુ છે તે થયુ છે એ શૌર્યને પ્રેમ કહીએ તોપણ ચાલે. કેમકે મન કર્મ વાણીની એકતા રૂપ પરમ ભક્તિ એજ પ્રેમ છે, એજ શૌર્ય છે. પ્રહ્લાદે સર્વ સ્થળે પરમાત્માનું દર્શન કર્યું, ને તેને હિરણ્યકશિપુએ તે વાત મૂકી દેવા કહ્યુ તે ન માન્યુ, ત્યારે બળતા સ્તભે તેને વળગાડ્યો, તો ત્યાપણુ પરમાત્માએ પ્રહ્લાદની શૌર્યભક્તિને નમ। કર્યું ! ખરેખર विसृजति हृदय नयस्य साक्षत् हरिर धनात्मघन प्रियोरसन्नः । प्रणयरशनयाधृताघ्रिपद्मःसभवति भागवतप्रधानउक्तः । નરસિહભક્તને નાગરોએ અનેક કષ્ટ દીધા પણ સત્ય તજ્યુ નહિ તો તે સત્યેજ એને સર્વ સકટમાથી તારી લાવ્યુ, અને એના દ્વારા આજે સંસારમા ભક્તિમય આત્મધર્મનું તેજ સ્થપાઈ ગયુ. એવા અનેક ઉદાહરણો દેશી પરદેશી મળી શકે, પણ તાત્પર્ય એજ છે કે અનેક વિટમ્બનામા તણાતા છતા શૌર્યને આચ લાગી નથી, તેને કોઈએ તજ્યુ નથી, ને તેવાથીજ આ વિશ્વ આનદરૂપ થયુ છે જે જે શોધથી પૃથ્વી, આકાશ, અને અંતરિક્ષનું આપણને જ્ઞાન પ્રાપ્ત થયુ છે તે બધા આવીજ રીતે થયેલા છે પ્રતિ વેળા એમજ બન્યુ છે કે એક જમાનામા વિદ્રોહની વાત તે પછીના જમાનામા સત્ય થઈ બેઠી છે, ને ગત સમયનો દારદ્રી દુખી સત્ય શોધક આવતા સમયમા પૂજાયો છે ભૂતકાળના ઇતિહાસથી જ્યારે આપણને આવુ સમજાય છે ત્યારે વર્તમાન સબધે પણ આપણે તેમાથી એક અમૂલ્ય શિક્ષા ગ્રહણ કરવાની છે જેમના અભિપ્રાય વિચાર ઇત્યાદિ આપણાથી જુદા પ્રકારના હોય તેમના પ્રતિ ઉદાર સહનશીલતા દર્શાવવી એ આપણો ધર્મ છે—એટલુંજ કે તે જુદા પડનારા પોતે ધીરજથી અવલોકન કરનારા, પ્રામાણિક રીતે વિચારનારા, અને શુદ્ધ બુદ્ધિથી ગોતનારા હોય.

મહાન્ શૌર્ય અને પરમ સત્યની ભક્તિમાં જે શૌર્ય પ્રદર્શિત થયું છે તે સર્વથા વંદનીય છે, છતાં એક શ્રદ્ધામાત્રના વિષયમા પણ સ્ત્રીપુરુષોએ જે શૌર્યદર્શન કરાવ્યું છે તે ખરેખર ભવ્ય છે. મીરાંએ શ્રીરણછોડની શ્રદ્ધામાં વિષપાન કર્યું છે, અનેક રજપૂતાણીઓએ પોતાને હાથેજ પોતાનાં મસ્તક નિર્ભયતાથી છેદી પોતાના સ્વામીની ભક્તિનું પરમ દર્શન કરાવતાં સ્વામીને પરાક્રમની પરમ પ્રસાદીનો માર્ગ બતાવ્યો છે. અનેક પાદરીઓનાં જીવનમા પણ એવીજ પૂજ્ય ભાવના સમજાશે. રીડલી અને લેટીમર નામના પાદરીઓને તેમના ધર્મવિચારમાટે બાળી મૂકવાની સજા થઈ ત્યારે તે બંને દૃઢતાથી બળવા જતાં બોલતા હતા કે 'આપણે આજે ઇશ્વરકૃપાથી ઇંગ્લંડમાં એવો પ્રદીપ પ્રકટીશું કે જે કદી હોલાનાર નથી'! ક્રીશ્ચીઅન ધર્મમાં અપાર ફેરફાર કરનાર પ્રખ્યાત લ્યુથરનું શૌર્ય પણ થોડું નહતું. અધિરાજાના આગળ તેને બોલાવવામાં આવ્યો ત્યાં જતાં તેના કોઇ મિત્રોએ તેને અટકાવવા માંડયો અને એના પ્રતિપક્ષી કોઇ ડયુક જ્યાર્જનું નામ દેઇ એને નાસી જવા સૂચવ્યું ત્યારે તે બોલ્યો કે "કદાપિ નવ દિવસ અને રાત્રી સુધી ડયુક જ્યોર્જનોજ વર્ષાદ પડે તોપણ હું તો ત્યાં જઇશ." તે ગયો અધિરાજાએ એને એનો નિશ્ચય ફેરવવા કહ્યું ત્યારે એણે ઉત્તર આપ્યું કે "શ્રુતિના આધારથી, અપવા પ્રત્યક્ષ પુરાવાથી, મારી ભુલ સિદ્ધ કરી આપવામાં આવે નહિ ત્યાંસુધી હું મારો વિચાર બદલી શકતો નથી, ને બદલવાને ઇચ્છતો નથી કારણ કે આપણે આપણા હૃદયથી વિરુદ્ધ વર્તન રાખવું નહિ. મારા ધર્મનો નામોચ્ચાર આજ છે, એથી બીજાની આશા તમારે રાખવી નહિ." જ્યારે બહુ સંકડામણમાં હતો, ને એનું માથું જવાની તૈયારી હતી ત્યારે પણ એ બોલ્યો હતો કે "જો મારે પાંચસો માથાં હોત તો તે બધાં ખોત, પણ શ્રદ્ધા સંબંધી મારો નિશ્ચય હું ફેરવત નહિ." મહાન્ પુરુષોને જેમ વિપત્તિ પડે છે, તેમ તેમનું સત્ત્વ વધારે દીપે છે. ચંદન જેમ જેમ ઘસાય તેમ તેમ તેમાથી સુગંધ પ્રસરે છે. વિપત્તિ એજ માણસનું ખરું જીવિત છે. એમાંજ માણસ માણસરૂપે જણાઇ આવે છે, ને તેના શૌર્યની પરીક્ષા થાય છે. શૌર્ય પણ કોઇક નિરવધિ ભંડાર છે, કેમકે વિપત્તિ ઉપર વિપત્તિ આવે તોપણ તે ક્ષીણ થતું નથી, અને ઉલટું સવિશેષ દીપી ઉઠે છે. ખરા શૌર્યવાન્ અપયશ કરતાં મરણને ઉચિત ગણે છે. પવિત્ર શ્રીરામ, સત્યવ્રત મહાત્મા હરિશ્ચંદ્ર, પ્રેમપૂત સતી સીતા, દમયંતી, એવાં અનેક નામસ્મરણ કરો તો એનું એજ વારવાર સિદ્ધ થશે. મરણ છે એજ શરીરની પ્રકૃતિ છે, સ્વભાવ છે, આ વિશ્વમાં શું અમર છે? કોનું આયુષ્ એક ક્ષણનું પણ છે? કોઇનું નથી. આ કાગળ, આ કલમ આ ખુ-

ટીઓ, આ હાથ, એ બધાં ગત ક્ષણમાં હતાં તેવાં આ ક્ષણમાં નથી, આ ક્ષણે છે તેવાં ભવિષ્ય ક્ષણે નહિ હોય—કોણ અમર છે? સર્વે મરે છેજ, મરણ. મરણ મરણ, એજ ચારે તરફ છે. ત્યારે જીવિત શું? એ મરણના મહા નિયમમાં કાંઇ વિકૃતિ થાય તેટલુંજ જીવિત. જો મરણ સર્વથા સિદ્ધ છે તેનેજ વશ થવું વધારે ઉચિત છે, જો જીવિતથી કાંઇ યશ કે લાભ સિદ્ધ ન કરી શકાતો હોય તો. યશ અને લાભ તે નહિ કે પેટ ભરવારૂપી, પણ પરમાત્મભાવમાં પરમયશ ને પરમ લાભ તેજ. બુદ્ધિમાન્ શૌર્યપરાયણ ત્યાં સુધીજ જીવે છે કે જ્યાંસુધી તેનું જીવવું તેના મરણ કરતાં વધારે ઉપયોગનું છે.

ફલપ્રાપ્તિમાટેજ સર્વે પ્રયત્ન આદરે છે, છતાં વારંવાર એવું બને છે કે ફલ તો દૂરનું દૂર રહે છે ને પ્રયત્નમાત્રની આશામાંજ સંતોષ માની ચાલવું પડે છે. આવે સમયે શૌર્યવાનને તેનું શૌર્યજ બળ આપે છે. ઉત્તમમાં ઉત્તમ ફલ પણ અનેક નિષ્ફલતામાંથી ઉત્પન્ન થાય છે. ઉતાવળે આંબા પાકતા નથી, આજ કાલ, દશવર્ષ, હજારવર્ષ એમ પ્રયત્ન, નિષ્ફલતા, પ્રયત્ન એવા ક્રમે કોઇવાર કેરી આવે છે ને રસ જમાય.છે. પણ પ્રયત્ન એજ જીવિત છે, એજ ફલ છે. રસ્તામાં વાઘ હશે માટે જનાર નથી, જતાં વાઘ દીઠો માટે હવે આગળ જનાર નથી; પણ વાઘની વાતો ચાલતી હો, કે વાઘ પોતે નજરે પડતો હો, પણ જવું જવું ને જવું, વિચારીને જવું, બીજે રસ્તે જવું, પણ જવું એજ શૌર્યવાનનું પરાક્રમ છે, એજ ફલ છે, એજ જીવવું છે. જે સ્રી પુરૂષોએ આવાં જીવિત ગાળ્યાં છે તેમનું પરાક્રમ તેમણે તુરત પ્રાપ્ત કરેલા ફલથી અનુમિત થતું નથી, પણ જે વિકટ સંકટમાં તે પ્રયત્ન પરાર્પણ રહ્યાં હોય તેથી થાય છે. સ્વદેશમાટે પ્રાણાર્પણ કરી પરપ્રેમમાં નિજ હોમ આપનાર રજપૂતો નિરંતર સુકૃતપર હોવાં છતાં હાનિભાક્ થતા, પરંતુ તેમનુંજ જીવિત આપણાં રૂંવાં ઉભાં કરી દે છે, ને પરપ્રેમ શૌર્યની ભક્તિ પ્રેરે છે! દેશભક્ત, તેવાજ ધર્મભક્ત જેમની વિડંબનાઓમાં પ્રતિપક્ષી હર્ષ પોષ કરે છે, તેમનું તેજ ઘોર પચ્ચે પણ અસ્ખલિત પ્રેમવાત્સલ્ય આપણને પરમમોદમાં પ્રફુલ્લ કરી તેમને પગે પાડે છે. દેશભક્ત, ધર્મભક્ત, તેવા સત્ત્વભક્ત પણ જુઓ. પોતે ધારેલી વાત પાર ઉતારતાં અનેકવાર પાછા પડે છે, તેમના શત્રુઓ તે વખત તેમને હસે છે, પણ પાછા તે ઉભા થઇ મંડ્યાજ રહે.છે; વાત પાર પડવાનું તો ક્વચિત્ તેમના પછી બે ચાર પેઢીએ બને છે પણ તેમનાં આવા પ્રયત્નનેજ કેટલું માન છે!!

પણ જે શૌર્યની નિરંતર જરૂર છે તે આટલા બધા ઉચ્ચ પ્રકારનું છે નહિ. સમર્થ, યશસ્વી, પરાક્રમોમાં શૌર્ય દર્શાવી શકાય છે, તેમ નિત્યકર્મમાં પણ તે દર્શાવવું આવશ્યક છે. ઉદાહરણ તરીકે જોઇએ તો પગલે પગલે પ્રામાણિકતા શીખવાને શૌર્યની જરૂર છે; લોભથી બચવાને શૌર્યની જરૂર છે; સત્ય બોલવાને શૌર્યની જરૂર છે; યથાસ્થિત જણાવા, એટલે કે જેવા હોઈએ તેવાજ જણાવા, ને જેવા ન હોઇએ તેવા હોવાનો ઢોંગ ન કરવા શૌર્યની જરૂર છે; ગજા ઉપરાંત ન થઇ જવા, આપણી શક્તિપાર જઈ બીજાના કરજ ઉપર પડી ન રહેવા, શૌર્યની જરૂર છે. જગતમાં જે દુઃખ છે તેનો લગભગ ચોથો ભાગ નિશ્ચય ઉપર આવવાની નાહીંમત અને નબળાઇને લીધે એટલે કે શૌર્યના અભાવને લીધે પેદા થાય છે. માણસો ઘણી વાર યોગ્યાયોગ્ય સમજતા હોય છે, પણ તેમ કરવાનું તેમને શૌર્ય હોતું નથી; પોતાનું અમુક પ્રસંગે શું કર્તવ્ય છે તે જાણવામાં હોય છે, છતાં તેમ કરવાનો નિશ્ચય થઈ શકતો નથી. આવાં માણસોજ ગમે તે માર્ગે ચઢી જાય, ગજા ઉપરાંત ભરાઇ પડે છે, ને દુઃખી થાય છે. મનમાં કાંઇક હોય ને કાંઇક થઇ બેસે છે, એથી દુઃખ ઉપજે છે. આવાં નિર્બલ અને અનિયમિત માણસ પ્રત્યેક નાના મ્હોટા પ્રલોભનથી આમતેમ ખેંચાયા કરે છે, ને કોઇ પણ પ્રલોભનને તે હડસેલી શકતાં નથી. પણ તેમા સપડાઇ બેસે છે. એ પ્રલોભન જે પ્રકારનું હોય તે પ્રકારનાં તે પોતે પણ થઇ જાય છે, ને જો તે ખરાબ હોય, એ વારંવાર હોય છે, તો ગમે તેવાં કૃત્ય આચરી દુઃખમાં પડતાય છે. નકામી, નજીવી, વાતો પણ તેના મનને પોતાના નિશ્ચય ઉપરાંત થઇ, ખોળાવી દોરી શકે છે, ને એમ તેનું જીવિત કેવલ વ્યર્થ અને દુઃખરૂપ બનાવે છે. એ બધાંમાંથી બચવાનો ઉપાય શૌર્ય છે. જેવુ મનમાં હોયતેવુંજ બોલવું, અને તેવુંજ કરવું. સર્વથા સર્વ પ્રસંગે નિશ્ચય ઉપર આવવાની ટેવ પાડવી જોઇએ. संशयात्मा विनश्यति જે અનિશ્ચિત મનનો માણસ છે, જેને સર્વદા નિશ્ચય કરવાની ટેવજ નથી, તે સંશયમાં ઝોલા ખાય છે, ને વિનાશ પામે છે. આ જીવિતજ એવું છે કે તેમાં, કરી રાખેલા નિશ્ચય કામમાં આવે તે કરતાં અમુક સમયે તુરતજ નિશ્ચય ઉપર આવવાની ટેવ વધારે કામમાં આવે છે. યુદ્ધની અમુક રચના યોજી રાખી હોય તે સર્વદા વિજયી થતી નથી, પણ જેવી તે બદલાય કે તુરત પાછી નવી યોજના કરવાની શક્તિ વિજયી થાય છે. કોઇ સમયે નિશ્ચય કરવામાટે અન્યની મદદ માગવી એતો નિરર્થક કરતાં પણ વધારે ખોટું છે. પોતાનાજ ઉપર આશ્રય રાખી નિશ્ચયપર આવવાની ટેવ રાખી હોય તે પૂરા કામમાં આવે છે. ઘણીને સુજે હાંકણીમાં તે પડોશીનેઆરસીમાં

પણ ઘણી વાર નથી સુજતું. ઘણાક તરંગ ઉઠાવવામાં આવેછે, જેનું પરિણામ વાણી માત્રમાંજ રહે છે; ઘણાંક કાર્ય ધરાય છે જેનું ફલ તેના અભાવ માંજ રહેછે; ઘણાક પ્રયોગ વિચારાયછે જેનો આરંભજ કરાતો નથી;—આ બધું માત્ર થોડાક નિશ્ચયના અભાવથી નીપજે છે. વ્યવહારમાં અર્થાત્ જીવિતમાં ભેંખવા કરતાં કરવું એ વધારે ઉપયોગનું છે; ને બધી વાતનો ટુંકો જવાબ "કરો" એજ છે. થતું નથી, વખત નથી, એ બાપલા લોકોનાં મનવળામણાં છે. નિશ્ચય એજ શૌર્ય છે.

આમાં પણ વળી, જેને "લોક" કહીએ છીએ તેની બગાડનારી અસરો આપણને ન લાગે તે માટે જે શૌર્ય જોઇએ તે થોડું નથી. જો કે લોક એક બહુ નજીવી અને નિરર્થક વાત છે, તોપણ તેની અસર અગાધ અને અમિત છે. ઘણા પુરુષો, અને વિશેષેકરી સ્ત્રીઓ, જે વર્ગ કે નાતમાં તેઓ હોય છે તેનાં ગુલામ હોય છે. એવી નાતો કે એવા વર્ગમાં, એક એકની સામે, એક એકથી અજ્ઞાત, પણ સર્વને સંમત, એવું કાવતરું ચાલ્યાં કરે છે. આખી નાત પોતાના એક કોઇને પણ સહન કરી શકતી નથી, તેને તોડી પાડવા સર્વે, પોતપોતાથી અજાણતાં પણ, મથેજ છે; એમ સર્વે તેવા પોતાના વર્ગનાં ગુલામ હોય છે. જેમ નાત છે તેમ વિચાર પણ એક બંધન રૂપજ છે. કેટલાક અમુક "ફેશન" ના ગુલામ હોય છે, કેટલાક અમુક વિચારપદ્ધતિના ગુલામ હોય છે, કેટલાક અમુક રીતરીવાજના ગુલામ હોય છે,—એ બધાંની વર્તણુક નાત કે વર્ગ સંબંધે કહી તેવીજ હોય છે—પણ પોતાના મંડળની શીમાને ઓળગી વિચાર કરનારા, કે પોતાના વર્ગની પાર પણ કામ કરનારા, અને એ ઉપરાંત પોતાનાજ શૌર્યાનુસાર સ્વવિચાર અને સ્વવર્તનનું સ્વતંત્ર પરાક્રમ દર્શાવનારા, કોઇ વિરલાજ હોય છે. આપણે "લોક" નાં વિચાર ને વહેમ પ્રમાણે ખાઇએ છીએ, પીએ છીએ, પહેરીએ છીએ, ઓઢીએ છીએ, વિચાર કરીએ છીએ, વર્તીએ છીએ—તેમાં દેવું થાય, દારિદ્ર આવે, જુઠું બોલાય, પાપ થાય, તે કશાની દરકાર કરતા નથી. આ બધામાંથી છુટી, લોકલાજ અને ફેશનથી મોકળા થવા માટે પણ ખરા શૌર્યની અપેક્ષા છે. (અપૂર્ણ)

---

## ગુલાબસિંહ.

### પ્રકરણ ૧૩.

રમા અને તેની બુઢ્ઢી દાસી નાટયગૃહતરફથી ઘેર આવ્યાં હતાં, અને રમા, થાકી પાકી, લાંબી થઇને પથારીમાં પડી હતી, અને દાસી રમાના મા-

યાની સોનેરી લટો જે હાલ છુટી થઈ તેના અંગપર છવાઈ રહી હતી તેના ઉપર પોતાનો મીઠો હાથ ફેરવતી હતી. આવું હેત કરતાં બુઢ્ઢી પોતાનાં વચને પ્રકૃતિ અનુસાર ધીમે ધીમે લવારે ચઢી; અને રંગભૂમિ તથા અંતર્ગૃહમાંનાં ટીખળ ટંટાને નિંદાકુપલીના ગપાટા હાકવા લાગી. ડોસીને જેમ ફાવતું આવે તેમ બોલતાં કશી હરકત પડતી નહિ, સ્વભાવે બીચારી ભલી અને ભોળી હતી. એટલે એને કાંઈએક નિશ્ચય થોડોજ હતો. વાતકરતાં છેવટ એટલે આવીને ઠરી કે રમાએ કોઈ ફક્કડ ઉમરાવને હજુ પસંદ કર્યો નથી એ તેને પોતાને શરમ ભરેલું છે એમ લોકો કહે છે. આવું બોલતાં પણ એમ બોલતી હતી કે લોક ગમે તેમ બોલે પણ તું તારી મરજી પ્રમાણે નક્કી કર. ઉમરાવ—કે અમુક કુંવર, કે લાલો કે ગુલાબસિંહ, બધું એકજ છે, એમ બોલવા લાગી, પણ વળી ઉમેરતી ચાલી કે સર્વ કરતાં લાલાજી ઠીક છે. લાલાનું નામ સાંભળી રમાએ જે નીસાસો મૂક્યો તેનો અર્થ પણ ડોસીએ તો પોતાની મરજી પ્રમાણે કર્યો, અને લાલાના હાવભાવઉપર રમા ઝાઝું લક્ષ હવણાંની આપતી ન હતી તે માટે તેને ઠપકો દેવા લાગી, તથા લાલાનાં વખાણ કરવામાં બધી ચતુરાઈ વાપરવા લાગી. છેવટે કાંઇ ન ફાવ્યું ત્યારે બોલી કે "અને ગમે તેમ હો, પેલા બીજા અમીરની વિરુદ્ધ કાંઈકહેવાય તેમ નહો, તોપણ એટલુંજ બસ છે કે એ તો દીલ્હીથી જવાની તૈયારીમા છે."

"દીલ્હીથી જવાની તૈયારીમાં!—ગુલાબસિંહ"!!

"હા, મા. જમનાગમાં હું આજ માટલી ભરવા ગઇ હની ત્યારે ત્યાં એક વહાણ આવી ને ઉભું હતું, ને તેના ખલાસીની આગળ પાછળ લોકનું ટોળું મળ્યું હતું. ખારવા કહેતા હતા કે પવન બરાબર થતાની સાથેજ વાહાણ ઉપરવાનું છે. તેઓ સામાન પણ લેતા હતા, ને—"

"જા, જા, જા, તું હમણાં જો; મને એકલી પડી રહેવા દે."

એ સમય વીતી ગયો હતો કે જ્યારમાં રમા ડોસીપર વિશ્વાસ કરી પોતાનું હૃદય તેને સમજાવે. એનો આવેશ એવી સ્થિતિએ પહોચ્યો હતો કે જ્યારે હૃદય એમજ સમજે છે કે મારી વાત કોઇ ગ્રહણ કરી શકનાર નથી, ને તેથી કોઈના પર પણ વિશ્વાસ કરવો યોગ્ય નથી. પોતાનાં ઘરના મહોટા દીવાનખાનામાં એકલી પડેલી રમા, પૂર્ણ આવેશથી આમ તેમ ફરવા લાગી; એને બંદાની બીહામણી માગણીનું સ્મરણ થયું; લાલોનું અપમાન ભરેલું વચન સાંભરી આવ્યું; અને રંગભૂમિ ઉપર જે અગાધ માન નાચનારીને—રમાએ એકીનેજ નહિ—મળતું હતું, ને જેથી તે આવા અનેક અપકારમાં સપડાઈ હતી તેનો વિચાર કરી બહુ ખિન્ન થઈ. એજ દીવાનખાનામાં

"તને વધારે દુઃખી કરવા તરફ, અરે ! કવચિત્ તારો સમૂલ નાશજ કરવા તરફ, મને ન લલચાવ" ગુલાબસિંહે ગદ્ગદ્ સ્વરે કહ્યું. "તું જે માગે છે, તેનું તને સ્વપ્ને પણ ભાન નથી કે તે શું છે; ચાલ" એમ બોલતાંજ પાસે આવી, રમાની કેડે હાથ વિંટાળ્યો "ચાલ, રમા, મારો મિત્રભાવ, મારી આબરૂ, મારૂં રક્ષણ, એ ઉપર તો વિશ્વાસ કર."

"પણ તારો પ્રેમ નહિ !!" એના તરફ પોતાની કાપી નાખે તેવી દૃષ્ટિથી પેલી બાલા બોલી, એ દૃષ્ટિ એની દૃષ્ટિમાં ગળી, ગુલાબસિંહ પોતાની દૃષ્ટિ એ દૃષ્ટિના જાદુની અસરથી દૂર કરી શક્યો નહિ. એનું હૃદય પોતાનાજ હૃદય નીચે ઉકળી ઉકળી તરફડાટ કરતું એને લાગ્યું. એનો ઉષ્ણપ્રશ્વાસ પોતાના ગાલ ઉપર લાગ્યો. થથરવા લાગ્યો,—એજ, એજ એલૌકિક મહાત્મા ગુલાબસિંહ, જે પોતાની જાતીથી વિરક્ત જણાતો ઉંડા અને ઉષ્ણ નિઃશ્વાસથી ગુલાબસિંહ બોલ્યો "રમા હું તને પ્રેમમાં સંકળું છું." રે ! એમ બોલતાંજ રમાને મૂકી દઇ, એને પગે પડી, બોલવા લાગ્યો "હું હવે આજ્ઞા કરતો નથી, જેવી રીતે પ્રમદાનો પ્રેમ પામવો જોઈએ, તેવી રીતે હું તે યાચું છું. આ નયનની પ્રથમજ દૃષ્ટિથી, તારા સ્વરના પ્રથમજ આલાપથી તું, મને મારા પ્રાણથી પણ અધિક પ્રિય થઇ છે, તું જાદુની વાત કરે છે, તારૂં આખું રૂપજ જાદુ છે, તે તારાથીજ જીત્યું છે. તારા સાન્નિધ્યથી છુટવાને હું દૂરથી નાસી ગયો, પણ ત્યાંએ તું ને તું. હું પાછો આવ્યો, કેમકે મને એમ સમજાયું કે તું આ દુનીયામા એકલી, નિરાધાર, ને દુઃખી છે; તેમજ એમ પણ જણાયું કે હું જેમાંથી તને બચાવી શકું તેવાં અનેક કષ્ટ તારી આસપાસ વીંટાવા લાગ્યાં છે. રે રમ્ય પ્રાણ ! જેની રગે રગ હું બહુ ભક્તિભાવથી સમજ્યો છું, તારા પોતાનાજ કલ્યાણાર્થે, હું તને એક એવા માણસને સોંપવા ઇચ્છતો હતો કે તને મારા કરતાં વધારે સુખી કરી શકે. રમા—રમા—તું જાણતી નથી, તું કદાપિ જાણી શકવાની નથી, તું મને કેટલી ને કેવી વહાલી છે."

રમાના હૃદયમાં જે હર્ષ ઉભરાઇ ગયો; સાભિમાન, સંપૂર્ણ, સિદ્ધ, સભ્રમ, હર્ષ ઉભરાઇ ગયો તેનું ચિત્ર આપવાને વાણી અસમર્થ છે. જેને પ્રેમથી પણ અસ્પર્શ્ય ધાર્યો હતો—તેજ અલ્પસ્વલ્પ તિરસ્કારની દૃષ્ટિએ દૂર કરેલા જીવનલાલથી પણ અધિક. નમ્ર!! જેમ જેમ એ વિચાર વિશેષ વિસ્તરતો ગયો, જેમ જેમ એને એમ લાગ્યું કે અલૌકિક આત્મભાવ ઉપર બાનુપી પ્રેમભાવે જય મેળવ્યો તેમ તેમ એ સંકુચિત અને શરમાલ બાળી જઇ સ્થિર થઇ રહી. લાલાને જે પ્રશ્ન એણે નિઃશંક કર્યો હતો તેની સૂચના સરખી

યુ કરવાની આ પ્રસંગે એને હીમત ન હતી; તોપણ એકાએક એના હૃદયમાં શૂન્યતાનો ભાસ પડી ગયો, ને એને એમ લાગી ગયું કે હજી પ્રેમમાં કંઈક પટંતર છે ખરો. નીચી નજર રાખી ધીમેથી બોલી "ગુલાબસિંહ! તારી સાથે નાસી જવાનું મને ના કહે; મારી આબરૂ ન વગોવાવ. તું મને ત્રીજા ભયમાંથી બચાવે છે, પણ તારા પોતાથીજ બચાવ.". (સંપૂર્ણ.)

---

## ઇન્ટરનેશનલ ઓરિયેન્ટલ કોન્ગ્રેસ.

વિદ્યાની વૃદ્ધિ કરવા પાછળ પાશ્ચાત્ય પ્રજાઓ આજકાલ જે લક્ષ આપે છે તેનો સહસ્રાંશ પણ આપણા લોકો સમજતા નથી. વિદ્યાથીજ બધું નીપજે છે. વિદ્યા એજ આ જગતનું અને પ્રતિમનુષ્યનું જીવન છે. યુરોપ અમેરિકામાં વિદ્યાની એવી સારી ગણના થાય છે કે વિદ્યા દેવીના ઉપાસકો તે દેશમાં સમર્થ રાજદ્વારીઓ કે સમૃદ્ધિવાન શ્રીમાનોના જેટલું કે તેથી અધિક માન પામે છે. સરસ્વતીના ભક્તોને કશી વાતની ન્યૂન હોતી નથી. એ દેવીની ઉપાસનાથી અનેક ભક્તો સમૃદ્ધિવાન, કીર્તિવાન, ન્યાયવાન થઇ ગયા છે, ને થાય છે, પણ તે બધું પાશ્ચાત્ય દેશમાંજ. એજ ચિત્રની બીજી બાજુ જોવી હોય, વિદ્વાનોને ભીખારી જેવાં, દીનત્વવાળા, જોવાનો વિચિત્ર ખેલ નિહાળવો હોય તો આધુનિક આર્યાવર્ત, હિંદુસ્તાનનેજ જુઓ. ખરૂં છે કે સરસ્વતીને ઉપાસનાર કદાપિ નિષ્ફલ થતોજ નથી, પોતાની ભક્તિને અનુરૂપ નાનું મોહોટું ફલ પામે છે, પણ જ્યાં તે દેવીની ખરી કદર થતી ન હોય, ત્યાં તેનો વાસ ક્યાંથી હોય, ને તે ન હોય ત્યારે તેનેજ આધિન એવો આ વિશ્વનો વૈભવ પણ તેવા હતભાગ્ય દેશને ક્યાંથી પ્રાપ્ત થાય?

વિદ્યાની વૃદ્ધિ કરવી વિદ્વાનોનું કામ છે, તેને ઉત્તેજન આપી સહાય થવું એ શ્રીમાનોનું કામ છે. શ્રીસરસ્વતી એ ઉભયના યોગથી સુખશાન્તિ અને ઉન્નતિ ઉદ્ભવે છે. આવો યોગ પાશ્ચાત્ય દેશોમાં બહુ સારી રીતે નજરે પડે છે. ત્યાં વિદ્યાને લક્ષ્મી તરફથી બહુજ સારું ઉત્તેજન મળે છે. વિદ્યાની વૃદ્ધિ થાય, અને તેદ્વારા જગતને કાંઇ લાભ થાય એવા ઉદ્દેશથી, તે દેશમાં ભિન્ન ભિન્ન વિદ્યાઓના ઉપાસકોને ભિન્ન ભિન્ન શ્રીમાનો અનેક રીતે સહાય થાય છે. વ્યાપારકલા, શિલ્પકલા, રસાયનશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, ઇત્યાદિ અનેક ઉપયોગી વિદ્યાઓના સમજનાર સમજનારાના મંડળ હોય છે, ને સે એક એક એવાં પ્રતિષ્ઠિત હોય છે કે તેમાંના કોઇમાં એક સભાસદ હોવું એજ બહુ

શ્રી:

"અધ્યાત્મ વિદ્યોપાસકને આનંદવાર્તા.

ઋતંભરા

૪.

## શ્રીમદ્યોગાનુશાસન.

કેટલાક શિષ્ટો તરફથી એઓની સ્વધર્મનિષ્ઠસભાને વિનંતિ પહોચી, તેમ જ્ઞાનની પ્રસવભૂમિ, જે છશાસ્ત્ર–ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મિમાંસા અને વેદાંત–જેઓ અલ્પ હોઈને વિષતત્વનાસંગ્રાહક છે, તેની આ દેશની પ્રાકૃત ભાષામાં ભાષાંતર કરવાનું માન્ય રાખ્યું છે. એમાં ઉપપ્રમુખ મહામહોપાધ્યાય સર્વતંત્રસ્વતંત્ર શ્રીમદ્રાજારામજીએ મહારાષ્ટ્રભાષામાં યોગશાસ્ત્રનું ભાષાંતર પ્રગટ કર્યું છે; હવે ગુજરાતી ભાષામાં આષાઢની સમાપ્તિસુધી, શ્રીમદ્યોગાનુ-શાસન પ્રગટ થશે.

इदंतेनातपस्कायनाभक्तायकदाचन ।
नचाशुश्रुषवेवाच्यंनचमांयोऽभ्यसूयति ॥"

—પણ કરવાની આ પ્રસંગે એને હીમત ન હતી, તોપણ એકાએક એના હૃ-
દયની ભીનતાનો ભાસ પડી ગયો, ને એને એમ લાગી ગયું કે હજી પ્રેમમાં
પટતર છે ખરો. નીચી નજર રાખી ધીમેથી બોલી "ગુલાબસિંહ!
સાથે નાસી જવાનું મને ના કહે, મારી આબરૂ ન વગોવાવ, તું મને
ભયમાંથી બચાવે છે, પણ તારા પોતાથીજ બચાવ." (અપૂર્ણ.)

## ઇન્ટરનેશનલ ઓરિએન્ટલ કોન્ગ્રેસ.

વિદ્યાની વૃદ્ધિ કરવા પાછળ પાશ્ચાત્ય પ્રજાઓ આજકાલ જે લક્ષ આપે
છે તેનો સહસ્રાંશ પણ આપણાં લોકો સમજતા નથી. વિદ્યાથીજ બધું ની-
પજે છે. વિદ્યા એજ આ જગતનું અને પ્રતિમનુષ્યનું જીવન છે. યુરોપ
અમેરિકામાં વિદ્યાની એવી સારી ગણના થાય છે કે વિદ્યા દેવીના ઉપાસકો
તે દેશમાં સમર્થ રાજ્યકારીઓ કે સમૃદ્ધિવાન્ શ્રીમાનોના જેટલું કે તેથી અ-
ધિક માન પામે છે. સરસ્વતીના ભક્તોને લક્ષ્મી વાતની ન્યૂન હોતી નથી.
એ દેવીની ઉપાસનાથી અનેક ભક્તો સમૃદ્ધિવાન, કીર્તિમાન, ન્યાયવાન્ થઇ
ગયા છે, ને થાય છે, પણ તે બધું પાશ્ચાત્ય દેશમાંજ. એજ ચિત્રની બીજી
બાજુ જોવી હોય, વિદ્વાનોને ભીખારી જેવાં, દીનતાવાળા, જોવાનો વિચિત્ર
પ્રકાર નિહાળવો હોય તો આધુનિક આર્યાવર્ત, હિંદુસ્તાનનેજ જુઓ: ખરૂં
કે સરસ્વતીને ઉપાસનાર કદાપિ નિષ્ફલ થતોજ નથી, પોતાની ભક્તિને
રૂપ નાનું મોહોટું ફલ પામે છે, પણ જ્યાં તે દેવીની ખરી કદર થતી ન
ત્યાં તેનો વાસ ક્યાંથી હોય, ને તે ન હોય ત્યારે તેનેજ આધિન એવો આ
નો વૈભવ પણ તેવા હતભાગ્ય દેશને ક્યાંથી પ્રાપ્ત થાય?

વિદ્યાની વૃદ્ધિ કરવી વિદ્વાનોનું કામ છે, તેને ઉત્તેજન આપી સહાય થવું
શ્રીમાનોનું કામ છે. શ્રીસરસ્વતી એ ઉભયના યોગથી સુખશાન્તિ અને
ર ઉદ્ભવે છે. આવો યોગ પાશ્ચાત્ય દેશોમાં બહુ સારી રીતે નજરે
ે ત્યાં વિદ્યાને લક્ષ્મી તરફથી બહુજ સારૂં ઉત્તેજન મળે છે. વિદ્યાની
થાય, અને તેદ્વારા જગતને કાંઇ લાભ થાય એવા ઉદ્દેશથી, તે દેશમાં
ભિન્ન વિદ્યાઓના ઉપાસકોને ભિન્ન ભિન્ન શ્રીમાનો અનેક રીતે સહાય
ે વ્યાકરણવા, શિલ્પકળા, રસાયનશાસ્ત્ર, ખગોલશાસ્ત્ર, ઇત્યાદિ અનેક
ી વિદ્યાઓના સમજનાર સમજાવનારના મંડળ હોય છે, ને તે એક
ેવા પ્રતિષ્ઠિત હોય છે કે તેમાંના કોઇમાં એક સભાસદ હોવું એજ બહુ

માનની સંજ્ઞા મનાય છે. પણ આવાં મંડળ ચોપડીઓ બનાવનારા પાંચ-પચાસ ભેગા મળીનેજ થયેલાં હોતાં નથી. તેમને દ્રવ્યની જે મદદ જોઇએ તે પ્રાયશઃ રાજાઓ, શ્રીમાનો, અને ઘણીવાર સામાન્ય લોકો, તરફથી મળે છે. આવાં સ્થાયી મંડળો પ્રત્યેક યુરોપીઅન દેશમાં અનેક છે; ને તે દ્વારાજ ઘણા પ્રખ્યાત શોધ, ઘણી ઉત્તમોત્તમ કર્તાઓ, ઘણાં અમુલ્ય પુસ્તકો, પ્રકટ થાય છે.

આથી જે લાભ થાય તે તો ગાંત્ર જે દેશમાં તેવી મંડળી હોય તેનેજ થાય; તેમ પોતાના મંડળમાં જે ન થઇ શક્યું હોય ને અન્યત્ર થઇ શક્યું હોય તેનો લાભ પણ મળે નહિ. આ સંજાવ દૂર કરવા માટે એવીપણ યોજના રાખવામાં આવે છે કે દેશે દેશના અમુક વિષયમાં પ્રવીણ પુરુષો કોઇ એક સ્થળે પ્રતિવર્ષે કે અનુકૂલ હોય તેટલા અંતરે ભેગા મળે ને ત્યાં પોતાના અનુભવ શોધ ઇત્યાદિ પ્રકટ કરી, અન્યોન્યની વિદ્યા કુશલતાથી વિજ્ઞાત થઇ, સ્નેહ ભાવમાં વૃદ્ધિ કરી, જુદા પડે. આવું એક દેશ કે એકજ નિયમિત કાલને નિયત નહિ, પણ કોઈપણ સ્થળે ને કોઈપણ સમયે થોડા સમય માટે મળનાર મંડલ તે "કોન્ગ્રેસ" એ નામથી ઓળખાય છે. જે દેશકાલાદિથી નિયત મંડળો છે તે "સોસાઇટી" "ઇન્સ્ટીટયુટ" ઇત્યાદિ નામથી પ્રાયશઃ વ્યવહરાય છે.* જેમાં એકજ દેશનો નહિ પણ સર્વ દેશના વિદ્વાનો આવે તે ઇન્ટર નેશનલ કોન્ગ્રેસ કહેવાય છે.

જુદા જુદા વિષયની જુદી જુદી સોસાઇટી કોન્ગ્રેસ એમ થાય છે. તેમાં ઓરીએંટલ એટલે પૂર્વનાં અર્થાત્ આપણા તરફના દેશોનાં ભાષા ઇત્યાદિના શોધથી શું શું સિદ્ધ થયું છે તે જાણનાર શોધનારની પણ મોહોટી સંખ્યા યુરોપમાં છે. આપણે આશ્ચર્ય પામીશું કે ખેદ પામી નીચું જોઇશું, કે આપણાં વેદ, પુરાણ, દર્શન, સ્મૃતિ, કાવ્ય, નાટક, લેખ, શિલા ઇત્યાદિ વિષે આપણે નથી જાણતા એટલું તેઓ જાણે છે; કિંબહુના, આપણાંજ નહિ, પણ આરબી, ફારસી, હિબ્રુ, ઇજીપ્શીઅન, ઇત્યાદિ સર્વનું !!! આવી સાર્વદેશિક મંડળી ઘણું કરી પ્રતિતૃતીય વર્ષ મળે છે. તેને નિયત સ્થાન નથી. લંડન, લીડન, બર્લિન, વીએના, એમ જુદે જુદે સ્થળે તે મળતી આવે છે ને આ વર્ષે તે સ્વીડનના સ્ટોકહોમ શેહેરમાં મળનારી છે. આ-

* એવાં પ્રખ્યાત ઘણાં છે, રોયલ સોસાયટી, કેમીકલ રીસર્ચ સોસાઇટી, જેઆગ્રાફીકલ સોસાઇટી, મીકેનીકસ ઇન્સ્ટીટયુટ, સાઇકીકલરીસર્ચ સોસાઇટી ઇત્યાદિ પ્રત્યેક શાસ્ત્ર, કલા, વિદ્યાને માટે જુદાં જુદાં છે, તે દરેક દેશમાં કોઇરૂપ પણ હોય છે.

કોન્ગ્રેસ આઠમી કોન્ગ્રેસ છે. જ્યાં જ્યાં તે મંડળી મળે છે ત્યાં ત્યાંના રાજા તેને આશ્રય આપે છે, ને તેના "પેટ્રન," કે પ્રમુખ પણ, થાય છે. એજ પ્રમાણે સ્વીડનના શહનશાહ આ વખતની કોન્ગ્રેસના "પેટ્રન" છે. એ મંડળમાં અત્રેના તેમજ બધી દુનિયાંના તત્સંબંધ વિદ્વાનોને નિમંત્રવામાં આવે છે. આપણા દેશના ઘણા વિદ્વાનો ઉપર નિમંત્રણો આવે છે. આપણા પ્રખ્યાત પંડિત ભગવાનલાલ લીડનની કોન્ગ્રેસ તરફથીજ પી. એચ. ડી. નો ખેતાબ પામ્યા હતા. પ્રોફેસર ભંડારકર પણ વીએના તરફથી તેજ ઇલકાબ પામ્યા છે. અત્રેના રાજારજવાડાને તેમ સરકારને પણ પોતાના તરફથી કોઈને મોકલવા હંમેશાં સૂચના કરવામાં આવે છે.* આ મંડલના કાર્ય સબંધી એવો નિયમ હોય છે કે, જેટલી ભાષાઓ વગેરેના શોધ જણાવવાના હોય તેટલી કમીટીઓ નીમવામાં આવે છે ને તે દરેક કમીટીનાં તત્સંબદ્ધ વિદ્વાનો પોતા તરફથી આણેલાં લખાણ ઇત્યાદિ વાંચે છે. પછી એક બે જનરલ સભાઓ થાય છે, તેમાં પણ ટુંકા ટુંકા લેખ વાંચવાની છુટ હોય છે. વિદ્વાનો પોતાના ગ્રંથ ઈત્યાદિ પણ રજુ કરી શકે છે. આ બધું થઇ રહ્યા પછી અન્યોન્યનાં સ્નેહસંમેલન ખાન પાનાદિથી થાય છે. આ બધી બાબતનો એક સારો રીપોર્ટ પ્રસિદ્ધ કરવામાં આવે છે. ને જેટલા મેંબર હોય તે સર્વને એક એક પ્રતિ મળે છે. મેંબર થવાની ફી ઘણું કરીને ર૦) હોય છે, ને આ વખત તો તેટલીજ છે.† એવી પણ સગવડ હોય છે કે જે દેશમાં કોન્ગ્રેસ મળવાની હોય તે દેશોના રાજાઓ પોતાની દેશી સ્ટીમરો, કે રેલવેઓ વાળા પાસેથી કોન્ગ્રેસમાં આવનારાનું ભાડું ઓછું કરાવે છે; તે તેતે કુંપનીઓ વાળા પણ તેમ કરે છે. પોતાને ખરચે ઉતરવા, ખાવા, પીવા, નો બહુ ઉત્તમ પ્રકારનો યોગ કરવામાં આવે છે. આ પ્રકારે ઇન્ટરનેશનલ ઓરિએન્ટલ કોન્ગ્રેસનું કામ ચાલે છે, ને તે પ્રતિ તૃતીય વર્ષે મળે છે.

---

* આ પત્રના તંત્રીને કાઠીઆવાડ તરફથી મોકલવા વીએના કોન્ગ્રેસ વખતે માગણી થઇ હતી, પણ અનેક અંતરાયથી તે જઈ શક્યા ન હતા. આ વખત પણ તેમને નિમંત્રણ છે. વડોદરાના મહારાજાએ પોતા તરફથી રા. રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવને આ વખતે મોકલેલા છેઃ—વ્યવસ્થાપક.

† એ ફીના રૂપૈયા હીંદુસ્તાન ખાતે મુંબઇની એલ્ફિન્સ્ટન કોલેજના સંસ્કૃત પ્રોફેસર ડા. પીટરસનને ભરવાથી મેંબરમાં નામ નોંધાશે.— વ્યવસ્થાપક.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥
न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥
नादत्ते कस्यचित् पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ १५ ॥
ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥
तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥
विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥
इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥ १९ ॥
न प्रहृष्येत्प्रियं प्राप्य नो द्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥
बाह्यस्पर्शेष्वसक्तात्मा विदत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥
ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ॥
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः । ॥ २२ ॥
शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥
योऽन्तःसुखोऽन्तरारामस्तथांतर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥
लभंते ब्रह्मनिर्वाणं ऋषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥
स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥ २७ ॥
यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥
भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥ २९ ॥

અક્ષરાર્થઃ—(૧૧) કાયથી, મનથી, બુદ્ધિથી, કેવલ ઇંદ્રિયોથી પણ, યોગીઓ, સંગ તજીને આત્મશુદ્ધિમાટે કર્મ કરે છે. (૧૨) જે યુક્ત છે તે કર્મફલને તજી નૈષ્ઠિક શાંતિને પામે છે. અયુક્ત છે તે, ફલમાં આસક્ત હોઈ, કામકારથી બંધાય છે. (૧૩) વશીઓ સર્વ કર્મનો મનથીજ સંન્યાસ કરી સુખે રહે છે, નવદ્વાર યુક્ત પુરમાં; નથી કરતા કે કરાવતા. (૧૪) પ્રભુ લોકનાં કર્તૃત્વ કે કર્મ સર્જતા નથી, કર્મફલસંયોગ પણ નહિ, પણ સ્વભાવજ પ્રવર્તે છે. (૧૫) વિભુ, કોઈના પાપ કે સુકૃત લેતા નથી, અજ્ઞાનથી જ્ઞાન આવૃત છે તેને લીધે જંતુઓ મોહ પામે છે, (૧૬) જેઓનું એ અજ્ઞાન આત્માના જ્ઞાનથી નાશ પામ્યું છે તેમનું તે તત્પર જ્ઞાન આદિત્યની પેઠે પ્રકાશે છે. (૧૭) તદ્બુદ્ધિ, તદાત્મા, તન્નિષ્ઠ, તત્પરાયણ, એવા જ્ઞાનનિર્ધૂતકલ્મષ, તે અપુનરાવૃત્તિને પામે છે. (૧૮) વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણ કે ગાય કે હસ્તિ કે શ્વાન કે શ્વપચ એ સર્વ પ્રતિ પંડિતો સમદર્શી હોય છે (૧૯) જેનું મન સામ્ય ઉપર છે તેણે અહીંજ સર્ગ જીત્યો છે, કેમકે બ્રહ્મ છે તે સમ તથા નિર્દોષ છે, તેથી તેઓ બ્રહ્મસ્થજ છે. (૨૦) પ્રિય પામીને હર્ષ ન કરવો, અપ્રિય પામીને ઉદ્વેગ ન કરવો. (એમ) સ્થિરબુદ્ધિ અને અસંમૂઢ બ્રહ્મવિત્ બ્રહ્મસ્થ (જ) છે (૨૧) બાહ્યસ્પર્શમાં અસક્તાત્મા આત્માવિષે જે સુખ છે (તેને) પામે છે, તેજ બ્રહ્મયોગયુક્તાત્મા અક્ષય્ય સુખને ભોગવે છે. (૨૨) સંસ્પર્શજન્ય ભોગ છે તે દુઃખયોનિજ છે, તે આદ્યંતવાળા છે, હે કૌંતેય! તેમાં બુધ રમતા નથી. (૨૩) શરીરવિમોક્ષણ પૂર્વેજ જે અહીંઆજ કામ ક્રોધના વેગને સહન કરી શકે છે તેજ યુક્ત છે, સુખી છે, નર છે (૨૪) જે અં-

---

૧ શ્રીરામાનુજ મતમાં આ સ્થલે વિજિતાત્મના એટલે જેણે આત્માને જીત્યો છે એવા એટલો અર્થ થાય તેવો પાઠ છે.

તઃસુખ, અંતરારામ, તથા અંતર્જ્યોતિ છે તે યોગી, બ્રહ્મ હોઈ નિર્વાણ પામે છે. (૨૫) ક્ષીણ કલ્મષ એવા ઋષિઓ છિન્નદ્વૈધ, તથા યતાત્મા, અને સર્વભૂતહિતમાં નિમગ્ન હોઈ બ્રહ્મનિર્વાણ પામે છે. (૨૬) કામક્રોધથી રહિત અને યતચિત્ત એવા વિદિતાત્મા યતિઓને સર્વથા બ્રહ્મ નિર્વાણ (સિદ્ધજ) છે. (૨૭) બાહ્ય સ્પર્શને બાહ્ય કરી ચક્ષુને ભ્રૂના અંતરાલમાં સ્થાપી, પ્રાણાપાનને નાસાભ્યંતરચારી સમાન કરી; (૨૮) ઇંદ્રિય મનબુદ્ધિને સંયમનાર, અને મોક્ષપરાયણ, ઇચ્છા ભય ક્રોધથી રહિત, એવા મુનિ જે હોય તે સર્વદા મુક્તજ છે; (૨૯) યજ્ઞ તપાદિનો ભોક્તા, સર્વ લોક મહેશ્વર, સર્વ ભૂતનો સુહૃદ, મને જાણી, શાંતિ ભજે છે.

વિવેચનઃ—જલસ્થિત કમલની પેઠે, બ્રહ્માર્પણ બુદ્ધિથી કર્મ કરનારા કર્મમાં છતાં પણ લેપાતા નથી, એજ વાતને વિસ્તારે છે. યોગીઓ એટલે કર્મયોગીઓ જે જે પ્રકારથી કર્મ કરે છે, કેવલ કાયાથી, કેવલ મનથી, કેવલ બુદ્ધિથી, કે તે સર્વથી, તે બધાં. સંગ એટલે ફલાભિસંધિ તજી આત્મશુદ્ધિ અર્થાત્ ચિત્તશુદ્ધિમાટે બ્રહ્માર્પણબુદ્ધિથી કરે છે. આ પ્રમાણે જે યુક્ત એટલે કર્મયોગમાં પ્રવૃત્ત જ્ઞાની છે તે કર્મના ફલનો સંબંધ તજી તે કર્મને એક કેવલ બ્રહ્મબુદ્ધિથી ભજે છે, તે નૈષ્ઠિક શાન્તિને પામે છે. વિવેક વૈરાગ્યાદિથી અત્યંત સત્ત્વોદયરૂપ વિશુદ્ધિનું નામ નિષ્ઠા, ને તે જેમાં સંપૂર્ણ હોય તે નૈષ્ઠિક, એવી શાંતિ અર્થાત્ પરબ્રહ્મતાઈરૂપ પરમાનંદ-મોક્ષ-પામે છે. એમ ન સમજતાં જેઓ અયુક્ત અર્થાત્ વાસ્તવિક કર્મયોગથી વિમુખ રહે છે, તે તો કામકાર, એટલે કામનાયુક્ત પ્રવૃત્તિ, તેથી બંધાય છે, મોક્ષ અનુભવી શકતા નથી. ઉત્તમગતિ પામતા નથી. આવુ કહ્યાથી એમ સમજવાનું નથી કે કર્મ માત્રજ કર્તવ્ય છે ને તેથીજ મોક્ષ છે; રહસ્ય એમ છે કે ફલાભિસંધિમાં બંધાઇ-હું કર્તા, હું ભોક્તા એમ માની-કરેલું કર્મ તે નડે છે, બાકી બીજું તેમ નડતું નથી. આ શ્લોકમાં, જ્ઞાની અજ્ઞાની ઉભય કર્મ કરનારા છતાં ભિન્ન ફલ કેમ પામે છે તેનોજ વિવેક કરી-બતાવવાનો આશય છે; બાકી કર્મ તથા સંન્યાસ, અથવા યોગ અને સાંખ્ય, એ બેને એક કરી બતાવતાં તેના વિવેકની પણ બુદ્ધિમાન્ અધિકારીને તો જરૂરજ નથી આમ અશુદ્ધાધિકારીને કર્મયોગ સમજાવી શુદ્ધાધિકારીને યોગ્ય જે સન્યાસ તેનું રહસ્ય બતાવે છે. વશી એટલે જેણે કાર્ય અને કરણ સર્વને વશ કરી લીધાં છે, અર્થાત્ વિષય ઇન્દ્રિયાદિ સર્વ જેણે આત્મામાં વિલય પમાડ્યાં છે તે, સર્વ કર્મ, એટલે નિત્ય, નૈમિત્તિક, કામ્ય, નિષિદ્ધ, આદિ સર્વ કર્મનો મનથીજ સંન્યાસ કરી દે છે, ને સુખે રહે છે, નહિ કે તેવો સંન્યાસ કરવાથી કાંઇ ક્લેશ પામે છે, કેમકે ક્લેશ

નો તેનામા સંભવજ નથી, ઉલટુ એ સન્યાસમાજ તેને તો અજ્ઞાનીઓ જેને આનંદ ગણે છે તેથી લક્ષ કોટિગુણ આનંદનુ બીજ છે આવો સન્યાસ પણ મનથીજ કરાય એમ સ્પષ્ટ કહેલુજ છે એમા એજ તાત્પર્ય છે કે કર્મ કરવા કદાપિ અટકનાર નથી માટે ખરો સન્યાસતો માનસિકજ છે, ને તે થાય તો પરમાનંદ ઉદય પામે છે એવો સન્યાસ કરનાર આનંદમય થાય એમ કહે છે "નવદ્વારયુંત પુરમા ચક્ષુ, શ્રોત્ર, નાસા એ દ્વન્દ્વ તથા વાણી એ સાત ઉપરાંત પાયુ અને ઉપસ્થ એ નવદ્વારવાળા આ દેહરૂપી પુરમા એ જીવન્મુક્ત વસે છે; અર્થાત્ જેમ કોઈ મુસાફર કોઈ મુકામમા વસે પણ તે મુકામને પોતાનો જાણી તેના ઉપર આસક્તિ ન કરે, ને વખત આવ્યે ચાલવા માંડે તેમ જ્ઞાનીઓ, પોતાના દેહ ઉપર આત્મબુદ્ધિ ન ધરતા કેવળ પ્રવાસીની પેઠે તેમાં વસે છે એમ જે વસે છે ને કાંઈ કરતાએ નથી કે કરાવતાએ નથી એટલે કે અનેક કર્મમા પડેલા જણાતા છતા નિર્લેપ, મુક્ત છે એજ કહે છે કે એવો જે બ્રહ્મભૂત મહાત્મા તેને લેપ ઘટેજ નહિ; કેમકે પ્રભુ એટલે સર્વમય બ્રહ્મ તેને સૃજવાપણુ જ નથી, તેતો સર્વ શ્રુતિ સ્મૃતિ પુરાણાદિથી અક્રિય અભોક્તા, અકર્તા, અનાદિ, અનંત, અચિંત્ય એવો સર્વથા સિદ્ધ છે લોક તેના કર્મ, તે કર્મના ભોગ, તે બધાને કરવાપણુ, ભોગવાવવાપણુ ઇત્યાદિ બ્રહ્મમા કાંઈ સંભવતુજ નથી, છતા આખુ બ્રહ્માનતિરિક્ત વિશ્વ છે તો તે કર્માદિમયજ. તેમ બ્રહ્મનિષ્ઠ જ્ઞાનીમા લેપ છેજ નહિ, યદ્યપિ તે કર્માદિમિશ્રિત જણાય તોપણ; બ્રહ્મ અક્રિય છતા સક્રિય ભાસે છે તેનો નિષ્કર્ષ કહે છે કે સ્વભાવ માત્રજ એ બધી પ્રવૃત્તિ કરાવે છે બ્રહ્મ નહિ સ્વભાવ એટલે માયા અવિદ્યા ઇત્યાદિ નામે વ્યવહરાતી પ્રકૃતિ તેજ એ બધાની કર્તા છે બ્રહ્મમા તેનો ગંધપણ નથી, એમ સમજી જ્ઞાનીની દશાને પણ યથાર્થ સમજવી, ને સન્યાસનુ તત્વ ગ્રહણ કરવું વિભુ એટલે સર્વમય એવુ બ્રહ્મ તે કોઈના પાપ કે સુકૃત એટલે પુણ્ય લેતુ આપતુ નથી, તેને દયા કે પ્રસાદ કે લીલા કાંઈ નથી, પણ જે જે વાર્તા એવી રીતે કલ્પાય છે, પ્રમાતાપ્રમેય પ્રમાણ, કર્તા કર્મ કરણ, ભોક્તા ભોગ્ય ભોગ એમ નવપ્રકારે સંસારપ્રપંચ અનંતગુણ જણાય છે તે માત્ર અજ્ઞાનની આવરણ અને વિક્ષેપ શક્તિનો પ્રભાવ છે જન્તુ એટલે જે જન્મમરણશીલ છે તે અર્થાત્ ભૂતમાત્ર તે અજ્ઞાનની આવરણ શક્તિથી પોતાનો બ્રહ્મભાવ તિરોહિત પામવાને લીધે, મોહ પામે છે ને અદ્વય બ્રહ્મમા ક્રિયા આરોપી મિથ્યા જ્ઞાનમા ડુબાય છે ત્યારે બ્રહ્મ સમજવાનો એકજ રસ્તો છે ને તે એજ કે જેઓ જ્ઞાનથી ફરી એ અજ્ઞાનને હણે તો બ્રહ્મરથના સમુદાય આત્મા એજ બ્રહ્મ છે માટે આત્મજ્ઞાનથી જેમનુ અજ્ઞાન દૂર થાય તેમને તે

જ્ઞાન સૂર્યના પ્રકાશની પેઠે ઉદય પામે, અર્થાત્ સૂર્ય જેમ સ્વતઃજ તિમિરને હણે છે, તેમ તે જ્ઞાન સ્વતઃજ અજ્ઞાનના વિલાસને નાશ પમાડે. તે જ્ઞાન કેવું છે? તત્પર છે એટલે તત્ જે પરમાત્મા બ્રહ્મ તે રૂપ છે, તેજ છે. બ્રહ્મને જ્ઞાન એકજ છે, માટે અશેષ અજ્ઞાનભંગ એજ મોક્ષ,કેમકે બ્રહ્મ તો સર્વે છેજ, છતાં અજ્ઞાનને લીધે અનુભવી શકતાં નથી. આ સ્થલે "અજ્ઞાનથી જ્ઞાન આવૃત છે" એમ કહી અજ્ઞાનને આવરણ કરવાના સામર્થ્યવાળું કહ્યું છે, તથા તેનો જ્ઞાનથી નાશ કહ્યો છે, તેમાં સ્પષ્ટ એવું તાત્પર્ય છે કે અજ્ઞાન તે જ્ઞાનનો અભાવ નથી પણ કોઇ અનિર્વચનીય, છતાં "હું અજ્ઞ છું" એવી પ્રત્યક્ષ પ્રતીતિસિદ્ધ, કોઈ ભાવરૂપ છે. કોઇ વસ્તુના અભાવથી કોઈ વસ્તુ આવૃત થઈ શકતી નથી એ પ્રસિદ્ધજ છે, તેમ પોતાના અભાવનો પોતે નાશ કરે તો પોતાનાજ નાશ જેવું થવા જાય એમ સ્વીકારવુ પણ સયુક્તિક છે, એટલે આ સ્થલે કહેલી યોજનાજ અજ્ઞાનના ભાવપણામાટે સર્વથા ઇષ્ટ છે, ને એ ભગદ્વચન વિતંડાવાદીઓનાં મુખ બંધ કરવા તેથી સમર્થ છે. વળી "જેઓનું" એમ બહુવચન વાપરવામાં પણ એજ તાત્પર્ય છે કે એકજણના જ્ઞાનથી સર્વને જ્ઞાન થઇ મોક્ષ થતો નથી, જેને જેને જ્ઞાન થાય તેનો તેનો મોક્ષ થાય છે, ને એટલામાટે યોયોદેવાનાપ્રત્યબુધ્યત ઇત્યાદિ શ્રુત્યર્થનો આ સ્થળે આક્ષેપ કર્યો છે. એવા યોગી જે અપરોક્ષ સાક્ષાત્કાર પામ્યા છે તેમનું સ્વરૂપ બતાવે છે કે તે કેવલ બ્રહ્મજ છે. ૧૮મા શ્લોકમા તત્ એવુ પદ જ્યાં જ્યાં આવે છે ત્યાં ત્યાં તેનો અર્થ બ્રહ્મ છે, ને મહાવાક્યગત તત્ત્વમાંથી અનુકર્ષેલો છે. બુદ્ધિ એટલે અંતઃકરણવૃત્તિ તે તન્મય અર્થાત્ અત્રણ્યે બ્રહ્મ થઇ છે, એટલે જેઓ નિર્બીજ સમાધિમાંજ સર્વદા છે. અહીં બુદ્ધિ, બોધ, બોધપામનાર એમ ભેદ શંકા કોઇ કરે તો તે નિવારવા ઉમેરે છે કે તેવા જ્ઞાની વળી તદાત્મા છે અર્થાત બ્રહ્મજ છે, ભેદનો ગંધ પણ તેમના પરત્વે સંભવતો નથી. ત્યારે કર્મમાં તો ક્વચિત્ પ્રવર્તે છે, તો વિક્ષેપથી વ્યગ્ર થઇ દેહાધ્યાસ ધરતા હશે, એ શંકા નિવારતા ઉમેરે છે કે તન્નિષ્ઠ એટલે સદા બ્રહ્મમાંજ હોય છે, કશું બ્રહ્માતિરિક્ત દેખતાજ નથી, તો અધ્યાસ ક્યાં રહ્યો? તેમનાં કર્મ માત્ર બ્રહ્માર્પણ છે એટલે તે સંપૂર્ણ તન્નિષ્ઠ છે. છેવટ એમ શંકા થાય કે બ્રહ્મભાવ પ્રામવારૂપ પણ ફલાભિસંધિ હશે, તે નિવારવા તેવા યોગીને તત્પરાયણ કહે છે, અર્થાત્ બ્રહ્મ એજ પરમ શરણ છે જેનું એવા બતાવે છે. તેમને ત્રિપુટી માત્ર બ્રહ્મ છે એમ પરમ અભેદ સર્વથા પ્રતિપાદન કર્યો છે. તદ્બુદ્ધિ એ પદથી સાક્ષાત્કાર, તદાત્મા એ પદથી વિરોધિ પ્રત્યયના નિરોધરૂપ પરમ નિદિધ્યાસન, તન્નિષ્ઠ એ પદથી

સર્વ સંન્યાસરૂપ વેદાન્તવિચારમહિમા, તત્પરાયણ એ પદથી પરમ વૈરાગ્ય, એમ ઉત્તરોત્તર કાર્યકારણભાવ પણ સૂક્ષ્મ રીતે બોધ્યો છે. આવા સર્વરીતે સંપન્ન જે તેથી જ્ઞાનવડે નિર્ધૂત નામ નિર્મૂલ કરેલું છે કલ્મષઅર્થાત્ પુણ્યપાપાત્મક કર્મ જેમણે તેવા અપુનરાવૃત્તિ એટલે પુનઃ સંસાર દુઃખમાં આવૃત્તિ નામ આવવું થાય તેથી સર્વદા છૂટાછે—પરમ મોક્ષના ભોગી છે, જીવન્મુક્ત છે. પ્રારબ્ધક્ષયે દેહપાત થતાં તેઓ સર્વદા મુક્તજ છે, છતાં દેહપાત પૂર્વ પણ તે જીવનમુક્ત થયા છે. (અપૂર્ણ.)

---

## સદ્દવૃત્તિ.

—:૦:—

જેમ ખાનગીમાં શૌર્યની પૂર્ણ જરૂર, લોકલાજની સામા થઇ સત્યપરાયણ થવામાટે છે, તેમ જાહેરમાં પણ તેની ઓછી જરૂર નથી. લોકપ્રિય થવાની આકાંક્ષા સર્વને હોય છે, પણ કેટલાંકને તો તે એવી હોય છે કે તેઓ કોઈ એક ધોરણે ચાલતાં નથી ને જેમને વા વાતો હોય તેમનાં વળી જઇ લોકોનાં મન રીઝવી વાહવા કહેવરાવવામાં રાજી હોય છે. એ તો પ્રસિદ્ધ વાત છે કે ઘણા લોકો અમુક વાતને ઇચ્છતા હોય કે વખાણતા હોય માટે તે ખરી વાત હોય એવો નિયમ નથી. ખાનગિ પ્રસંગોમાં જાહેરમાં કામકરનારા પુરુષોને શૌર્યની જરૂર પડે છે; કારણ કે જ્યાં લોકપ્રિયતારૂપી માન ખોવાનોસંભવ છે ત્યાં સત્યપરાયણતાથી શૌર્ય દર્શાવનારા કોઈ વિરલાજ હોય છે. પણ એમ ન કરવાથી બહુ હાનિ થાય છે. પોતાને થાય તે તો જુદી, પણ તે સિવાય જે અગણિત લોક પોતાના વિચારે દોરાતા હોય તેમને ખોટી આશાઓ ને ખોટાં મતમાં ચડાવવાથી તેઓ પાયમાલ થઇ જાય છે માન તથા આબરૂની નીશાની લોકપ્રિયતા નથી પણ સત્યપ્રિયતા છે. निन्दन्तुनीतिनिपुणायदिवास्तुवन्तु એ નીતિ સત્પુરુષોની છે. ડાહ્યા ડમરા થઇ ફરનાર નિંદો કે સ્તવો, ગમે તેમ થાઓ પણ સત્પુરુષો ન્યાયમાર્ગથી ચલતા નથી. ખરૂં માન માનની આશા રાખનારને પ્રાપ્ત થતુંજ નથી. કર્તવ્ય કરવામાં સર્વદા શૌર્ય રાખી ચાલ્યા જતાં માન પોતાની મેળે પાછળ આવે છે એ ખરૂં માન ને ખરી લોકપ્રિયતા છે. એક પ્રખ્યાત વિદ્વાને પોતાની પુત્રીને કહ્યું કે બેહેન હું હવણાંનો બહુ લોકપ્રિય થતો જાઉં છું, તેથીમને ભય રહે છે કે હું થોડાવખતમાં કાંઇ કામનો નહિ રહું. આ વાતમાં સમાએલું રહસ્ય બહુ ઉપયોગી છે. જે માણસ સર્વને મોઢે વખણાઈ રહ્યાં છે તે ઘણું કરીને ખું-

શામદથી હરાય છે, ને તેથી તેનીવૃત્તિ, એક ધોરણ ન ઉપર રહેતા ચલવિચલ થઇ આવી લોકપ્રિયતાના બાચકા ભરવા આમ તેમ ભમવા માડે છે, ને છેવટ તુટી પડે છે. ખુશામદ એ એવુ ખરાબ વ્યસન છે કે તેથી તેને ભોગવનાર તથા ભોગવાવનાર બન્ને પાયમાન થાય છે એમા બન્ને જણા, કેવલ જુદા હોય છે, એક એવા શબ્દો વાપરે છે કે જે કેવલ જુદા હોવા ઉપરાત જેની કીમત એ શબ્દ કરતા વિશેષ નથી, સામો તેને એવા વચન આપે છે કે જે કેવલ પોતા હોવા ઉપરાત એક બોલવા માત્ર કરતા વિશેષ હીસાબના નથી પણ ખરી પ્રીતિ, ખરી આબરૂ ખરી ખુશામદ, તમારા પોતાના અત કરણ પાસેથીજ પામો, પરમ શૌર્યથી અત કરણની સૂચના પ્રમાણેજ આચરણ રાખો, તો લોકપ્રિયતા, માન, આબરૂ, બધુ એની મેળે આવશે. "લોક" એ એક મિથ્યા છતા પચરગી કલ્પનામાત્રનુજ નામ છે એમા સત્ય કે સ્થિર કશુ નથી આજ એક વાત કાલ બીજી, વળી ત્રીજી, એમ લોકમા અનેક રગ જણાશે પણ અવિચલ નિશ્ચય પૂર્વક સત્યપરાયણ શૌર્યવાળાનુ વર્તન એ રગથી ન છટાતા સર્વદા શુદ્ધ અને તેજિત રહી પરિપૂર્ણ નકારી, બધાના નયન પોતા તરફ ખેંચરો પ્રલાપી હરિશ્ચદ્રને કઠિયારો થઈ ભાર ઉપાડતો જોઇ સ્ત્રી વેચી, નાખતો દેખી છેવટ સ્મશાનમાં કાંપીલા ભેગા કરતો નિહાળી કીયા 'લોક' ને એમ નહિ થયુ હોય કે આ ગાડો "સત્ય" મા બેવકુફ બની ગયો છે શા માટે જરાક જુદુ બોલતો નથી કે આ પીડા પતે? પણ એ મહાત્માનું માહાત્મ્ય તેની દૃઢ વૃત્તિમા અને 'લોક' ની પણ વિરુદ્ધ વર્તવામાજ પ્રકાશી રહ્યુ છે, જેથી તેનુ નામ અમર છે સત્યપરાયણ શૌર્યવાનને લોકો ગાડા ગણે છે, પણ ગાડાપણ એ વણીનાગ ડહાપણની નીશાની હોય છે એકજ ચીને ચાલ્યા જનારા હજાર બકરામાથી જુદો પડી પોતાનો જુદો માર્ગ સાધનાર સિહ સર્વને ગૈંજાવવાને સમર્થ હોય છે. મનોનિગ્રહયુક્ત દૃઢશક્તિવાળા માણસ હમેશા લોકને મ। ગાડાંજ જણાયા છે, પણ એની ગાડાઇજ આ વિશ્વના તત્ત્વવેત્તા, શોધક, કવિ, પડિત, સર્વના અમીરનું તત્ત્વ છે વિશ્વનું ભૂષણ છે

ઉગ્ર મનોબલ એ સ્વતંત્રતા અને સ્વાશ્રયને સર્વદા લાગતુંં છે માણસ મા પોતે જેવો હોય તેવો થઈ રહેવાની પાકી હીંમત જોઇએ, ને તે હોવા માટે ઉગ્ર મનોબલની અપેક્ષા છે તેણે પોતાનાજ વિચારે ચાલતુ, પોતા ાજ મનથી જોવુ પોતાનોજ માર્ગ કરવો એવા પરાક્રમી પુરુષો પડિતરાજ જગન્નાથની વાણીને અક્ષરશ અનુસરે છે किंसेव्यते सुमनसां मनसापिगंध. कस्तूरिकाजननशक्तिभृतामृगेण કસ્તૂરીપેદા કરનાર મૃગ પુષ્પના વાસને સ્વપ્ને પણ

કેમ સેવે ? કહ્યું છે કે જે અભિપ્રાય બાંધી શકતો નથી તે બાપડો છે, જે બાંધવાની તસ્દી લેતો નથી તે આળસુ છે, જેને બાંધવાની શક્તિ નથી તે મૂર્ખ છે. પણ ખરા શૌર્યવાળા આ ત્રણેમાંના એકે નથી. તેતો સર્વદા પોતાનાજ નિશ્ચયથી નિશંક નીડર, ચાલ્યા જાય છે. સત્યપરાયણતામાંથી તેઓ કદાપિ ડગતા નથી. તેમનો તો એકજ નિયમ હોય છે કે મન કર્મ વાણી ત્રણને સર્વદા એકજ રસ્તે ચલાવવાં, જુદે જુદે નહિ, પછી જે થવાનું હોય તે ભલે થાય. ઇંગ્લંડના ઇતિહાસમાં પોતાનું નામ કીર્તિના સુવર્ણાક્ષરથી કોતરી ગયેલો પ્રખ્યાત જોનપીમ પાર્લામેંટમાં બોલ્યો હતો, ને તે પણ એવું બોલ્યો હતો કે જે બોલવાથી તેનું મસ્તક જાય, તે વખત કોઇએ તેને વાર્યો તોપણ તેણે કહ્યું કે " સત્ય બોલતાં મને હાનિ થાય તો ભલે, પણ મારા બોલવાથી સત્યને હાનિ થાય તેમ તો નહિ બને. "

શૌર્યવાળાં માણસને કાંઇ મહાપ્રબલ બુદ્ધિની જરૂર હોતી નથી. શૌર્ય યુક્ત ઉત્સાહ અને સામાન્ય અક્કલથી આ વિશ્વમાં જે મહાકાર્યો થયાં છે તેવાં મહાબુદ્ધિશાલી પણ શૌર્યોત્સાહહીન પુરુષોથી થયાં નથી. ઉત્સાહ એજ કાર્ય માત્રમાં વિજય પમાડનાર રહસ્ય છે. સદ્વૃત્તિને સુમાર્ગે દોરનાર ઉત્સાહ છે. એજ કારણથી સામાન્ય લોકોએ શૌર્ય અને ઉત્સાહથી મહાપરાક્રમ સાધ્યાં છે એવા માણસોમાં આપણે બુદ્ધ, ક્રાઇસ્ટ, મહંમદ, લ્યુથર, ઇત્યાદિનાં નામ ગણીએ તો ચાલે.

શૌર્ય એટલે માનસિક દૃઢતા એમ તો સિદ્ધજ છે, ત્યારે એવું સમજવાનું કારણ નથી કે તેવી દૃઢતાથી મન કઠોર થઇ જઇ કોમળતાવાળું રહેતુંજ નથી. ખરાં શૌર્યયુક્ત સ્ત્રીપુરુષો અતિ કોમલ અને મૃદુ પ્રેમવાળાં જણાયલાં છે. શૌર્યનો આવિર્ભાવ માત્ર પોતાના નિશ્ચયને વળગી રહી તેમ ચાલવામાં છે, ત્યારે દયા કે પ્રેમ એ પણ અમુક મનોવૃત્તિ છે, તેમાં પણ શૌર્ય મળવાથી અતિ ઉજ્વલ પરાક્રમનો ઉદય થાય છે. જે સતીઓનાં નામથી આપણો દેશ પુનિત છે, જે જે ઉદાર પરાક્રમથી આપણો ઇતિહાસ દીપે છે, તે બધાં પ્રેમને શૌર્યથી પરાકાષ્ઠાએ લેઇ ગયાનાંજ રૂપાંતર છે. એક શારીરશૂરવાળાજ જ્યારે અનેક ગણી દયા ને પ્રીતિ દર્શાવવા સમર્થ થાય છે, તો માનસિક શૌર્યવાળા થાય એમા આશ્ચર્યજ ક્યાં છે ? સમજવાનું એટલું છે કે શૌર્ય તે કઠોરતામાં વસતું નથી, પણ કોમલ રીતની નિશ્ચયપરાયણતામાં વસે છે. નિશ્ચયપરાયણ હોવું એટલે કઠોર કે હઠીલા થવું એવો આશય નથી, પણ મન વાળી ને કર્મની એકતા રાખી પોતાને નિશ્ચયે ચાલવું, ને તેમાં કોઇને કઠોરતા ન દર્શાવવી એજ તાત્પર્ય છે. આપણા પ્રાચીન ઇતિહાસને મૂકી અ-

ર્વાચીન ઇતિહાસનેજ જોશો તો અનેક રજપૂત યોદ્ધાઓના જેવા સત્યપરાયણ, શૌર્યવાન, પરાક્રમી, છતાં સ્ત્રી પ્રતિ પ્રેમમય, દુઃખીપ્રતિ દયામય, ધાર્મિકપ્રતિ સહાયમય, અને અધર્મિપ્રતિ દંડમય, આખી પૃથ્વીની તવારીખમાંથી મળવા દુર્લભજ. એક શૌર્યપરાયણ અંગરેજ ઉમરાવની દયાલુતાનો ભવ્ય નમુનો એમ નોંધવામાં આવ્યો છે કે તે રસ્તે જતો હતો તેવામાં તેણે એક કાચનો પ્યાલો ભાગી જવાથી રોતી બાલાને દીઠી. બાલા એમ રોતી હતી કે તેની માતા તેને એ પ્યાલા માટે મારશે; ને તેમ રોતાં તેણે એકદમ આ ઉમરાવ તરફ જોઇ 'તમે આ પ્યાલો સારો કરી આપો' એમ નિર્દોષભાવે કહ્યું. ઉમરાવે કહ્યું કે એને સારો કરવાનું તો મારાથી બને તેમ નથી, પણ એવો બીજો લાવવાનું દ્રવ્ય હું તને આપું. એમ બોલતાં ખીસામાં હાથ નાખ્યો તો દ્રવ્ય હતુ નહિ, પણ તેણે તે બાલાને કહ્યું કે તારી માતાને આ વૃત્તાંત કહી બતાવજે ને હું તને આજ વખતે આવતી કાલે આ સ્થલે મળીશ, તે વખતે દ્રવ્ય લેજે. ઉમરાવ ચાલ્યો ગયો, ને બીજે દિવસે જે વખત પેલી બાલાને મળવાનું હતું તે વખતનું, એક પોતાથી ચઢીયાતા ઉમરાવને ઘેર જમવાનું તેને નોતરું આવ્યું. તેણે વિચાર કરી, "મારે બીજે ઠેકાણે અગત્યનું કામ છે" એટલા જવાબ સ.થે નમ્રતાથી નાપાડી, અને પેલી બાલાને બરાબર વખતે મળી તેનું દીલ રાજી કર્યું. ભવ્ય શૌર્ય યુક્ત આવી દયાલુતા કેટલા ઉમરાવ લઇ પડેલામાં દીઠામાં આવે છે? (અપૂર્ણ.)

---

## ગુલાબસિંહ.

(સંબંધ પાને ૧૯૭ થી.)

"નિર્દોષ બાલા!" એણે સપ્રેમ વચને કહ્યું "તું એમ ધારે છે કે હું મ્હારી પાસેથી એવો એક ભોગ માગીશ—કે જે ભોગ સ્ત્રીનું મ્હોટામાં મ્હોટું ને છેલામાં છેલું ભૂષણ છે? મારી અર્ધાંગના તરીકે હું તારો પ્રેમ યાચું છું; જે વચન અને જે બાધાથી એ પ્રેમ પવિત્ર થાય તેથી હું તને યાચું છું. અરેરે! જેમણે તને પ્રેમની વાત કરી છે તેમણે તને જુઠો પ્રેમ સમજાવ્યો છે, નહિતો તું પ્રેમની સાથે જે પ્રેમનો ધર્મ છે તેપણ કેમ સમજતી ન હોય! જે ખરો પ્રેમ સમજે છે તે તો પ્રેમથી જે અમુલ્યરત્ન તેઓ પામે તેને મલિન અને નિર્લજ કરવા ચુકેજ નહિ. રમા! અશ્રુપાત ન કર; જ્યાંસુધી એ અશ્રુ મારા મુખથી સુકવી નાખવાનો મને હક ન મળે ત્યાંસુધી તો નહિજ."

આ વચન નીકળતાની સાથેજ, એ રમ્ય વદન, પાછું ન ખેંચાતાં એની છાતી ઉપર ઢળ્યું; અને નીચા નમી એના અધરે અધરનું આલિંગન લીધું;— પ્રેમોષ્માથી તૃપ્ત જતું એક દીર્ઘ ચુંબન લીધું—અને ભક્ષ—જીવિત—દુનીયાં—બધું વિસરી જવાયું. એકાએકજ ગુલાબસિંહ રમાને દૂર ખસેડી અળગો ઉભો.

"આ વાયુ ગદ્દગદ્દ રુદન કરતો શમી જાય છે, તે સાંભળેછે! એનીજ પેઠે, તને રક્ષવાની, તને ઉગારવાની, તારા ભવિષ્યરૂપી આકાશમાંનું તોફાન આગળથી સમજવાની, મારી શક્તિ ગઇ. ફીકર નહિ ત્વરા કર. પ્રેમે જેટલો જેટલો ભોગ પ્રેમની ખાતર આપ્યો છે તેની ખોટ પ્રેમજ પૂરી પાડશે. ચાલ."

રમા જરા પણ અચકાઈ નહિ. એણે બુરખો ઓઢી લીધો, પોતાના વીખરાઈ ગયેલા વાળ ભેગા કર્યા; એક ક્ષણમાં તૈયાર થઇ ગઇ—તેજ વખત નીચે ભારે ગડબડાટ મચ્યો.

"રામ—રામ—દુર્ભાગ્ય—રામ!" ગુપ્ત અને તીવ્ર વેદનાના ટુંકા સ્વરે ગુલાબસિંહ બારણા તરફ ધસતાં બોલ્યો. એણે બારણું ઉઘાડયું પણ હથીઆરબંધ માણસોને ધક્કે ચઢી અંદર પાછો પડ્યો. જુલમગારનાં માણસોથી ઓરડો ઉભરાઇ ગયો.

રમા તો ક્યારનીએ બહાદરીઆનાં હાથમાં સપડાઇ ગઇ હતી. એની ચીસથી ગુલાબસિંહનો કાન ચીરાઇ ગયો. એ કૂદીને આગળ પડ્યો અને રમાએ એની કારમી ચીસ કોઈ પરલ્લાપાના શબ્દોમાં સાંભળી. લુચ્ચાઓની તરવારો એના ગળા ઉપર પડતી એણે જોઇ. એનું ભાન જતું રહ્યું. જ્યારે એ શુદ્ધિમાં આવી ત્યારે, એના મોંમાં ડુચો મારેલો હતો, ને એક ઉતાવળી દોડતી ગાડીમાં કોઇક, મોહું બાંધું બાંધી લીધેલા, પુરુષ જોડે તે બેઠેલી હતી. એક ભયંકર મેહેલ આગળ ગાડી અટકી; દરવાજા ધીમેથી ઉઘડ્યા; લાંબી પગથીઆંની હાર દીવાના ઉજાસમાં એની નજરે પથરાઈ રહેલી જણાઇ;—એ મેલા ઉમરાવના મેહેલમાં આવી.

## પ્રકરણ ૧૪.

પેલી નવયૌવનાને એક પૂર્ણ ભભકાથી લખલખાટ કરી રહેલા ઓરડામાં એકલી પુરી દેવામાં આવી. આ મહાસંકટમાં પણ એના મનમાં જે વિચાર મુખ્ય હતો તે ગુલાબસિંહમાટેનોજ હતો. એ જીવતો હશે? શત્રુઓની તરવારોમાંથી વંચી ગયો હશે?—મારો અમુલ્ય હીરો, મારું જીવિત, મારો પતિ,—મારો પ્રાણ! વિચારોને તરંગે ચડી નિર્ણયપર આવવા

જેટલો વખત હતો નહિ ઓરડા તરફ કોઇના પગલા આવતા સંભળાયા, પોતે ખચાઇ, પણ ધ્રૂજવા લાગી નહિ પૂર્વે અપરિચિત એવી કોઇ અલૌકિક આવેશરૂપ હીંમત એના નેત્રમા ચમકવા લાગી, અને એની આકૃતિને વિસ્તાર પમાડવા લાગી. મરતા કે જીવતા, પણ ગુલાબસિંહનાજ ભજનમા તે લીન હતી પોતાની લાજ સાચવવામા હવે તો વળી સર્વિશેષ કારણ પણ હતુ. બારણુ ઉઘડયુ, અને ઉમરાવ અત્યંત ભભકાદાર પોશાખમા તે-, જમા એની સામે આવી ઉભો

મનોહર પણ અતિક્રૂર મૂર્તિ ! " કરડાકીમા તેણે કહ્યુ "પ્રીતિને લીધે જે બલાત્કાર કરવો પડે છે તેને તુ અપવાદયુક્ત નહિજ ગણે" આમ બોલતા તેણે એનો હાથ પોતા ા હાથમા લેવાનો યત્ન કર્યો જેવી રમા એને સુકાવી પાછી હઠી ગઇ તેવો તે બોલ્યો " રે ! જરા વિચાર તુ હવે એના એક માણસ ા હાથમા છે કે જેણે તારા કરતા ઓછી પ્રીતિકર વસ્તુ પ્રાપ્ત કરવામા પણ કદી પરાજય સ્વીકાર્યો નથી તારો પ્રિયતમ, જીવસાટે વચ્ચે પડે તોપણ, તારી પાસે નથી તુ મારાજ કબજામા છે, મારીજ છે, પણ તારો નાથ થવા કરતા મને તારો દાદા થવા દે "

"રાજકુમાર" રમાએ કઠિન ગભીરતાથી કહ્યુ "તુમારો ગર્વ મિથ્યા છે તમારો ડબજો ! હુ તમારા કબજામા નથી હુ તમારી સામે બાથ ભરવા ઇચ્છતી નથી, પણ મને તમ રો ડર નથા 'મને અતરથીજ અલૌકિક નિશ્ચયનો વિશ્વાસ સ્ફુરે છે ' રમાએ હૃદયનેવશ ગાભીર્યથી ઉમેર્યુ—"ને તેવી સ્ફુરણામા ધણીનાર સત્યજ્ઞાનનો અને અમિત બલનો પ્રભાવ પ્રતીત થાય છે—કે આ ઠેકાણે પણ હુ નિર્ભય છુ, અને તમે તમારા પોતા ઉપર તેમ તમારા કુટુબ અને ઘરઉપર મહા ભય વ્હોર્યુ છે "

પોતે કદીપણુ અટકળેલા નહિ તેવા નિશ્ચય અને દૃઢતા તથા ધૈર્ય જોઈ આ ઉમરાવ તો આશ્ચર્યજ પામી ગયો પણ એ એવો માણસ ન હતો કે જે પોતે ધારેના કર્તવ્યથી સહજમા હરી જાય કે હરી ને પાછો ફરે, અને, તેથી, રમાની પાસે જઈ, ખરા કે ખોટા, પણ ઘણા પ્રેમભાવથી એ ઉત્તર આપવાનુ કરતો હતો એવામા બારણાને કોઈએ ઠોકવા માડયુ બારણા ઉપર હડસેલા ચાલુજ રહ્યા તેથી, આવા ખલનનેમાટે ઘણે ચીડવાઇ જઈને પણ બારણુ ઉઘાડી, અમીર એકદમ પૂછવા લાગ્યો કે અત્યારે મારા રગમા ભગ કરવાની અને મારો હુકમ તોડવાની હીંમત કોણે કરી છે ? આ કહેવાથે મુખ્ય ખવાસ ફીક્કે વદને અને થર થરતે પગે ધીમેથી ગણ ગણ્યો "મહારાજ, ક્ષમા કરો, પણ નીચે કોઇક આવ્યુ છે તે આપને મળવાનો

બહુજ આગ્રહ કરે છે, અને એના મોમાંથી કેટલાક સુકન નીકળ્યા તેને લીધે મને આપનો હુકમ તોડવાનું પણ વધારે યોગ્ય લાગ્યું."

"કોઈક !—ને તે અત્યારે !—શું કામ લાવ્યો હશે ? એને પેસવાજ શામાટે દીધો?"

"એ માણસ છાતી ઠોકીને કહે છે કે આપની જીંદગી ઘણા જોખમમાં છે—ને તે પણ દૂર નહિ. એનો વિશેષ ખુલાસો તો તે આપનાવિના બીજા આગળ કરવાની નાપાડે છે."

અમીરનાં ભવાં ફરી ગયાં પણ એનું મોં ફીકુ પડી ગયું. એક ક્ષણભર એ વિચારમાં પડી ગયો, પણ તુરતજ ઓરડામાં પાછો પેસી રમા પાસે જઇ. બોલ્યો "સુંદરિ ! ખાતરી પૂર્વક માનજે કે મારે મારો, અમલ તારાપર બજાવવાની લેશપણ ઇચ્છા નથી. પ્રીતિની મૃદુ શક્તિનાજ બલનું તારાપર પ્રબલ્ થાય એવી મારી પૂર્ણ ઇચ્છા છે રંગભૂમિ ઉપર કદાપિપણ તેં કર્યું હોય તે કરતાં વિશેષ સ્વતંત્રાથી આ ચતુરસીવચ્ચે તું રાણી થઇ મહાલ. આજતો હવે રામ રામ. તને નિદ્રા મીઠી આવો.'અને તારાં સ્વપ્ન મારી આશાને અનુકૂલ થાઓ." આટલું બોલીને એ ચાલ્યો ગયો. તુરતજ રમાની પાસે અનેક દોડડાહી દાસીઓ ભેગી થઇ, જેને તેણે ઘણી મુહેનતે દૂર કરી. નિદ્રાને શરણ થવાને બદલે એણે ઓરડાની ચારે બાજુ સૂક્ષ્મ રીતે તપાસી જોવામાં, તથા ગુલાબસિંહ જેનો વિચારજ તેને કાંઇ અલૌકિક બલ પ્રેરતો હતો તેનું મનન કરવામાં, બધી રાત્રી ગાળી.

પેલી તરફ અમીર નીચે ગયો, અને જે ઓરડામાં પેલા અજાણ્યા માણસને બેસાડ્યો હતો ત્યાં પહોચ્યો. એ માણસે છેક માથાથી પગ સુધી એક ઝુલતો જામો ઓઢી લીધો હતો. એની આકૃતિજ કોઈ વિલક્ષણ ભવ્યતા ભરી હતી. એનું કપાલ ઊંચું તથા વિશાલ હતું, અને એનાં નેત્ર એવાં કોરી નાખનારાં, છતાં સ્થિર હતાં કે રાજકુમાર, જેમ આપણા હૃદયમાંની ગુપ્તમાં ગુપ્ત પાપી વાત કોઇ કાઢી લેતું હોય તેનાથી પાછા હઠીએ તેમ, ઝંખવાઇ ગયો.

પરોણાને ગાદી ઉપર બેસવાનું સૂચવતાં તેણે ઉચ્ચાર કર્યો "તમારે મારું શું કામ છે?"

"રાજકુમાર ! જે વંશના પુરુષોએ દિવ્યઆત્મપ્રસાદને માતૃથી વાંછનાના વૈરીકારમાં, અને તેનાં કાળાં કારસ્તાનનો વાંકા ચૂકા પણ એકારે ભવ્ય માર્ગોમાં, ખર્ચી નામ કાઢવું છે તેના, પ્રતિનિધિ ! પ્રતાપી ગુરુકુલ કે જેના મહા પુરુષોનાં નામમાંજ આખા ભરતખંડના ઇતિહાસની ભવ્ય-

તાનો ઉદ્ભવ છે. તેના આરંભજ કે અંધકારથી ઘેરાતા આકાશમાંના છેલ્લા તારાનાં દર્શનમાટે હું આવ્યો છું. કાલે આ વખતે તો તેનું દેશકાલમાં સ્થાન પણ હશે નહિ. રે.છત્ર! તારૂં આખું રૂપજ બદલાય નહિ તો તારા દિવસ ભરાઇ ચૂક્યા છે."

"આ લવારાની શી મતલબ છે?" રાજકુમારે પ્રસક્ષ આશ્ચર્યથી અને ગુપ્તભયથી કહ્યું "તું મને મારા ઘરમાંજ ડરાવવા આવ્યો છે? કે મને કાંઇ ભયની સૂચના કરવા આવ્યો છે? તું કોઇ રખડતો ઢોંગધતુરાવાળો છે, કે કોઈ અજાણ્યો મિત્ર છે? બોલ, અને સ્પષ્ટ સમજાવ. મારે માથે શું ભય છે?"

"ગુલાબસિંહ અને તારા પૂર્વજોની તરવાર" પેલા અજાણ્યા માણસે ઉત્તર આપ્યું.

"આ, હા!" રાજકુમારે મશ્કરીમાં હસતાં કહ્યું "પ્રથમથીજ મેં તને થોડો તો ઓળખ્યો હતો. ત્યારે તો તું પેલા ઘણા કુશલ, પણ હાલમાં તો કોડીની અક્કલના, ધૂતારાનો દોસ્ત કે દાસ જણાય છે. હું ધારૂં છું કે તું એમ પણ કહેશે કે જો પકડી આણેલા એક કેદીને હું હમણા છોડી દઉં તો બધું ભય દૂર થઇ જાય, અને ભરાઇ ગયેલી ઘડી ખાલી થવા માંડે!!

"તારે ફાવે તેમ તર્ક કર, કુરુકુમાર! મારે તે ગુલાબસિંહને સંબંધ છે તે હું કબુલ કરૂં છું. તું પણ એનું સામર્થ્ય અનુભવશે, પણ તે તારો નાશ કરશે ત્યાં સુધી હું તેને નહિ પીછાણે" હું તને બચાવવા ઈચ્છું છું, તેથી ચેતાવું છું. તારે જાણવું છે કે હું શામાટે આમ કરૂં છું? તો સાંભળ. તારા પ્રપિતા વિષે કાંઇ ચમત્કારિક વાતો ચાલતી તેં સાંભળી હશેજ; તેમ આનુષી શક્તિની પેલીપારનું જ્ઞાન પામવાની તેની અતુલ તીવ્ર જિજ્ઞાસા પણ તારી જાણમાં હશેજ. એની સાથે હિમાલયમાંથી એક વિલક્ષણ પુરુષ એના ગુરુ તથા મિત્ર તરિકે આવ્યો હતો, કે જેનેમાટે રાજા પ્રજા સર્વ નાના પ્રકારની વાતો કરતાં, તે પણ સ્મરણ કર. તને યાદ હશે કે એ પ્રથમ તો કંગાલ અને બેઆબરૂ હાલતમાં કોણ જાણે ક્યાં ગુમ થઇ ગયો હતો, ને પછી આ વિચાક્ષણ પુરુષને સાથે લઇ દીલ્હી આવ્યો હતો. એ દિવસથી એની ચઢતી થઈ. જાગીર ઉપર જાગીર એના હાથમાં આવતી ગઇ, ને જો એણે રીતિ પ્રમાણે રસ્તો લીધો હોત તો આજે આર્યાવર્તની ગાદી ઉપર એનોજ વંશ રાજતો હોત, એવી એની સ્થિતિ થઈ. અનેક વર્ષ વીતી ગયા છતાં, એના મો ઉપર એક કરચલી સરખી પણ વળી ન હતી, તે જોઇ સર્વે આશ્ચર્ય પામતાં. પણ જે માર્ગ એણે લીધો હતો તેથી એની વાસનાઓ, જે કેવલ ઐહિક હતી, તે પ્રતિકૂલ હતી. જો એ હતો તેથી જરા અન્યથા હોત તો

ચક્રવર્તીમાં ચક્રવર્તી કરતાં પણ એ મહોટો થાત—અનાદિ, અનંત, પરમ જ્ઞાનવાન્, સર્વશક્તિમાન્ સંઘનો એક થાત, મત્સ્યેંદ્રનો મિત્ર થાત—મત્સ્યેંદ્ર કે જેને તું આજે તારી સમક્ષ દેખે છે."

સ્થિર અને અસ્ખલિત ચિત્તે પેલો ઉમરાવ આ બધું સાંભળતો હતો, તે છેલા શબ્દો સાંભળી ચમકી ઉઠ્યો ને બોલ્યો "લુચ્ચા! તું મારા ભોળાપણાનો આટલો બધો લાભ લેવા હીંમત કરે છે? મારા દાદાના મરણને સાઠ વર્ષ થઇ ગયાં, જો એ જીવતા હોય તો આજે સવાસો વર્ષના હોય; ત્યારે તું, ટટાર અને કાળા ભમર જેવા બાલવાળો છતો એમ કહેવા હીંમત કરે છે કે તું એમનો સાથી હતો!! તને તારી વાત બરાબર ભણાવવામાં આવી નથી—તને માલુમ હોય એમ લાગતું નથી કે સર્વે શિરોમણિ જ્ઞાન રાશિ છતાં પણ એક લુચ્ચા ઉપર વિશ્વાસ રાખનારા મારા પ્રપિતા જે વખતે તેમની મહા યોજનાઓ ફલિત થવાની તૈયારી ઉપર હતી તેજ વખતે પથારીમાંજ મરણ પામેલા જણાયા હતા—અને મત્સ્યેન્દ્રજ એનો મારનાર હતો."

"રામ, રામ!" પેલા અજાણ્યા માણસે બહુ ખેદથી કહ્યું "જો તારા પ્રપિતાએ મત્સ્યેન્દ્રનું કહ્યું માન્યું હોત, જો તેણે છેલામાં છેલી અને બહુ નાશકારક કસોટીએ સંપૂર્ણ તૈયારીવિના, ચઢવામાં વિલંબ કર્યો હોત, તો તારો પૂર્વજ આજે મારી સાથે એવા ખડકની ટોચે ઉભો હોત કે જે ખડકના પગ મૃત્યુરૂપી સમુદ્રનું જલ નિરંતર ધોયાં કરે છે પણ કદાપિ ટોચે પ્હોચી શકતું નથી. તારા પૂર્વજે મારી પ્રાર્થના ગણકારી નહિ, મારી આજ્ઞાની અવજ્ઞા કરી, અને ગુપ્ત વિદ્યા—કે જે મુકુટ અને મણિની વાસના રાખનારથી વેગળીજ નાસે છે—તેને ઝડપવા તલસી રહેલા જીવની ઉગ્ર ચંચલતાથી તેણે ઝંપલાવ્યું—પોતાનીજ ઉગ્રતાના તાપમાં પોતાનું મૃત્યુ આણ્યું."

"એને ઝેર દેઇને મત્સ્યેન્દ્ર નાસી ગયો હતો."

"મત્સ્યેન્દ્ર નાઠો ન હતો" પેલા માણસે પ્રૌઢતાથી કહ્યું "ભયથી દૂર જઈ શકે તેમજ ન હતું. કારણ કે ભય એ એવી વસ્તુ છે કે જેને એણે ઘણે દૂર મૂકેલી છે. એ ઉમરાવે અમરત્વ બક્ષનાર અકસીરનો પ્યાલો મારા ના કહ્યા ઉપરાંત પણ પીવાનો નિશ્ચય કર્યો તેને પેહેલે દિવસે, મારૂં એ માનનાર નથી એમ સમજી, હું ચાલ્યો ગયો. પણ બસ, એ વાત હવે જવા દો. તારા પ્રપિતા ઉપર મને પ્રેમ હતો, તેથીજ એના કુટુંબના છેલા વંશજને હું બચાવવા ઇચ્છું છું. તું ગુલાબસિંહના રસ્તામાં આડો ન આવીશ. તારી વિષયવાસનાને તારો આત્મા ન સોંપ, સમય છે તેટલામાં પાછો ફર. તારા

ધાઇ અને આર્યાવર્ત પડી ભાગ્યું ત્યારથી મુઇ નવીન રચના શરૂ થયેલી છે તેમાંપણ જ્યારથી યુરોપમાં જડવાદ જન્મ પામ્યો ત્યારથી એ રચનાએ વિલક્ષણ રૂપ ધારણ કર્યું છે જ્યાંસુધી એમ માનવામાં આવે છે, કે માણસના કર્મ તેને તે કર્માનુસાર ફલ, વ્હેલા મોડાપણ આપે છે, અર્થાત એક પુણ્યનું કામ કરવામાં કે એક સંકલ્પમાત્રથી પણ પાપ આચરવામાં જે ફલ હાનિ સમાયલા છે તે જેટલા બીજાને ઉદ્દેશી પ્રવર્તે છે તેટલાજ કે તેથી દ્વિગુણ પોતાને પણ પરિણામે વળગે છે એમ સૂક્ષ્મ રીતે સમજાય છે, ત્યાંસુધી હું અને મારૂં તથા પારકું અને પોતાનું એ ભાવથી જે દ્વંદ્વયુદ્ધ રાતદિવસ ચાલે છે તે બહુ અંશે અટકે છે જ્ઞાનીઓ પરત્વે તો નિર્મૂલ થાય છે હું અને તું એવો ભેદ પડવાનું કારણ રહેતું નથી, પણ રહે તો જેટલું "હું" ને સારૂં કે ખોટું, પછી તાદૃશ કે મનોમય તેટલુંજ ને તેવીજ રીતે "તું" ને પણ સારૂં કે ખોટું એમ સ્પષ્ટ સમજાય છે, સમજાય છે નહિ, પણ પ્રત્યક્ષ અનુભવાય છે. એનુંજ નામ આત્મભાન, આત્મવત્ સર્વ એ પરપ્રેમ હવે આથી ઉલટી રીતે જ્યારે એમજ મનાય છે કે કર્મ એવો કોઈ અમુક નિયમ નથી ને જેટલી વાત "હું"ના જાણવામાં છતાં 'તું'થી ગુપ્ત રાખી શકાય તેટલી કાંઈ નડતી નથી, ત્યારે સહજજ ભેદભાવ વધે છે ને માત્ર "હું" મયજ બધું ભાસે છે "તું" મય તો પરપ્રેમના પણ ભાસે છે, પણ તે ભાસવાની પ્રક્રિયામાં ફેર છે આત્મભાવમાં એમ ભાસે છે કે બધુ મારામાં છે, અનાત્મભાવમાં એમ ભાસે છે કે બધા મારા છે, મારેમાટે છે, મારા કામજોગ હોવા જોઇએ, મુનેજ નમવા જોઇએ. આવું થાય છે એટલે ભેદભાવ વધે છે, ને માણસો અન્યોન્યને તો શું, પણ પોતે પોતાનેએ ઠગે છે એવા સમયમાં સારી રીતે છુપાવી શકાય તેવો દુરાચાર, સદાચાર કહેવાય છે, વિજયી દુષ્કર્મ તેજપરાક્રમ કહેવાય છે, અર્થાત્ ધન માત્રનોજ જય વર્તે છે, ને તેનેજ પ્રકારાંતરે અનેક રૂપે ફેલાવવામાં માણસો પુરુષાર્થ સમજે છે

વાચનાર! ચારેપાસ દૃષ્ટિ કરી જો, શું સમજાય છે? બલાત્મનતિ ।। બીજે એનજ્ઞચિત્રજ દેખાશે! પણ જ્યા ધનાસવવિનાનો એટલે પ્રેમભાવનો પ્રકાશ ચમકતો તું દેખે છે ત્યાં તારી વૃત્તિ કેવી થાય છે? તને હસવું આવે છે, એવા પ્રેમભાવવાળાની ગાંડાઇ તને તું તેનાથી વધારે ડાહ્યો છે એમ આનંદ પમાડે છે તું તેનો માનસિક તિરસ્કાર કરે છે! ધનનો વિજય દેખી તને ખુશી થાય છે, ને તું તેને "સાબાશ" કહી, તેનું પરાક્રમ સમજવાની તારી ચતુરાઇને પણ સાબાશી આપે છે! આવું તને થાય છે, પણ તે ખોટું છે એતો તું સહજ સમજી શકે છે છતાં, તને પણ થાય તો એમજ છે. કારણ શું?

અનાદિ કાળનો તને એવોજ સંસ્કાર લાગ્યો છે તેથી એમ થાય છે, તને નહિ પણ બધાને એમ થાય છે, પણ તેમાંજ દુખમાત્રનું મૂલ છે. જે અનાથ સ્ત્રીપુરુષોના કોમળ હૃદય "લોક" ની ક્રૂર ખંજરીશીમા દળાઇ જાય છે, જે આબાલવૃદ્ધના મોમાંથી ખેંચી લીધેલા કોળીયા ઉપર "લોક" પુષ્ટ થાય છે, જે દુરાચાર સદાચારને નામે પ્રવર્તી સર્વત્ર વિષમતા વિસ્તારે છે, ને એવા એવા અનેક વિચિત્ર રંગમા રમતા, હસતા, રડતા, મરતા, આપણાજ બંધુઓને જોઇ જે, રાગદ્વેષનું પૂર ઉભરાય છે, તે બધુ જે વૃત્તિ આપણે કહી ગયા તેનુજ પરિણામ છે!! આ સમય એવો છે કે હડહડતો કલિકાલ વ્યાપ્યો છે યુરોપની એવી દશા છે કે વસતિ વધી પડી છે, જમીન તો તેટલીને તેટલીજ છે, કલાકૌશલ્યાદિથી પણ હવે ઝાઝી પ્રાપ્તિ થતી નથી,—કરોડો અનાથ, અનાશ્રિત, નિરાધાર, લોકો દુખમા રખડે છે, તેમને સુવાનું બીછાનું નથી ખાવાનો રોટલો નથી, ને રહેવાનું સ્થલ નથી! બીજી તરફ જુઓ તો કરોડાધિપતિઓ !! મેહેલામા એજ ગરીબોને હાથે ઉત્પન્ન કરેલી દોલત લખલૂટ નાચમજરાઓમા લુટાય છે, મોજમઝામા ને દારૂબાજીઓમા વપરાય છે, એકાદ ટોપીના ફુમતા ઉપર, કે એક આનંદી ચેહેરા ઉપર ફના થાય છે!! ગરીબ લોકો આ જુલમ સહન કરી શકતા નથી શું માણસ જાતેજ પાપી હોય છે? ના ના, અમે એમ માનતા અચકાઇશુ તેમની ગરજ, ખરે કરડી ગરજ, છોકરા છૈયા ને નજરોનજર ભુખે મરી જોતા જોઇ પેદા થયેલી ગરજ. તેમને ચોરી, લૂટ દગલબાજી જેવટ કમકમાટ છૂટે તેવા વ્યભિચાર, બધામા દોરે છે આવી દશા યુરોપમા થઇ છે આપણે અહીં હજી એવુ નથી, પણ તેનું કારણ જુદુજ છે આપણે યુરોપ કરતા વધારે અગવડ એટલીજ છે કે આપણી જમીન સારી છે, પણ મુખ્ય કારણ તો એજ છે કે આપણા દેશની પૂર્વપરંપરાગત રીતિ પ્રેમભાવ પૂરૂ આત્મભાવવાળી છે તેથી આપણે અર્ધા રોટલામા ત્રણ ચાર જણનો જેમ તેમ નિભાવ કરીએ છીએ બાકી દેશની ગરીબાઇ તો એટલી બધી છે કે આખી દુનીયામા મહાદેશ આપણા દેશ જેટલો ગરીબ નથી. એ ગરીબાઇ હજુ પાશ્ચાત્ય અનીતિનું ઘોર રૂપ પકડતી નથી જેમા આપણા ધર્મવિચારનેજ બહુ માન છે. પાશ્ચાત્ય નીતિનો સંસર્ગ થયો છે, એથી જે પરિણામો આવે છે તે તો નજરેજ છે ને તેથી હજુ શુ થશે તે કહી શકાતુ નથી જેમ જેમ પાશ્ચાત્ય રીતિ વિગેરે પસરશે તેમ તેમ આપણી દશા પણ વિપરીત થતી જશે અમેરિકા તરફ જોતા આપણી નજર કાંઇક ઠરે તેવુ છે, જો કે ત્યા પણ યુરોપીય દુર્વ્યસનો નથી એમ તો નથીજ. જ્યારે જ્યારે દુનીયાની આવી સ્થિતિ થાય છે ત્યારે ત્યારે તેનો કાંઇને કાંઇ ફડચો થયા વિના રહેતો

નથી ને તેવો ફડચો યુરોપમાં એકવાર ફ્રેંચ રેવોલ્યુશન થવાથી આજથી બરાબર સો વર્ષ ઉપર થયો હતો. પણ પાછું જેમનું તેમ થઇ રહ્યું છે. આમેરિકાએ તેવાજ વખતમાં એ ફડચો જે રીતે કર્યો હતો તે રીતિને પકડી રાખી સ્વતંત્ર પ્રજાશરાજ્ય સાચવ્યું છે, તેથી ત્યાં હજુ કાંઈ અતિશય સંકટની દશા આવી નથી.

સારે આવી દુઃખરૂપ નિરાશામય સ્થિતિનો નીકાલ કેમ આવશે? એના નીકાલમાટે જમીનને વધારે ફળદ્રુપ કરવાનો યોગ કરવો, કલા કુશલતા વધારવી, ન વપરાયલી જમીનો વાપરવા માંડવી, એક દેશથી બીજા દેશમાં વસવા જવું, નવા દેશ જીતવા, ઇત્યાદિ કલ્પના યોજ્ય છે તે આપણે જાણીએ છીએ. પણ એ બધી યોજનાથી સંતોષકારક નીવેડો આવતો નથી એમ અસંખ્ય માણસો માને છે. તેનું કારણ એમ માને છે કે જ્યાં સુધી દેશમાં માણસો એક બીજાથી ભેદ રાખી અન્યોન્યનું હરણ કરવામાંજ પૈસાદાર થઈ સામાને ગરીબ કરે છે, ત્યાં સુધી કલેશ ઓછો થવાનો નથી. બીજી રીતે કહીએ તો ખાનગી મીલકત એવું કાંઈ હોવું જોઇએ નહિં, કેમકે બલ મજુરીથી પ્રાપ્ત કરેલી મીલકત તે રૂપાંતરે કોઇ પાસેથી કોઇવારે પણ ખુંચી લીધેલીજ છે. એમ થાય તેમાં દેશને કાંઈજ લાભ થતો નથી ઉલટું એક ભાગના લોકો ગરીબ થઇ બીજા તેમને દુઃખે સુખી થાય છે! એક ખીસામાંથી બીજે ખીસામાં પૈસા મૂકીએ તો એક ભરાય ને બીજું ખાલી થાય, પણ તેથી પૈસાની રકમમાં કાંઇ ફેરફાર થતો નથી. આવો જે અન્યાય પ્રવર્ત્યો છે તે ટાળવામાટે ખાનગી મિલકત એવી વાતજ કાઢી નાખવી જોઇએ, ને જેટલા શક્તિવાન્ હોય તેટલા લોકોએ પોતાને અનુકૂલ હોય તે મુહેનત કરી ઉપાર્જન કરવું જોઇએ. એ ઉપાર્જન સામાન્ય ભંડોળમાં રહે ને તેમાંથી જેને જેવું યોગ્ય હોય તેવું પોષણ થાય. આ, લગત આવી વ્યવસ્થામાટે પરણવા વગેરેના નિયમોમાં પણ ઘણા જરૂરના ફેરફારો કરવાની જરૂર પડે, જે પણ અમુક પ્રકારે ગોઠવવામાં આવે છે. આ વ્યવસ્થામાં કોઇ રાજા કે કોઈ રંક, કોઇ અમીર કે કોઈ ચાકર, એવું હોવાનુંજ નહિ, સર્વ સમાન ને તેમાં અશક્ત લોકોજ માત્ર દૂર રહેવાને પાત્ર; આ રીતિ બધા દેશોમાં પ્રવર્તાવવી એવા હેતુથી સર્વ સમાનભાવ વિસ્તારવાને જે જે મંડળ પાશ્ચાત્ય દેશોમાં ઉભાં થયાં છે તે બધાં સોશિયાલિસ્ટ અથવા સેવેલર્સ કહેવાય છે. એજ હેતુઓને લક્ષમાં રાખી તેમને જુદે જુદે માર્ગે અમલ કરવાનું આદરી બેગ્મારાની ઉત્તમ મધ્યમ કનિષ્ટ પંક્તિઓ પણ પડેલી છે. ઘણાક આ આચરીને એવા નિયમોનો અમલ કરવા મંડી પડી એમ માને છે કે જેવી સ્થિતિ

હાલ છે તેવી સ્થિતિમાં એ ફેરફારો થનારા નથી, માટે એકવાર તો બધાનો નાશ કરી પછી બધું સ્થિર કરવું. આ હેતુથી નાશ કરનારા ઘણાક "નિહિલીસ્ટ," "ફેનીઅન" "ડાઇનેમાઇટાર્ડ્સ" ઇત્યાદિને નામે ઓળખાય છે, ને તેઓ બહુ ઘાતકી અને અધમ જુલમ ગુજારતા સંભળાય છે. આવું સોશીઆલિઝમ અથવા સમાનભાવના સિદ્ધાંતોનું રૂપ છે.

એના ગુણદોષ તપાસવાનું કામ હાલ બાજુએ રાખતાં એટલું તો કહેવુંજ જોઇએ કે વિચારવાનને આ બધી બાબતથી કેવા દેશ તરફ પશે? તેને શું એમ નહિ લાગે કે આર્યધર્મ નીતિ જેથી કેવલ આત્મભાવ વિસ્તરતો તેજ બહુ શ્રેયસ્કર હતી—એ નીતિને જેમ જેમ આપણે તજતા જઇશું તેમ તેમ ઘણાં ભયંકર દુઃખોમાં ડુબતા જઇશું એમ પણ હવે સ્પષ્ટ સમજવામાં કાંઈ બાધ છે? ને વળી જ્યારે આપણે સોશીઆલિઝમમાં જે નુકસાન છે તે તે તરફ વિચાર કરીશું ત્યારે આપણી આર્યનીતિ કેટલી પ્રિયકર માનીશું? પણ હાલ તો વાચકના સુવિચારને આ વાત સોંપી અત્રેજ અટકવું આવશ્યક છે.

---

## લોકવાયકા.

ગાયકવાડ સિયાજીરાવે ડેકન એજ્યુકેશન સોસાઇટીના ફંડમાં રૂ ૬૦૦૦ ) આપ્યા છે.

---

પ્રિન્સ આફ વેલ્સની મોટી દીકરીના લગ્ન ટાણે ૧૦ લાખ રૂપીઆ ચાંદલો ગુજરીના આવ્યા મોટાનું સઘળુંજ મોટું.

---

જળગામમાં એક બાઇને છોકરો આવ્યો તેના શરીરપર બીલકુલ વાળ નથી, માથાપર ત્રણ કેશ છે, તથા તેની આંખો મોટી છે. સૃષ્ટિની વિચિત્રતા.

---

પુનેરો સ્ટેટમાં ૯૦૦૦ સ્ત્રીઓ વૈશ્યાનો ધંધો કરે છે તેમની વાર્ષિક કમાઇ રૂપીઆ બે હજારથી પચાસ હજાર સુધી હોય છે.

---

૧૮૮૮ ની સાલમાં ઈંગ્લાંડથી હિંદુસ્તાનમાં ૩૦ કરોડ રૂપીઆનો માલ આવ્યો અને ૩૩ કરોડ રૂપીઆનો માલ અહીંથી ત્યાં ગયો.

---

વિધવાઓના પુનર્વિવાહ ન થવા દેવામાટે કાયદો કરવાને વિલાયતની કેટલીક સ્ત્રીઓએ અરજ કરી છે. જ્યારે અમારા સુધારાના સાગરીતોને તેજ થવામાટે કાયદો જોઇએ છીએ. શી જમાનાની ખુબી!

---

જાનસ્ટન શેહેરમાં જળપ્રલય થયો ત્યારે ત્યાંના લોકોને મદદ કરવામાટે ૪ દિવસમાં ૧૦ લાખ રૂપીઆ ભેગા થયા. અને સુરતમાં અગ્નિપ્રલય થયો તેને ચાર મહિના થયા તોપણ ૧૦ લાખ રૂપીઆ ભેગા થયા નથી!

---

## વિજ્ઞાપના.

લખાણ—આ પત્રને માટે સર્વેએ છુટથી કરવું–એવી અમારી અસલથીજ પ્રાર્થના છે; પણ તે કોઇ પણ માસની તા૦ ૧૦ મી પૂહેલાં આવશે તોજ તે પછીના માસમાં દાખલ થઇ શકશે લખાણ તથા પત્ર, ચોપાનિયાં વગેરે સંબંધી વ્યવહાર પ્રિયંવદાના તંત્રી–નડિયાદ, એ સરનામે રાખવો. પત્રના લવાજમ તથા વ્યવસ્થા બાબત અમને લખવું. "ગજેલુ" એમ લખ્યાવિનાના જેટલા વિષયો આ પત્રમા આવ્યા છે કે આવે છે તેનો કોપીરાઇટ-તંત્રીનો છે, માટે તે છાપવા છપાવવાનો કોઇને હક નથી.

---

લવાજમ પોસ્ટની ટીકીટોથી વાળવામા આવે તો તે ટીકીટો માત્ર ના આનાવાળીજ હોવી જોઇએ. દર રૂપીએ એક ટીકીટ વટાવની પણ વાળવા ચુકવુ નહિ. વળી પૂહોંચ મંગાવનારે ના આનો વધારે વાળવો.

---

જાહેરખબરનો ભાવ—એક વખત આખા પાનાના રૂ ૩). ના પાનાના રૂ ૨) ના પાનું અથવા મે ઇંચ જગાનો રૂ ૧ા. દરેક લીટીના ૩ ૦) લાંબી મુદતમાટે ઉઘડ ભાવ ઠરાવવામા આવશે. તા ૨૦ મી પૂહેલાં જે જાહેરખબર નહિ મળે તે તે પછીના માસમા જગા હશે તોજ આણી શકાશે–નહિ તો તે પછીનામા આવશે.

મુંબઈ–પુસ્તક પ્રસારક મંડળી. કાળકાદેવી. } રામદાસ કાશીદાસ મોદી. વ્યવસ્થાપક

પ્રિય વાંચનાર,

આ ગ્રંથનું બીજું વર્ષ આ ભાગમાં પૂરું થયું છે. અમે ધારીએ છીએ તેમ—જો ગ્રાહક રહી આ શુભ કામમાં કરો છો તેવી મદદ કરવા રાજી હો તો—નવો અંક નીકળતા સુધીમાં તેનું લવાજમ રૂ. ૧-૩-૦, (ટપાલ ખર્ચ સુદ્ધાં) કૃપા કરી મોકલવા ગોઠવણ કરશો,

વર્ષની શીરૂઆતથીજ જેઓ ગ્રાહક થયા છે અને ભરેલા લવાજમની મુદત જેમની પૂરી થઇ છે તેમનેજ સદરહુ વિજ્ઞપ્તિ છે. તેમ વર્ષની વચગાળે થએલા ગ્રાહકોએ પણ પોતપોતાની મુદત પૂરી થએ લવાજમ રવાના કરી દેવા અવશ્ય કૃપા કરવી.

રામદાસ કાશીદાસમોદી.
સેક્રેટરી પુસ્તકપ્રસારક મંડળી.
"વ્યવસ્થાપક" પ્રિયંવદા.

---



---

# શ્રીમદ્ભગવદ્ગીતા.

( અનુસંધાન પાને ૨૦૭ થી )

તેમની જીવન્મુક્તિની દશા બતાવે છે. પરબ્રહ્મને જાણવારૂપ વિદ્યા, તેમ કેવલ સત્વોદયરૂપ અનહંકાર એવો વિનય, તે ઉભયથી યુક્ત એવા બ્રહ્મ જાણનાર એટલે બ્રાહ્મણને કે રજોમય અસંસ્કૃત પ્રાણીમાત્ર ગવાદિને કે તમોમય હસ્તિ શ્વાન તથા શ્વપચ કહેતાં અસ્પર્શ્ય ભંગી આદિને, પંડિતો એટલે જેમને બ્રહ્મભાવરૂપ પરમ પંડા એટલે બુદ્ધિ ઉદય પામી છે તેવા. સર્વદા સમાન ભાવથીજ દેખે છે. તે સર્વમાં તેમને સમદર્શિતા હોય છે એટલે તેઓ તેમાં બ્રહ્મમાત્રજ અનુભવે છે ને બ્રહ્મમાં કોઇ પ્રકારનું ન્યૂનાધિકપણું છેજ નહિ, એટલે તે તેવું લેશપણ દેખતા નથી. આ ઠેકાણે ઘણીક શ્રુતિ સ્મૃતિના આધારે નાના પ્રકારના ભેદાભેદનો વિવેક કરવા અજ્ઞાનથી વિમૂઢ થયેલા પંડિતો બેસે તેમને ઉત્તર આપે છે કે બ્રહ્મ સર્વદા નિર્દોષ એટલે જાતિ, વ્યક્તિ, સ્પર્શ્ય, અસ્પર્શ્ય, આદિ ભેદથી રહિત, નિર્દોષ છે ને સર્વદા સમ એટલે કાંઇ ન્યૂનાધિક રહિત, એકરસ, એકાકાર, છે આમ છે એટલે જેનું મન સામ્ય ઉપર એટલે સમ જે બ્રહ્મ તેનો ભાવ સામ્ય, તે ઉપર છે, અર્થાત્ બ્રહ્મ છે, તે અહિંજ એટલે આ સંસારમા છતો. મુવા પૂર્વે પણ, સર્ગ એટલે દ્વૈત પ્રપંચ. તમામ દ્વૈત ભાવ, તેને જીત્યો છે, તેથી, તરી ગયો છે, તેને જાણતોજ નથી, એવા હોય તેજ બ્રહ્મસ્થ છે, બ્રહ્મ છે. દ્વૈતપ્રપંચમા છતાં તે લેપાતા નથી. अग्निर्यथैकोऽह्यसंपृक्तः सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः એ શ્રુતિ પણ તે ઉપર પ્રમાણ છે. જીવન્મુક્તની જે આવી સ્વાભાવિક દશા છે તે મુમુક્ષુઓએ સર્વદા અનુસરવી એમ સૂચવવામાટે જીવન્મુક્તની દશાનું વર્ણનમાત્ર હવે શ્લોક "ન કરવો" એમ વિધિવાક્ય મૂક્યું છે. પ્રિયાપ્રિયથી જેને રાગ દ્વેષ નથી તેજ સ્થિરબુદ્ધિ એટલે દ્વિતીયાધ્યાયમાં કહેલો સ્થિતપ્રજ્ઞ છે. સાક્ષાત્કારનું ફલ બતાવી સંપૂર્ણ એકજ્ઞાનાનુરૂપ નિદિધ્યાસનનું ફલ કહે છે કે તે અસંમૂઢ એટલે સર્વદા બ્રહ્મમય હોય છે. આ બે લક્ષણથી તે બ્રહ્મવિત્, એટલે અપરોક્ષાનુભવ પામનાર, મહાવાક્યજન્ય પરમ તત્વરૂપ થાય છે. એજ બ્રહ્મસ્થ. એવી શંકા થાય કે સર્વ ધર્મ લક્ષણાદિરહિત એવા બ્રહ્મમાં, અનંતકાલથી વિષયસુખના સંસ્કારવાળાને શું સુખ મળે તેમ છે, તો તેનો નિષેધ કરે છે. બાહ્યસ્પર્શ એટલે જેનો ઇન્દ્રિયદ્વારાથી

સ્પર્શ થઇ શકે તે શબ્દાદિ વિષયો, તે પણ બાહ્ય છે એટલે કે પ્રત્યક્ ચેતન પરમાત્માથી વિલક્ષણ છે આવા બાહ્ય સ્પર્શમા જેનો આત્મા અસક્ત એટલે વળગેલો નથી, તે ખરૂ આત્માનદનું સુખ અનુભવે છે. એ સુખ વર્ણવી શકાય તેમજ નથી. એનો અંશમાત્ર શ્રીમદ્ ભાગવતના એકાદશમા બતાવ્યો છે न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यं न सार्वभौमं न रसाधिपत्यम् । न योगसिद्धीरपुनर्भवं वा मय्यर्पितात्मेच्छति मद्विनान्यत्[1] ॥ શ્રી મહાભારતમા પણ કહ્યુ છે કે यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् । तृष्णाक्षयसुखस्यैते कलां नार्हन्ति षोडशीम्[2] ॥ એ સુખનો જે આનદ તે અનર્ધ્ય છે, ને વળી અક્ષય એટલે કદાપિ પણ ક્ષય ન થઇ શકે તેવો છે. એવું જે અક્ષય સુખ તે બ્રહ્મયોગયુક્તાત્મા મહાત્માઓ સાક્ષાત્ અનુભવે છે. બાહ્ય વિષયની નિવૃત્તિથી બ્રહ્માનદ અને બ્રહ્માનદથી બાહ્યનિવૃત્તિ એમ અન્યોન્યાશ્રય દોષ આવશે એવી કોઇ શકા કરે તે નિવારવા બાવીશમો શ્લોક કહે છે. સ્પર્શ એટલે ઇન્દ્રિયગ્રાહ્યવિષય, તજ્જન્ય જે સુખ તે સ્પર્શજન્ય ભોગ, એવુ અનેક પ્રકારનુ જે સુખ તે સ્પર્શજન્ય ભોગ, એ બધા દુ:ખ મૂલકજ છે એટલે દુખનુ મૂલ જેમા સમાયલુ છે એવા છે કેવલ દુખરૂપ છે. જેટલી જેટલી આસક્તિ, જેટલી જેટલી આશા, તેટલુ તેટલુજ દુ:ખ એ આપણે અનેકવાર પ્રતિપાદન કર્યુ છે શ્રી વિષ્ણુ પુરાણમા પણ કહ્યુ છે કે यावन्तः कुरुते जन्तुः सम्बन्धान्मनसः प्रियान् तावन्तोऽस्य निखन्यन्ते हृदये शोकशङ्कवः[3] ॥ દુ:ખમય છે તેનુ કારણ કહે છે કે વિષયભોગ સર્વે આતવાળા છે, પણ બ્રહ્માનદતો તેથી વિલક્ષણ છે, અનાદિ ને અનત છે. જેને આદિ છે ને અત છે તે વસ્તુ સર્વદા પરિચ્છેદાત્મક થયાથી દુઃખરૂપજ છે, ને શ્રીગૌડપાદાચાર્યે પોતાની કારિકામા કહ્યુ છે કે आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा[4] તેમ સર્વદા ત્રિકાલમા મિથ્યાજ છે આમ વિષયો ઉપર

---

૧ પરમેષ્ઠીપદ, મહેંદ્રપદ, સાર્વભૌમપદ, રસાધિપત્ય, યોગસિદ્ધિ, અપુનર્ભવ, એમાનુ કાંઇપણ મારામા જેણે આત્મા અર્પ્યો છે તે ઇચ્છતો નથી

૨ લોકમા જે કામનુ સુખ છે, ને જે સ્વર્ગનું મહા સુખ છે, તે તૃષ્ણાક્ષયના સુખના સોળમા ભાગની પણ બરાબરી કરી શકે તેમ નથી

૩ જેટલા જેટલા સબધ પોતાના મનથી કોઇ જંતુ પોતાને પ્રિય કરે છે તેટલા તેટલા એના હૃદયમા શોકના ખીલા રોપાય છે.

૪ જે આદ્યંતમા નથી તે વર્તમાનમા પણ નથીજ.

દોષ દૃષ્ટિ રાખી પંડિતો, જ્ઞાનીઓ, તેમા બધાતા નથી શંકાનુ જે સમાધાન આ શ્લોકથી કરવા ધાર્યું છે તે એટલુજ સમજવામાં છે કે વિષયોનો ત્યાગ વિષયોમા દોષદૃષ્ટિ કરી કરવો એટલે બ્રહ્માનંદ ઉદય પામશે આમ સમજતા અન્યોન્યાશ્રય દોષ આવતો નથી, ને મુમુક્ષુને મગ્નમાર્ગ સૂચવાય છે એજ માર્ગે અધિકાર સૂચવવામા બાકી આ અધ્યાય સમાપ્ત કરે છે શરીર પડશે ત્યારે તો તેને સુખ દુ ખ કાંઇ લાગવાનું નથી, અર્થાત્ સુખ દુ ખ એ કાંઇ સ્વભાવસિદ્ધ વસ્તુગતિ નથી, જો તેમ હોય તો ત્રિકાળમા પણ સંગ ખીજ રીતે એમની એક વસ્તુથી અનુભવાય, ત્યારે શરીપાત પૂર્વે જો એવી સ્થિતિ થાય કે કામ ક્રોધાદિકનો વેગ ઉઠયા છતા પણ પાછો શમાવી દઇ કાઢી નાખી સદા ચલાય નહિ, તો મોક્ષ પ્રત્યક્ષજ છે અત્રે કામ એટલે ઇચ્છા, તૃષ્ણા માત્ર એમ સમજવુ એમ જે પુરુષો કરી શકે તેજ યુક્ત એટલે યોગી જાણવા, સુખી જાણવા, ને ખરા નર અર્થાત્ મનુષ્ય દેહનુ સાર્થક કરનારા પુરુષાર્થવાળા જાણવા મહાત્મા શ્રીવસિષ્ઠે પણ કહ્યુ છે કે प्राणेगतेयथादेहः सुख दु खनविन्दति। तथाचेत्प्राणयुक्तोऽपि स कैवल्याश्रमेवसेत् ॥[1] કેવળ કામક્રોધાદિના વેગને સહન કરવામાજ પુરુષાર્થ છે એમ નથી પણ તેથી આગળ જવાની પણ અપેક્ષા છે એમ હવે સૂચવે છે અંત સુખ એટલે બાહ્ય એવો જે અનાત્મ પદાર્થ તેમા સુખ ન માનતા પ્રત્યગ્ દૃષ્ટિમાજ આનંદ માનનારા અંતરારામ એટલે અંતરમાજ સર્વ પ્રકારનો આરામ, ક્રીડાદિ, સાધનારા, ને અંતર્જ્યોતિ એટલે અંતર્ ચૈતન્ય માત્રથીજ જેનો પ્રકાશ અર્થાત્ જ્ઞાનપ્રકાશ વૃદ્ધિ થાય છે તેવા, બ્રહ્મરૂપતારૂપ મોક્ષને સહજ અનુભવે છે તે મહાત્માઓ બ્રહ્મ થયાથી બ્રહ્મમાજ રહે છે ब्रह्मैवसन्ब्रह्माप्येति એવી બ્રહ્મમા સહજજ સ્થિતિ સિદ્ધ સમજાઇ જાય છે તે પ્રસંગ સમજવાને બ્રહ્મસૂત્રમા કાશકૃત્સ્ન ઋષિનુ મત આપી अवस्थितेरितिकाशकृत्स्न એ સૂત્રના વિવેચનમા શ્રીશંકર ભગવાને સારો વિવેચન બતાવ્યો છે, બ્રહ્મ નિર્વાણ એટલે મહાવાક્યજન્ય અપરોક્ષ સાક્ષાત્કારરૂપ મોક્ષ તે જે મહાત્માઓને મળે છે તેમના જ્ઞાનનો ક્રમ સહજ સૂચવી, મુમુક્ષુને માર્ગ બતાવે છે, કે પ્રથમ યજ્ઞ યાગાદિથી કરી ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરી કલ્મષ માત્રને ક્ષીણ કરેલુ છે જેણે એવા તથા તે પછી શ્રવણાદિથી દ્વૈધ કહેતા સંશય

---

[1] પ્રાણ ગયેથી દેહ સુખ દુ ખ જેમ પામતો નથી તેમ પ્રાણયુક્ત છતે જેને થાય તે કૈવલ્ય પામ્યોજ જાણવો

માત્ર તે જેણે છિન્ન કરી નાખી એકતાનતા પ્રાપ્ત કરી છે તેવા, તથા પછી સાધન સંપત્તિથી જેણે આત્માને એટલે ચિત્તને યત નામ કેવલ સ્થિર કરી નાખ્યું છે એવા. ને અહંતામમત્વ તજી સર્વાત્મના ગ્રહણ કરી સર્વના હિતમાં જે સર્વદા નિમગ્ન થઈ ગયે અભિન્ન આત્મરૂપ થયા છે તેવા. બ્રહ્મનિર્વાણ સહજમાં અનુભવે છે કામ ક્રોધથી રહિત અને યતચિત્ત એવા જે યોગી છે તે આત્માનેવિષેજ રમનાર છે, વિદિત એટલે સર્વદા અપરોક્ષ રીતે અનુભૂત છે આત્મા જેને એવા વિદિતાત્મા છે * તેમને બ્રહ્મનિર્વાણ સ્વતઃજ સિદ્ધ છે હવે છેક બ્રહ્મયોગ કરવામાટે ધ્યાનક્રમ સૂચવવાને સૂત્રરૂપ ત્રણ શ્લોક કહે છે. આખો છઠ્ઠો અધ્યાય એ ત્રણ શ્લોકના વિવરણરૂપે આવશે એટલે તેમના વિષે અત્રે વિશેષ વિવેચન કરવાની જરૂર નથી; અર્થમાત્ર સ્પષ્ટ થાય તેટલું કહીએ. સ્પર્શ એટલે વિષયાદિ જે સર્વદા બાહ્યજ છે. અર્થાત્ આંતર ચેતનને પણ બાહ્ય ખેંચી જનારા છે, ચેતનમાં પોતામાં છેજ નહિ; તો તે બાહ્ય છે તેને બાહ્યજ રાખી અર્થાત્ ચેતનને તેમાં ન પરોવી, એટલે પર વૈરાગ્ય પ્રાપ્ત કરી. ને ચક્ષુને ભ્રૂના અંતરાલમાં એટલે ભ્રુકુટીસ્થાને જેને યોગીઓ ત્રીવેણી એ નામથી કે આજ્ઞાચક્રના અધિષ્ઠાન રૂપે ઓળખે છે, ત્યાં સ્થિર કરી, પ્રાણાપાન બન્નેને નાસાના અંતરમાજ સમાન કરી દઈ એટલે કે મહાકુંભક જેમાં શ્વાસ પ્રશ્વાસનો સહજ વિચ્છેદ થાય છે ને પ્રાણાપાન અંતરજ ઘુંટાય છે તે સાધી, ઇચ્છા ભય ક્રોધાદિથી મુક્ત થઈ, કેવલ મોક્ષ પરાયણતાથી બ્રહ્મ ભાવમાં સ્થિરતા બાંધી, જે રહે તે મુક્તજ છે. ચક્ષુને ભ્રૂમાં લગાડવામાટે કહ્યું છે તેમાં એમ તાત્પર્ય સમજાય છે કે કેવલ નિમીલન કરવાથી નિદ્રારૂપ લય દોષમાં પડી જવાનો સંભવ છે તે, તથા બહુ ઉઘાડવાથી પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, સ્મૃતિ, એ ચાર દોષ છે તે, એમ પાંચ દોષમાંથી કોઈ કે સર્વ, ઉદય પામી, વિક્ષેપ પાડે નહિ. આ ઠેકાણે મુક્તને માટે આવો કુંભક સાધવાનો કહ્યો છે પણ સમજવું જોઇએ કે જે બ્રહ્મ થયેલો છે તેને તેવો કુંભક પોતાની મેળે સહજ સિદ્ધ હોયછે, કેમકે બ્રહ્મવાદનું એજ તત્ત્વ છે કે પિંડ બ્રહ્માંડની એકતા કરવી; તો તે જેને થઇ છે તેવાને સહજજ કુંભકાદિ સિદ્ધ હોઈ શકે છે. કિંબહુના બ્રહ્માંડના પ્રાણ પ્રમાણેજ તેના પિંડનો

---

* આ ઠેકાણે શ્રીરામાનુજીય સંપ્રદાયના ગ્રંથમાં વિજિતાત્મા એમ લખેલું છે તેનું તાત્પર્ય માત્ર જીવેશ્વર ભેદ બતાવવા પરત્વેજ છે; પણ તે અનેક રીતે અનિષ્ટ છે એમ આપણે વારંવાર કહી ચુક્યા છીએ.

પ્રાણ નિરંતર વર્તે છે—શુદ્ધ બ્રહ્મભાવમાં સ્થિતિને અનુભવવાનો ડોળ રાખ નારા વેદાન્તીઓને આ વાત લક્ષમાં દૃઢાવવા જેવી છે એમ સ્થિર ચિત્ત યોગ પરાયણ થઈ પછી અંતરમાં બ્રહ્મભાવ ઉપરજ એકતાનતા રૂપ ધ્યાન માંડવાથી સહજમાં સિદ્ધિ થાય છે તે બ્રહ્મભાવ યથાર્થ ઘટાવવા છેલો શ્લોક કહે છે કે યજ્ઞ તપાદિ કર્મમાત્રનો ભોક્તા એટલે તે તે વ્યવહારનો અંતરમાં કરનાર સર્વ લોક મહેશ્વર અર્થાત્ સર્વ લોકમાં છતાં સર્વથી ભિન્ન એવો અબાધ સર્વમય સર્વાધાર, સર્વ ભૂતનો સુહૃદ એટલે મિત્ર અર્થાત્ સર્વના આનંદનું નિદાન, એવો પરબ્રહ્મ ત્રિપુટી માત્રનું અભિન્ન નિદાન જે સમજે તે સહજમાં નિત્ય અપરોક્ષ સાક્ષાત્કાર રૂપ શાન્તિ અનુભવે. આવા અનેક નિર્દેશથી યોગ તથા સાંખ્યનું તત્ત્વ એકરૂપે ગ્રહણ કરી જ્ઞાનીઓએ બ્રહ્મભાવ ગ્રહવો

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे कृष्णार्जुनसंवादे संन्यासयोगो नाम पञ्चमोऽध्यायः ॥



## સદ્‌વૃત્તિ



( અનુસંધાન પાને ૨૧૦ થી)

"ખરા શૌર્યવાળા પુરુષોજ ખરા ઉદાર હોઈ શકે છે તેમની ઉદારતા એટલી તો ભવ્ય હોય છે કે તે ઘણીવાર અલૌકિક અને ન માનવા જેવી લાગે છે પણ એ તો નક્કીજ છે કે શૌર્ય સાથેજ ઔદાર્ય સારૂં શોભે છે ઓરંગઝેબને શિક્ષા કરવામાટે ચઢેલો રજપુતોમાંના એક સરદારે પોતાનો ઘોડો તેના હાથીના હોદાસુધી ટપાવી, પોતાનો ભાલો તેની છાતીપર ધર્યો તે વખતે મુગલબાદશાહ તેને શરણ થઈ નમ્યો તેથી તે તેને જીવતો તથા છૂટો મૂકી પોતાનું લશ્કર લઈ પાછો વળ્યો એ ઉદારતાની બરાબરી કરવાને આખા જગતની તવારીખમાં એક પણ દાખલો મળી આવે તેમ નથી આવા ને આવા ઉદાર પરાક્રમોથીજ રજપૂતોએ મહાવીર્યદર્શન કરાવ્યા છતાં, હારી વળી છે પણ તે શાથી? ઉદારતા હમેશા ઉદારતાજ પેદા કરે છે, પણ મુસલમાનોએ ઉદારતાનો બદલો દગાવડેથી વાળ્યો છે એજ તે અનેભાવે નિંદ્યનું સ્થાન છે, ને એમાંજ રાજપુતોની ઉદારતાનું અધિકાધિક ભૂષણ છે. રણરંગમાં જેવી આ ઉદારતા અપ્રતિમ શોભા આપે છે, તેવી

સરસ્વતી મંદિરમા પણુ અનેક ઉદારતા આવે છે. પ્રખ્યાત લાપ્લેમવિષે એમ કહેવાય છે કે જ્યારે ફ્રેંચ એકેડેમીમા બીઓટે એક ગણિત સબંધી નિબધ વાચી બતાવ્યો ત્યારે બધા તેથી બહુજ સંતોષ પામી બીઓટને માન આપવા લાગ્યા, જેમા લાપ્લેમે પણુ ઉભરાતા હૃદયથી ભાગ લીધો પછી બીઓટને પોતાને ઘેર તેડી જઇ, તેજ દિવસે, લાપ્લેમે તેજ ગણિત વિષયનો તેવોજ લેખ પોતાના જુના કાગળીયાના પોટલામાથી કાઢી બીઓટને બતાવ્યો; તથા એ વાત કોઇને ન જણાવવા તેને વિનવ્યુ. તથા બીઓટને જે માન મળ્યુ હતુ તથા મળવાનું હતુ તે તેને ભોગવવા દીધું. આ અપ્રતિમ ઉદારતાની વાત બીઓટે પોતેજ જો પચાસ વર્ષ પછી પ્રસિદ્ધ ન કરી હોત તો કોઇના જાણવામા આવત નહિ. આવી ઉદારતાથી જ્યારે રણરગ અને સરસ્વતીમંદિર વિભૂષિત છે ત્યારે સામાન્ય વ્યવહારપણુ કાઇ છેક તેથી અજાણ્યો નથી એવા અનેક પ્રસગો બનતા હશે પણુ જાણવામા છે તેવો એકજ અત્રે કહીએ. એક ઘરચણવામાટે પાલખ બાધેલી હતી તે ઉપર અનેક માણસો કામે લાગ્યા હતા. એકાએક પાલખ તુટી પડી ને બધા માણસો છુટાછુટા થયા પણુ એક બુઢો ને એક જવાન એજ પાલખનું એક પડુ પડુ કરી રહેલુ પાટીયુ હતુ તેને લટકી અધર રહ્યા. થોડીજ પળમા પાટીયુ પડશે, અને બન્નેનું મોત થશે એમ જાણી ડોસાએ કહ્યુ "અલ્યા જુવાન ! તુ મૂકી દેતો ડીક, હુ પાચ છોકરા ને તેની માનો પાળનાર છુ" જુવાને તુરતજ પાટીઆનો છેડો મૂકી દઈ પોતાનો જીવ આપી કુટુંબના પાળનારનો જીવ ઉગાર્યો !!

ઉદારતા સાથેજ મહાશયતા સર્વદા ભળેલી હોય છે. મહાશય એટલે મ્હોટું મન તે સર્વદા ઉદાર માણસોમા હોયજ છે. ઉદારતા એ મહાશયતાનોજ પ્રકાર છે આપણા આર્યાવર્તના ધર્મયુદ્ધના પ્રસગ વિચારશો તો-ખરી મહાશયતાના અનેક દૃષ્ટાન્ત તમારી નજરે તરી આવશે ભીષ્મપિતાએ નપાડવી પૃથ્વી કરવા પ્રતિજ્ઞા કરી ત્યારે એ અમોઘવાક્ મહાત્માનુ વચન સાભળી કૃષ્ણને ચિતા થઈ અને તેણે દ્રૌપદીદ્વારા યુક્તિ કરી ભીષ્મપિતા પાસે દ્રૌપદીને "અખડ સૌભાગ્ય" કહેવરાવ્યુ, ત્યારે પ્રપચ સમજતા ભીષ્મે બહુ શાન્તિથી કૃષ્ણને કહ્યુ કે જા શિખડીને આગળ કરજે. શિખંડી પૂર્વજન્મે સ્ત્રી હતો, માટે મહાવીરરૂપ શ્રી ભીષ્મ મહાત્માએ તેની સામે આયુધ ઉગામવુ અનુચિત ધારી સગ્રામમા પ્રાણ ત્યાગ કર્યો, અને દુર્યોધનના પરાજયનો પાયો નાખ્યો. બાલક, સ્ત્રી, બ્રાહ્મણ, અનાથ, એટલા યદ્યપિ પરપક્ષના હોય તથાપિ આર્યાવર્તના ઉદાર યોદ્ધાઓએ સર્વદા રક્ષણીય ગણી પાળ્યા છે;

હિંદુના અશસ્ત્ર કે અશક્ત એવા સન્મુખ થયેલા પણ શત્રુ ઉપર તેમણે હાથ ઉગામ્યો નથી. અહો ઉદારતા, મહાશયતા, અને શૌર્યની એજ ઠેકાણે પરિસીમા છે.

અનેક વિટંબનાથી ભરેલા આ ક્ષણભંગુર સંસારમાં શું સાર્થક છે? જે માણસો સંપત્તિમાં ને વિપત્તિમાં એક રૂપે રહ્યા છે તેમનાં જીવિતજ જીવિત છે. બાકી બીજા બધાનાં તો જીવિત પણ મરણજ જાણવાં. નીચ પુરુષો નીચ રીતેજ બધું જુવે છે. તેનામાં દયા ઉદારતા શૌર્ય મહાશયતા નો લેશ પણ હોતો નથી. તેઓ જે જે કરે છે તેપણ નીચપણેજ કરે છે. દૈવ યોગે તેવાં માણસ ઉચ્ચ અધિકાર પામે છે તો સર્વેને નડે છે. તેઓ જે કામ કરે છે તેપણ તેવાંજ હોય છે. મહાશયતા અને નીચતા એ, ઢાંક્યાં રહેતાંજ નથી. અધિકારથી તે છવાતાં નથી. એક રાજાએ 'એક બ્રાહ્મણ' ઉપર બહુ પ્રસન્ન થઇ તેને બક્ષિસમાં માત્ર અર્ધોસેર લોટ ને પા શેર દાળ બાંધી આપ્યાં. પછી કાલાંતરે પરિચય વધતાં રાજાએ બ્રાહ્મણને બહુ આગ્રહથી પૂછ્યું કે તું મારા પિતાનું નામ ક્હે ત્યારે• તેણે કહ્યું કે તું ભઠીઆરાનો છોકરો છે, જે વાત પ્રસિદ્ધ નં છતાં વાસ્તવિક હતી. જે બ્રાહ્મણે રાજાના મનના વલન ઉપરથી પરખી રાખી હતી. नजारजातस्यललाटशृङ्गं कुलप्रसूतस्य न पाणिपद्मम् । यथायथामुच्चतिवाक्यबाणं तथातथा जातिकुलप्रमाणम् ॥

શૌર્યવાન્ પુરુષોનું ધૈર્ય વિપત્તિમાંજ વધારે દીપે છે. સંસારમાં પ્રતિક્ષણ વિપત્તિઓ વરસાદની પેઠે પડે છે; પણ તેમાં ધીરજ રાખી શૈર્યવાળાં મનુષ્ય ડગતાં નથી. જેમ સંપત્તિથી તેમને ગર્વ નથી આવતો તેમ વિપત્તિથી તેમનું ધૈર્ય સ્ખલિત થતું નથી. જેનામાં નીચ બુદ્ધિ નથી તે કદાપિ નીચપણું કરતાજ નથી. સુખ કે દુ:ખ માણસના હાથમાં છેજ નહિ એ તો સિદ્ધ વાત છે, ત્યારે સુખમાં ફુલાઇ જવાથી પ્રાપ્ત થતી હલકાઇ, અને દુ:ખમાં રડવાથી પ્રાપ્ત થતી દીનતા, એજ માત્ર ઉભયથા વિહ્વળ થનારને પ્રાપ્ત થાય છે. ને જ્યારે એમજ છે ત્યારે ઉભયથા એકજ વૃત્તિ રાખી ગંભીર રહેવામાં કેટલું શૌર્ય, કેટલું ઔદાર્ય, કેટલી મહાશયતા છે., આપત્તિમાંજ ખરા ગુણની કસોટી થાય છે. માણસના દુર્ગુણોને કસી જોવા હોય, તેનામાં દુર્ગુણ છે કે નથી તેનો નિશ્ચય કરવો હોય, તો તે સંપત્તિ સમયે થઇ શકે છે, પણ તેનામાં કીયા ગુણો છે તે જોવાનું તો વિપત્તિમાંજ બને છે. ચંદનના લાકડાને અમસ્તું જોવાથી તે લાકડા જેવું લાકડું જણાય છે, પણ તેને ઘસવા માંડે તો તેમાંથી સુગંધ વિના બીજું કાંઇ નિકળતું નથી. વિપત્તિમાંજ ખરા ગુણનો પ્રકાશ થાય છે, ને મહાત્માઓ ખરી વિપત્તિની વખ-

તેજ કોઇ અપૂર્વ શૌર્ય તથા ઉદારતાનું દર્શન કરાવે છે. ઘણાક મહાપુરુષોને આ મહા નિયમ એટલે સુધી વળગેલો હોય છે કે તેમને સહજ ખીજવવામાં આવે ત્યારેજ તેઓને મોઢેથી અપૂર્વ જ્ઞાનનો ઉદ્ગાર વહે છે. આવું હોવું એ કાંઈ ભૂષણ નથી, પણ તાત્પર્ય એટલું છે કે વિપત્તિમાં પણ મહાત્માઓ કદાપિ વિલય પામતા નથી, સર્વદા કોઇ અપૂર્વ ગુણનું દર્શન કરાવી વિસ્મય પમાડે છે

સંસારમાં જે માણસ સંપત્તિથી ફુલાય છે, કે વિપત્તિથી દીન થાય છે. તે મૂર્ખ છે સંપત્તિ કે વિપત્તિ એ કાંઇ માણસના હાથમાં નથી. માણસના હાથમાં તો નિરંતર પ્રયત્ન કરવો એટલુંજ છે. તો પ્રયત્ન કર્યા કરવો અને વિઘ્નથી પાછા ન હઠવું એટલામાંજ ખરા શૌર્યનું તત્ત્વ સમાયલું છે. ઘણાક પરાક્રમના બીજવાળા પુરુષો માત્ર વિઘ્નનો ભય પામીને અમુલ્ય જીવિત એળે ગુમાવે છે. તેઓ બાયલા છે શૌર્યનું તાત્પર્યજ નીડરતામાં છે. માણસની કલ્પના ઘણી વખત ભય ન હોય ત્યાં પણ ભય ઉભો કરી માણસને ઠગે છે, પણ શૌર્ય એનુંજ નામ કે કલ્પના કરતાં નિશ્ચય કરવાની ટેવ વધારે રાખી નીડરતાથી ચાલવા માડવું કેળવણી આપવામાં મુખ્ય વાત એજ લક્ષમાં રાખવાની છે કે બાલકોને મિથ્યા ભયની કલ્પનાઓ કરવાની ટેવ ન પડે.

આવું સદ્વૃત્તિનું જે પરાક્રમ શૌર્યથી પ્રકાશ પામે છે તે પુરુષોમાંજ જણાયું છે કે જણાઇ શકે એમ માનવાનું કારણ નથી. સ્ત્રીઓનું પરાક્રમ કાંઈ રીતે પુરુષથી ઉતરે તેવું નથી. એટલુંજ સવિશેષ સ્મરણમાં રાખવાની જરૂર છે કે સર્વે પુરુષો સ્ત્રીઓનાજ પુત્ર છે, ને તેમનામાં જે જે પરાક્રમ છે તે તે સ્ત્રીઓની અસરનુંજ રૂપાંતર છે. સ્ત્રીઓના ગીત કોઇ ગાતું નથી, તેમને નામે કીર્તિસ્તંભ રોપાતા નથી, છતાં તેમની શક્તિ અગાધ, અમિત, અપાર, છે—ને સર્વદા ગુપ્ત છતાં માણસના જીવિતમાં નિકટ જોડાયલી છે પણ પ્રસિદ્ધ શૌર્યના દર્શનમાં એ સ્ત્રીઓની મૂર્તિઓ નથી એમ નથી, અનેક સતીઓએ સંપત્તિ અને વિપત્તિમાં પ્રેમનુંજ અસ્ખલિત સ્વાર્પણરૂપ સેવન કરી પ્રાણાન્તે પણ તેને તજ્યો નથી એ મહા શૌર્યનો પ્રભાવ આર્યપ્રજાવિના બીજાને અજાણ્યુંજ છે. અરે ! એજ કોમલ, મૃદુ, હૃદયવાળી રજપૂતાણીઓએ પ્રસંગે બજ્રપણું ધારણ કરી શત્રુઓને ધ્રુજાવી નાખ્યા છે. પ્રેમ—જય ! અહો શો શૌર્ય અને ઉદાર પ્રેમનો પ્રભાવ છે કે બે વિરુદ્ધ વસ્તુનો પણ એકમાંજ યોગ કરે છે. પણ જેણે કેવળ સ્વાર્પણનોજ મહામંત્ર જપ્યા માન્યો છે તેનામાં કાંઈ અસંભવિત નથી, ને સ્ત્રીઓ તો તેમાં પ્રથમ અધિકાર ધરાવે છે. परार्थे स्वसमर्पणम् એજ ખરા શૌર્યનું ને ખરી સદ્વૃત્તિનું લક્ષણ છે.

# ગુલાબસિંહ.

( અનુસંધાન પાને ૨૧૬ થી )

## પ્રકરણ ૧૫.

ગુલાબસિંહને મળ્યો તે પછીની રાતે લાલાજી અસાધારણ શાન્તિથી ઉંઘ્યો; એની આંખ ઉઘડી ત્યારે સૂર્યનાં કિરણ પૂર્ણ પ્રકાશથી એનાપર પડતાં હતાં. ઉંઘથી એનું શરીર તાજું થયું એટલુંજ નહિ, પણ એના મનમાં એ નવો જુસ્સો આવ્યો. એ એવી શાન્તિ પામ્યો હતો કે જે થાક પછી વિરામના પરિણામ કરતાં, મનમાં કોઇ નિશ્ચય થયાના ઉત્સાહનું પરિણામ હતી. ગતરાત્રીના પ્રસંગ તથા મનોભાવ સ્પષ્ટ આકૃતિમાન્ થયા હતા, છતાં તેમનાવિષે વિચાર કરવા કરતાં ભવિષ્યના વિચારમાં એ વધારે મગ્ન હતો. ગુપ્તવિદ્યાનું દ્વાર ખોલીને ગુહ્યાગારમાં પેસવા તલપી રહેલા કોઇ ચેલાના જેવી એની સ્થિતિ હતી.

ઉઠીને એણે કપડાં પહેર્યાં, અને રામલાલને પોતાના કોઈ દેશીઓ સાથે મીજબાની ગયેલો જાણી ખુશી થયો. એકાંતમાં વિચાર કરવામાં એણે મધ્યાન્હ ગાળ્યો, ને ધીમે ધીમે રમાની મૂર્તિ પાછી એના હૃદયમાં ખડી થઈ. એ મૂર્તિ અતિ પવિત્ર—કેમકે માનુષી—હતી. એણે એનો ત્યાગ કર્યો હતો; અને જોકે એ પસ્તાતો ન હતો, તોપણ પસ્તાવો થવાનો હોય, ને મોડો થાય તો તે નકામો છે એમ વિચારી ગભરાયો. પોતાને આસનેથી ઘણી ત્વરાથી ઉઠ્યો, અને નાયિકાના ઝુંપડા તરફ ઝડપથી ચાલવા લાગ્યો.

છેટું થોડું ન હતું. તેમ હવાપણ બંધ હતી, એટલે લાલાજી ઉકળાટથી ગભરાતો અને નિઃશ્વાસ થઈ ગયેલો રમાને બારણે આવી ઉભો. બારણું ઠોક્યું, પણ કોઇએ ઉત્તર આપ્યું નહિ. ઉલાળો તાણી અંદર ગયો, દાદર ઉપર ચઢ્યો, પણ કાંઈ સંભળાતું ન હતું, કોઈ જીવતા પ્રાણીનો શબ્દ કે સ્પર્શ એને સમજાતો ન હતો. દીવાનખાનામાં ગાદી ઉપરજ સીતાર પડેલો હતો, ને તેની પાસે નાટકનાં કેટલાંક ગાયનો લખેલાં પત્રાં હતાં. જરાવાર થોભ્યો, પણ હીંમત લાવી વળી અંદરના ઓરડાનું બારણું ઠોક્યું. બારણું બંધ ન હતું, તેથી અંદર કોઇ ન સંભળાયું એટલે ઉઘાડીને પોતે અંદર ગયો. પેલી નટીનું આ શયન ગૃહ હતું—પ્રેમની પવિત્ર ભૂમિ હતી. એ સ્થલ, એ સ્થલની દેવતાને અનુરૂપજ હતું. ત્યાં એ બાલાનાં નિત્યકર્મમાંની નજીવી

વસ્તુઓ પડેલી ન હતી, વા સામાન્ય રીતે ગરીબાઈને અંગે જણાતી કોઈ અવ્યવસ્થા પણ ન હતી. બધું શુદ્ધ અને સાદું હતું. સામાન તથા શણગાર બધાં ઉંચા પ્રકારનાં છતાં સાદાં હતાં; થોડાંક પુસ્તકો સ્વચ્છ રીતે ગોઠવી રાખેલાં હતાં, ને કેટલીક પુષ્પમાલાઓ આમ તેમ તે ઉપર ગોઠવેલી હતી.' દૂધ જેવા સ્વચ્છ બીછાના ઉપર અને તેની પાસે પડેલાં કપડાં ઉપરસૂર્યનાં કિરણ રમી રહ્યાં હતાં. રમા ત્યાં હતી નહિ—ગણ પેલી બુઢ્ઢી!—તે પણ ન હતી? એણે બુઢ્ઢીને બોલાવી બોલાવીને ગળું દુખવા આણ્યું, પણ એક પ્રતિશબ્દ સરખું પણ ઉત્તર આવ્યું નહિ. થાકીને જેવો તે ઘરથી બહાર નીકળ્યો કે એણે બુઢ્ઢીને સામેથી આવતી જોઇ. બીચારી ડોસીએ એને જોઇને ખુશીનો પોકાર કર્યો પણ ઉભયે એક એકને કાંઇ સંતોષકારક ખુલાસો કરી શક્યાં નહિ તેથી નિરાશ થયાં. તોફાન સંભળાયાથી બુઢ્ઢી ઉંઘમાંથી જાગી ઉઠી હતી પણ નીચે ઉતરવાની હીંમત આવી તે પહેલાં તો રમા અદૃશ્ય થઇ ગઇ હતી. બહારના બારણા ઉપર એને બલાત્કાર થયાનાં ચિહ્ન જણાયાં, પણ અત્યાર સુધીમાં એ એટલુંજ જાણી શકી હતી કે પાસેના ખેતરમાંથી જાગી ઉઠેલા એક મેહુતે એક ગાડી, જેને તેણે પેલા પ્રખ્યાત અમીરની છે એમ ઓળખી હતી, તેને બારણા તરફ આવતાં ને જતાં જોઇ હતી. આ બધા વૃત્તાન્તનો સાર સમજી લઇ લાલો એકદમ બુઢ્ઢી પાસેથી ચાલતો થયો, ને ગુલાબસિંહના મહાલયમાં દાખલ થયો. ત્યાં એને એવી ખબર મળી કે મહારાજા અમીર—ને ઘેર મીજબાનીમાં ગયા છે, ને છેક મોડી રાતસુધી પાછા ફરવાના નથી. ગભરાટ અને ભયથી લાલો સ્તબ્ધજ થઇ ગયો. શું થયું હશે! શું કરવું? એની એને સુજ પડી નહિ. દાગલાલ પણ પાસે ન હતો કે એનું ડહાપણ કાંઈ કામ લાગે. એના હૃદયે એને ચુપ માર મારવા માંડ્યા પોતાની પ્રિય વસ્તુને બચાવવાની પોતાને શક્તિ છતાં તે શક્તિ પોતે ગુમાવી! પણ ગુલાબસિંહે કેમ છક્કડ ખાધી! એમ કેમ બન્યું કે એ પોતેજ પેલા દુષ્ટ અપરાધીની આજ પ્રસંગની મીજબાનીમાં ગયો! બધીવાત એને માલુમ હશે? કદાપિ ન હોય, તો મારે એક ક્ષણ પણ તેને ખબર આપવામાં વિલંબ કરવો? મનનો કાચો છતાં, શરીરે તો લાલા કરતાં વધારે હીંમતવાન્ કોઈ ન હોઇ શકે. બસ, હું પોતેજ અમીરના મહાલય તરફ જાઇશ, અને જે હવાલો પોતાને સ્વાધીન લેવાનું ડોળ ગુલાબસિંહ રાખતો હતો તે ખોટું સમજાશે તો તુરત લાને ત્યાં, અને બધા મીજબાનોની વચમાંજ હું એ બાલાને આ કાળા દાવ પેચમાંથી છુટી કરવાનું. અમીરને મોઢામોઢ કહીશ—પછી જે થનાર તે થશે.

## પ્રકરણ, ૧૯.

વાર્તાના કાલક્રમમાં બે ત્રણ પ્રહર પાછા હઠીને જોઇએ તો ગ્રીષ્મ કાલનો મધુરો અને આછો આછો પ્રભાત ચોતરફ પ્રમોદ પસારી રહ્યો છે; તેવેળ ખીલતાં પુષ્પનાં પરાગથી સુવાસિત બાગમાં ઝુકી રહેલા એક ઝરણામાં બે પુરુષો વાતે વળગેલા છે., તારા હજુ ઢંકાઇ ગયા નથી. પક્ષીઓ પણ તરુવરોમાંથી જાગ્રત થયાં નથી છતાં રાત્રીના આરંભની' શાન્તિ' અને 'પ્રભાતના આરંભની શાન્તિમાં કેટલો તફાવત છે! શાંતિના ગાનમાં પણ અનેક રાગરંગના ભેદ પ્રભેદનો પ્રમોદ છે. આ પુરુષો જે એકલાજ ઘણું કરી આખા દીલ્હી શેહેરમાં પ્રથમ નિદ્રા તજી ઉઠ્યા હતા તે ગુલાબસિંહ અને પેલો વિલક્ષણ પરદેશી જેણે બે ઘડી પૂર્વે પેલા રાજકુમારને એશઆરામમાં ચમકાવ્યો હતો એ બે હતા.

" એમ નહિ, એમ નહિ," આ ગુઢ વિદેશી ઉચર્યો "પૂર્ણ વયે પહેંચતા સુધી, અને આ સંસારમાં જે છેહ થાય છે તેના ઘા પૂરા અનુભવી દ્રઢ કર્યા પછી, જે રીતે મેં આ બધું ખમીને મારા પ્રયત્નથી ફલ ચાખ્યું છે તે રીતે, તેં જો છેલો પ્યાલો પીધો હોત તો જે દુઃખનાથી તું હાલ પીડાય છે તે પાપ તને વળગ્યું હોત નહિ. પ્રેમાનંદના કાલ સાથે સરખાવતાં મનુષ્યજીવિતના દાલના ટુંકાપણા વિષે શોક કરવાનું તને કારણ મળત નહિ, કારણકે તું સ્ત્રીના પ્રેમની વાંછનારૂપ સ્વપ્નની અણુમાત્ર તરી ગયો હોત. દેવ અને માણસો વચ્ચે આ સૃષ્ટિમાં જે સિદ્ધયોનિ છે તેમાં ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ, અને એટલી એકજ ભુલ ન કરી હોત તો, ભવ્યમાં ભવ્ય, તારા જેવા મહાત્માને યુગે યુગે ને કલ્પે કલ્પે સર્વ કાલ, એ અગાધ મૂર્ખાઇ કે જેથી તેં યૌવનનાં કાન્તિ અને મનોભાવને વૈષયિક અમરતાના ભવ્ય એકાન્તમાં પણ સાથે રાખવાના આગ્રહ ધર્યો, તેમાટે શોક કરવો પડશે."

"હું પશ્ચાત્તાપ કરતો નથી, કરનાર પણ નથી" ગુલાબસિંહ બોલ્યો "જે આનંદોન્માદ અને વિષયદુઃખનો વિલક્ષણ વ્યતિકર મારા ભાગ્યની વિચિત્ર ભૂમિકા ઉપર પ્રસંગે પ્રસંગે જામે છે તે તારા એકાન્ત માર્ગના નિર્જીવ અને તેથી શાન્ત વિભવ કરતાં વધારે ઉત્તમ છે; તું, કે જેને કશાનો રાગ નથી, કશાનો દ્વેષ નથી, કશા ઉપર પ્રીતિ નથી; ને જે આ વિશ્વમાં નિઃશબ્દ અને નિરાનંદ પગલે સ્વપ્નવત્ ફરે છે!"

"તારા સમજવામાં ભુલ છે" મત્સ્યેન્દ્રનું નામ ધારણ કરનાર વ્યક્તિએ કહ્યું "જોકે મને પ્રેમની દરકાર નથી, અને પાંચભૌતિક શરીરોને જે વૃત્તિઓ આંદોલિત કરે છે તે પરત્વે યદ્યપિ હું મૃતપ્રાય છું, તથાપિ એ સર્વથી

જે આનંદ ઉદ્ભવતો હતો તેનો ઉત્તમાંશ ભોગવવામાં હું તેવો નથી અમિત કાવ્યના પ્રવાહમાં વહતો, યૌવનના સ્વચ્છંદી આવેશોને મારી સાથે ઘસડી જતો નથી પણ વાણા પ્રભાવે પ્રાપ્ત તથા આત્મપ્રમાદના શાંત વૈભવની ભેગો રાખું છું જ્યારે મે મારા ભાગ્યને પ્રાકૃત માનુષ ભાગ્યથી નિરાળું કહ્યું ત્યાર મે બહુ દીર્ઘદૃષ્ટિથી અને નિશ્ચયપૂર્વક યૌવનનો ત્યાગ કર્યો છે. અન્યોન્યની ઇર્ષ્યા કરવામાં કે અન્યોન્યને ઠપકો દેવામાં હવે ફલ નથી. આ દીવાલીને બચાવવા ખુશી છું ગુણાગમિલ! (કારણ કે એજ નામ હવે તને પસંદ પડ્યું છે) કારણ કે એનો પ્રપિતા આપણાથી માત્ર અતિ સૂક્ષ્મ અંતરેજ ભિન્ન હતો, અને આ માણસમાં પોતામાં પણ એના પૂર્વજના બનાવ પ્રતીત થાય છે પૃથ્વી ઉપર એવા બહુ થોડા હોય છે કે જેને કર્મના નિર્દય નિયમે ખરી કસોટીએ ચઢી પાર ઉતરવા જેવા ગુણો આના હોય પણ દીર્ઘ પરિચય અને વિષયાસક્તિથી એનો આત્મા છેક ઢંકાઇ ગયો છે, એની સ્થૂલ બુદ્ધિ મત્ત થઇ ગઈ છે, ને એનું સૂક્ષ્મ છેક પાણી વિનાનું થઈ ગયું છે. એને એનો કર્મવિપાકનેજ સ્વાધીન રહેવા દેવો જોઇએ"

"ત્યારે, મત્સ્યેન્દ્ર! હજી પણ તું આપણો સર્વ જે માત્ર આપણ બે ઉપરજ હાલ તો આવી રહ્યો છે, તેને પુનરુદ્ધારવાની આશામાં છે! તારા અનુભવે તને સિદ્ધ જણાવ્યું હશે કે मनुष्याणां सहस्रेषु कश्चिद्यततिसिद्धये। यततामपि सिद्धानां कश्चिन्मां वेत्तितत्त्वतः॥ વળી તારો માર્ગ શું તેમાં આવનારનો ફાકા મારનારાના ભોગથી ધણાયો નથી? બીચારાના દુઃખમય વદન, ભયભીત ચક્ષુ, અરે! સ્વરુધિરથીજ છંટાયલા આત્મઘાતી, વાગ્યુંસુટતા હાડણી છરેના ગાડા,—એ બધું તારી નજરે નથી આવતું, અને ત્યારમાં જે કાંઇ દયાનો છાંટો રહ્યો હોય તેને જાગ્રત કરી તારા ગાંડાપણીથી તને નિવૃત્ત કરી નથી શકતું?"

"પણ" મત્સ્યેન્દ્રે ઉત્તર આપ્યું "નિષ્ફલતા છતાં મને ઉત્તેજન આપે તેવો જય મળ્યું શું નથી જ નથી? કે જેનો સંભવ પણ માત્ર આપણા જેવાનેજ બને તેમ છે તેવી ઉ[illegible]સ અને ઉદાર આશા શું હું કદાપિ પણ તજી શકું? જે આશાથી હું એક વ[illegible]નાન્ અને અસંખ્ય સંતતિ ઉછેરવા ધારું છું કે જે પોતાના અતુલ પ્રભાવ[illegible] મનુષ્ય જાતિને પણ કાંઈ હાનિ ન થાય તેવી રીતે ગુપ્ત વિજ્ઞાન પરાક્રમ સ[illegible]વી શકે, આગ્રહના ખરા અધિષ્ઠાતા થવા ઉપરાંત અન્ય લયકોમાં પણ [illegible]ત કરી શકે, આ કલિકાલમાં જે વામા-

ચાર ચોતરફ ભિન્નભિન્ન રૂપે દ્વીપદ્વીપમાં છુપાઈ છવાઇ ગયો છે તેને નિર્મૂળ કરી મન કર્મ વાણીની એકતાની સિદ્ધ પ્રેરક થાય, અને એમ ઉત્તરોત્તર ઉત્તમ ગતિએ પુહોચી અમરત્વના અમિતપ્રવાહમાં અને સત્વરૂપ સર્વગય અર્ધધારમાં વિરમે. આવા આવા આપણા સંઘમાં એક ખરો એવો ભજે તે પૂર્વે અનેકના ભોગ અપાઈ જાય તો શી હાનિ છે? અને તું ગુલાબસિંહ?" મૂર્ત્યેન્દ્રે જરા થોભીને ચલાવ્યું "તું પણ—આ મર્ત્યકાન્તિનો તને જે ક્ષણિક છંદ, તારી વૃત્તિ ઉપરાંત થઇ લાગ્યો છે તે જો, એને તારારૂપ કરી દેતાં તારા પ્રસન્ન ચેતનના અનંત અને આનંદમય અમરત્વના રંગે ચઢે તો તેને પણ તારા બરાબર કરવા જે થાય તે કરજે, જે વેઠવું પડે તે વેઠજે. છાનો રહે છાનો, માંબળ તારાથી સમજી શકાય છે? વ્યાધિ એને પાયમાલ કરશે, ભય એને સતાવશે. કાલ એનો ઉચ્છેદ કરશે, કાન્તિ કરમાઈ જશે, પણ હૃદય—નિત્ય યૌવન પૂર્ણ હૃદય—તારા હૃદયઉપર ચહોટી રહેશે. આ બધું તારાથી સમજાય છે? સમજાતું હોય તો જાણ કે પછી એ કામ તારૂંજ છે કે—

"બસ બસ" ગુલાબસિંહે ક્રોધથી કહ્યું "મહાભયથી જે મરણ નીપજે છે તેના આગળ બીજાં મરણ શી વિસાતમાં છે? રે! જ્યારે પરમ-વિરાગીઓ, મહા ઉગ્ર અભિલાષાવાળા સાધન સંપન્ન મુમુક્ષુઓ, ધૈર્યવાન દૃઢ યોદ્ધાઓ, જ્યારે પેલા વિકરાલ ભૈરવની દૃષ્ટિ પડતાંજ પુલ તનુ થઇ નીકળી પડેલે હાજે પથારીઓમાંજ મરણ પામેલા જોયા છે, ત્યારે આ કોમલ સુન્દરી જેના મુખનું નૂર માત્ર પવનના કડકડાથી બારીનો અવાજ થતાં, કે રાત્રીએ ઘુવડનો શબ્દ સાંભળતાં, કે કોઇ યોદ્ધાની તરવારપર રક્તનું એક બિંદુ જોતાં, ઉડી જાય છે તે એ કરાલ—ની એક દૃષ્ટિ પણ કેમ ઝીરવી શકે!! આવા પ્રસંગનો એના સંબંધ વિચારજ મારા જેવાને પણ છેક ના હીંમત બનાવી દે છે."

"જ્યારે તેં એને કહ્યું કે તું એને ચહાય છે, જ્યારે તેં એને તારી કરી તારા હૃદય સાથે ચાંપી, ત્યારથીજ તેં એના ભવિષ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ને તેથી એનું રક્ષણ કરવાની શક્તિ ગુમાવી છે. અત્યારથી તું એને મન કેવલ મનુષ્યજ થયો છે ત્યારે હવે તને શી ખબર છે કે હજુ તારે શી કસોટીએ ચઢવું પડશે? એની જિજ્ઞાસા શું શું જાણવાની ઇચ્છા કરશે, ને એનું ધૈર્ય એને કેવી હીંમત આપશે તેની પણ તને શી ખબર છે? પણ હવે એ વાત જવાદે, બસ! ત્યારે તું એ રસ્તેજ જવાનો?"

"હા, વિધાતાના લેખ એમજ લખાએલા છે"

"ત્યારે કાલેજ?"

“સરખાપણું” એ શબ્દથી “સાધર્મ્ય”નો અર્થ સ્પષ્ટ રીતે આવતો નથી એટલુંજ નહિ, પણ આખી વ્યાખ્યા એવી શિથિલ છે કે તે રૂપકને પણ લાગુ પાડી શકાય એવી છે, કેમકે એ વસ્તુ “ભિન્નજ” હોવી જોઇએ એમ સ્પષ્ટ કર્યું નથી. આજ છત્રીસ અલંકારોની વ્યાખ્યા કર્યા પછી, તેમને નાગાર્જુનની કવિતાઓમાં લગાડી બતાવ્યા છે એ બહુ સારું કર્યું છે.

અમે આટલા વિચારો દર્શાવ્યા છે તે એમજ જાણીને કે મૂલનાં ઉત્તમ રીતિમાં જે દોષ એકાદ બે સંશય જેવું અમને લાગ્યું તે નીકળી જાય તથા ગ્રંથ જેવો ઉત્તમ છે તેવોજ યથાર્થ થઇ રહે. અમે ધારીએ છીએ કે આ ગ્રંથને કેળવણી ખાતાવાળા પોતાના ઉપયોગમાં લેતો ભણનાર ભણાવનાર સર્વને સારો ફાયદો થાય.

હોમીઓપેથીક ચિકિત્સાર ભાગ ૧*:—શરીરને સાચવવાથીજ સર્વ પુરૂષાર્થ સિદ્ધ થઇ શકે છે, માટે તેની સાચવણીમાટેના આપણા જ્ઞાનમાં જે કાંઇ વધારો થાય તે અતિ ખુશીની સાથે ગ્રહણ કરવા જેવો છે. ડાક્તર બુલેલ અમેરિકામાં જઇ વૈદ્યવિદ્યા સારીરીતે ભણી આવેલા છે તથા કેટલોક વખત થયાં દવાનો અનુભવ પણ લીધાં જાય છે—એમની રચેલી હોમીઓપેથીગ્રંથોની બુક દરેક માણસને ઉપયોગી થઇ પડે તેવી છે, કેમકે તેમાં દવા તથા રોગની પણ થોડી હકીકત આપેલી છે, જોકે કોઇ કોઇ જગોએ ગૂઢ ભાગ રાખેલોજ છે, ને તે વાસ્તવિક રાખેલો છે, કેમકે અનુભવીની સલાહ-વિના ચાલે નહિજ. આજકાલ જે રીતે દવા ચાલે છે તે એલોપેથી કહેવાય છે. તેના કરતાં હોમીઓપેથીના સિદ્ધાંત જુદી રીતના છે. એના નિયમો આપણા વૈદકમાં ઉપયોગમાં લીધેલા જોવામાં આવે છે. विषस्य विषमौषधम् . જેવોજ એ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે, ને દવાપણ એટલા થોડા પ્રમાણમાં આપે છે કે કાંઇજ, સ્વાદ જણાતો નથી. છતાં ઘણા રોગોમાં બહુ ફાયદો થયાનું સંભળાય છે, તેમ જુનાં દરદોને તો એ દવા બહુ માફક આવે છે એમ મનાય છે. એજ ડાક્તરે હાલમાં “દૃષ્ટિસંરક્ષણ” નામે બીજું પુસ્તક પણ પ્રકટ કરેલું છે, જે આંખનાં દરદો તથા દૃષ્ટિના વિકારની સમજ તથા ઉપાયો માટે બહુ ઉપયોગનું છે. ડાક્તરને આંખ તથા કાનના દરદોનો ખાસ અભ્યાસ છે તેથી આ પુસ્તક બહુ વાંચવા જેવું છે.

હૅન્ડબુક ઑફ ગુજરાતી ગ્રામર†:—આ ગ્રંથની યોજના વખાણવાજોગ છે, અને એ ગુજરાતી ભાષા શીખનાર યુરોપીઅન ગૃહસ્થોને

* રચનાર ડાક્તર કૃષ્ણરાવ ભાસ્કરરાવ બુલેલ એમ. ડી.

† અંગ્રેજીમાં રચનાર રા. પૂર્ણાનંદ ગઢાનંદભટ. આ ગ્રંથનું વિવેચન અમને કોઇ વિદ્વાન તરફથી મળેલું છે.

થઈ દરજ્જે ઉપયોગી થઈ પડે એમ છે; તો પણ તેમાં રહેલી કેટલીક ભૂલોને લીધે તે આધાર તરીકે વાપરી શકાય એમ નથી.

આ પુસ્તકમાં આપેલી કેટલીએક વ્યાખ્યાઓ અપૂર્ણ અને ભુલ ભરેલી છે. કેટલીએક જગાએ આપેલા નિયમો દાખલાથીજ રદ થાય છે. કેટલાએક નિયમો કેવળ કલ્પિત છે. અને કેટલાએક સમજી શકાય એવા નથી. કેટલીએક જગાએ અમુક નિયમ આપવા જોઇએ ત્યાં આપેલા નથી. કેટલાએક શબ્દોનું વ્યાકરણ ખોટું કરેલુ છે. કેટલાએક વિષય આવા પુસ્તકમાં દાખલ કરવા યોગ્ય નહિ છતાં દાખલ કરેલા કેટલાએક ભાગનું ઘણું લંબાણ કરી નાખેલું છે. અને કેટલીએક જગાએ અર્થ ગ્રાહી અને સમજીશકાય એવુ લખાણ કરવામાં આવ્યું નથી.

ઉપરની ટીકા સમજવામાટે અમે થોડા એક દાખલા આપવા દુરસ્ત ધારીએ છીએ. પૃષ્ટ ૧૭ મે Verb અને Conjunction ની વ્યાખ્યાઓ અમને અપૂર્ણ લાગે છે; પૃષ્ટ ૨૫ મે અણખામણું એ શબ્દને ભાવવાચક નામ ગણેલો છે પણ તે વિશેષણ છે; તેમજ ધાવણુ (પૃષ્ટ ૧૫૪) એ શબ્દ નામ નથી પણ વિશેષણ છે. કલમ ૨૯ (પૃષ્ટ ૨૮)માં જણાવેલો નિયમ અપૂર્ણ છે. કલમ ૩૪-૩૫માં શબ્દો વિષે એક સાધારણ નિયમ જણાવવો જોઇએ. કલમ ૭૦માં આપેલો નિયમ તેમાં લખેલા દાખલાથી રદ થાય છે. પુરુષવાચક સર્વનામના પાંચ વર્ગ નથી પણ પાંચ દાખલા છે. ગર્વાદાથી વિનયથી ધર્યાથી એ શબ્દો નામ છે ક્રિયાવિશેષણ નથી; પરભાષામાં તેનો અર્થ ક્રિયાવિશેષણથી થાય માટે તે ક્રિયાવિશેષણ કહેવાય નહિ. અલંકારનો કેટલો એક ભાગ ઇંગ્રેજીમાં સમજાવ્યો નથી અને તે ભાગ સમજી શકાય એવીરીતે ગુજરાતીમાં પણ લખ્યો નથી. પૃષ્ટ ૧૦૯ મે ૧૬૯ મી કલમનો છેલો ભાગ સમજી શકાય એમ નથી. ભાગ ૧૮-૧૯-૨૦ વ્યાકરણના અંગમાં આવવા લાયક નથી.

આ ગ્રંથઉપર એકંદર રીતે વિચાર કરતાં જણાય છે કે સૂક્ષ્મ અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને આ પુસ્તક ઘણું કામનું નથી કેમકે તેમને જે ચોક્કસ જ્ઞાન મેળવવું જોઇએ તે એમાંથી મળવું કઠિન છે; પરંતુ ગુજરાતીનો અભ્યાસ કરનાર યુરોપીયનોને આ પુસ્તક ખાસ રીતે ઉપયોગમાં આવે એવું છે. અમે ધારીએ છીએ કે કોઇ સમર્થ વિદ્વાન આવા પ્રકારનું પુસ્તક લખવાનું કામમાથે લે તો આ પુસ્તક તેને કેટલેક દરજ્જે ભોમિયા તરીકે ઉપયોગી થઇ પડે એમ છે.

પડે દરેકને ઉપયોગી થઈ પડે એમ છે; તો પણ તેમાં રહેલી કેટલીક ભૂલોને લીધે તે આધાર તરીકે વાપરી શકાય એમ નથી.

આ પુસ્તકમાં આપેલી કેટલીએક વ્યાખ્યાઓ અપૂર્ણ અને ભુલ ભરેલી છે. કેટલીએક જગાએ આપેલા નિયમો દાખલાથીજ રદ થાય છે. કેટલાએક નિયમો કેવળ કલ્પિત છે. અને કેટલાએક સમજી શકાય એવા નથી. કેટલીએક જગાએ અમુક નિયમ આપવા જોઇએ ત્યાં આપેલા નથી. કેટલાએક શબ્દોનું વ્યાકરણ ખોટું કરેલું છે. કેટલાએક વિષય આવા પુસ્તકમાં દાખલ કરવા યોગ્ય નહિ છતાં દાખલ કરેલા કેટલાએક ભાગનું ઘણું લંબાણ કરી નાખેલું છે. અને કેટલીએક જગાએ અર્થ ગ્રાહી અને સમજીશકાય એવું લખાણ કરવામાં આવ્યું નથી.

ઉપરની ટીકા સમજવામાટે અમે થોડા એક દાખલા આપવા દુરસ્ત ધારીએ છીએ. પૃષ્ટ ૧૭ મે Verb અને Conjunction ની વ્યાખ્યાઓ અમને અપૂર્ણ લાગે છે; પૃષ્ટ ૨૫ મે અળખામણું એ શબ્દને ભાવવાચક નામ ગણેલો છે પણ તે વિશેષણ છે; તેમજ ધાવણ (પૃષ્ટ ૧૫૪) એ શબ્દ નામ નથી પણ વિશેષણ છે. કલમ ૨૯ (પૃષ્ટ ૨૮)માં જણાવેલો નિયમ અપૂર્ણ છે. કલમ ૩૪–૩૫માં શબ્દો વિષે એક સાધારણ નિયમ જણાવવો જોઇએ. કલમ ૭૧માં આપેલો નિયમ તેમાં લખેલા દાખલાથી રદ થાય છે. પુરુષવાચક સર્વનામના પાંચ વર્ગ નથી પણ પાંચ દાખલા છે. મર્યાદાથી વિનયથી ઇર્ષ્યાથી એ શબ્દો નામ છે ક્રિયાવિશેષણ નથી; પરભાષામાં તેનો અર્થ ક્રિયાવિશેષણથી થાય માટે તે ક્રિયાવિશેષણ કહેવાય નહિ. અલંકારનો કેટલો એક ભાગ ઇંગ્રેજીમાં સમજાવ્યો નથી અને તે ભાગ સમજી શકાય એવીરીતે ગુજરાતીમાં પણ લખ્યો નથી. પૃષ્ટ ૧૦૯ મે ૧૬૯ મી કલમનો છેલો ભાગ સમજી શકાય એમ નથી. ભાગ ૧૮–૧૯–૨૧ વ્યાકરણના અંગમાં આવવા લાયક નથી.

આ અંગઉપર એકંદર રીતે વિચાર કરતાં જણાય છે કે સૂક્ષ્મ અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને આ પુસ્તક ઘણું કામનું નથી કેમકે તેમને જે ચોકસ જ્ઞાન મેળવવું જોઇએ તે એમાંથી મળવું કઠિન છે; પરંતુ ગુજરાતીનો અભ્યાસ કરનાર યુરોપીઅનોને આ પુસ્તક બહુ રીતે ઉપયોગમાં આવે એવું છે. અમે ધારીએ છીએ કે કોઇ સમર્થ વિદ્વાન આવા પ્રકારનું પુસ્તક લખવાનું કામમાથે લે તો આ પુસ્તક તેને કેટલેક દરજ્જે આધાર તરીકે ઉપયોગી થઇ પડે એમ છે.

